આદ્યશંકરાચાર્ય વિરચિત

# વિવેકચૂડામણિ

(વિસ્તૃત ભૂમિકા, મૂળ સંસ્કૃત ગ્રંથ, અનુવાદ
અને સમજૂતી સાથે)

સંપાદક
આચાર્ય ભાઈશંકર પુરોહિત
(રાષ્ટ્રપતિ સમ્માનિત)
વેદાન્તાચાર્ય, સાહિત્યાચાર્ય, કાવ્યતીર્થ, હિન્દીરત્ન
ભૂ. પૂ. પ્રધાનાચાર્ય, મુંબાદેવી સંસ્કૃત મહાવિદ્યાલય
ભારતીય વિદ્યા ભવન,
મુંબઈ.

સંસ્કૃત સેવા સમિતિ
અમદાવાદ.

# પરિપક્વ વિદ્વત્તાનું પરિણત ફળ

આદ્યશંકરાચાર્ય વિરચિત વિવેકચૂડામણિનું સંપાદન એક અનોખી સજ્જતા માંગી લે તેવું કામ છે અત્યન્ત સરળ અને કાવ્યમય ભાષાના આ ગ્રંથમાં વેદાન્તના અતિ ગંભીર પ્રમેયોનો સમાવેશ થયો છે. શાંકરવેદાન્તના આમૂલજ્ઞાતા વિદ્વાન ન હોય તે આ કાર્ય કરવાની ચેષ્ટા કરે તો 'અવ્યાપારેષુ વ્યાપાર:' કરવા જેવી સ્થિતિ થાય શ્રી સુરેન્દ્રભાઈ જ શાહે જ્યારે વિવેકચૂડામણિનું પ્રકાશન કરવા માટે સૂચન કર્યું ત્યારે વેદાન્તવિદ્યામાં પારંગત ગુજરાતી વિદ્વાનની એક અર્થમાં શોધ કરવી પડી અને તેમાં અનામિકા સાર્થવતી કરી શકે તેવા વિદ્વાન તરીકે સમિતિને આચાર્ય ભાઈશંકરભાઈ પુરોહિત સાંપડ્યા

ગુજરાતના સાબરકાંઠા જિલ્લાના ઢાભા ગામમાં સંસ્કારી અને પવિત્ર બ્રાહ્મણ શ્રી બેચરભાઈના ઘેર જન્મી પેટલાદમાં પંડિત ચંદ્રશેખર દ્વિવેદીજી (કે જેઓ આજ પુરીમાં જગદ્ગુરુ શંકરાચાર્યનું પદ અલંકૃત કરી રહ્યા છે તેમની) પાસે સંસ્કૃત અને પંડિતરાજ આચાર્ય વેંકટેશ્વર દીક્ષિતર પાસે શાંકરવેદાન્તનું અધ્યયન કરનાર શ્રી ભાઈશંકરભાઈ વેદાન્તાચાર્ય અને સાહિત્યાચાર્ય છે તેઓએ વર્ષો સુધી મુંબઈ ખાતે ભારતીય વિદ્યા ભવનમાં સેવા આપી છે છેલ્લા ૧૭ વર્ષ સંસ્કૃત મહાવિદ્યાલયમાં પ્રધાનાચાર્ય તરીકે સેવા બજાવી હાલમાં ત્યાં આસીસ્ટન્ટ ડાયરેક્ટર તરીકે સેવા આપી રહ્યા છે વિવિધ સમિતિઓમાં તેમજ યુનિવર્સિટીઓમાં સેવાઓ આપનાર આ સનિષ્ઠ વિદ્વાને ૧૦થી વધુ વિદ્યાર્થીઓને વિદ્યાવાચસ્પતિ( પી એચ ડી )ની પદવી માટે તૈયાર કર્યા છે

શ્રી ભાઈશંકરભાઈની સંસ્કૃત વિષયક મૂલ્યવાન સેવાઓ બદલ ૧૯૭૩માં ભારત સરકારે તેઓને આદર્શ સંસ્કૃત શિક્ષક તરીકે પુરસ્કૃત કર્યા છે

વિવેકચૂડામણિના સંપાદન માટે સંસ્કૃત સેવા સમિતિને તેઓની સેવા પ્રાપ્ત થવા બદલ સેવા સમિતિ આનંદ અને ગૌરવની લાગણી અનુભવે એ સ્વાભાવિક છે. આ સંપાદનમાં શાંકરવેદાન્તના સિદ્ધાન્તોનું સરસ વિવેચન અને પ્રસન્નગંભીર ભાષામાં રજૂઆત આપતી ભૂમિકાને એમની ઠોસ વિદ્વત્તાનું પરિણામ કહી શકાય. જો કોઈ પણ પ્રારંભના વિદ્યાર્થીને કે વિદ્વાનને જો અલ્પ પરિશ્રમે પણ વેદાન્તના મૂળભૂત સિદ્ધાન્તો હસ્તગત કરવા હોય તો આ પ્રસ્તાવના વાસ્તવમાં ઉપયુક્ત બની રહેશે તેવી મને શ્રદ્ધા છે. આચાર્ય શ્રી ભા[illegible]ભાઈ પુરોહિત પાસેથી હજુ સંસ્કૃતપ્રેમી સમાજ વધુ સેવાઓની અપેક્ષા રાખી શકે તેમ છે. હું સંસ્કૃત સેવા સમિતિ અને તેના સર્વે ટ્રસ્ટીઓ વતી તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

આ ગ્રંથના પ્રકાશનમાં શ્રી યોગેન્દ્રભાઈ જોષી તરફથી દાનમાં પ્રાપ્ત થયેલ રકમનો ઉપયોગ કરવામાં આવ્યો છે. હું દાતાનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

ગ્રંથના પ્રકાશનાર્થે શ્રી રમેશભાઈ મહેતા અને શ્રીમતી મીરાબહેન મહેતા તરફથી મળેલા સહકાર બદલ ટ્રસ્ટ તરફથી આભારની લાગણી વ્યક્ત કરું છું.

એમ-૪, ૬૭/૫૨૧ — **ગૌતમ પટેલ**
શાસ્ત્રીનગર — પ્રમુખ
અમદાવાદ–૩૮૦ ૦૧૩ — સંસ્કૃત સેવા સમિતિ

# અનુક્રમ

## ભૂમિકા

સંસ્કૃત શ્લોકો, અન્વય, અનુવાદ અને સમજૂતી સાથે

---

## આ જ લેખકની અન્ય રચનાઓ

૧. વામનપુરાણ—ગુજરાતી અનુવાદ ( આવૃત્તિ બીજી ) પ્રકાશક નરતુ સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ

૨. શ્રીમદ્‌વલ્લભાચાર્ય—( ૨ જી આવૃત્તિ ) પ્રકાશક પરિચય ટ્રસ્ટ, મુંબઈ

૩. સંસ્કૃત—આપણો અમૂલ્ય વારસો, પ્રકાશક, ભારતીય વિદ્યા ભવન મુંબઈ

૪. સ્વામિનારાયણ સંપ્રદાયનું સંસ્કૃત સાહિત્ય—પ્રકાશક— અક્ષરપુરુષોત્તમ સ્વામિનારાયણ મંદિર, અમદાવાદ

હવે પછી

૫. અમૃત સમીપે—વેદો અને ઉપનિષદોના કેટલાક મંત્રોનું વિવરણ

૬. भारतस्य नवनिर्मातारः—અર્વાચીન શતાબ્દિના ભારતના ઘડવૈયાઓના સંક્ષિપ્ત ચરિતો અને કાર્યો (સંસ્કૃત)

૭. रामायणम्—સરલ સંસ્કૃતમાં ગદ્યમાં રામાયણકથા

શ્રી રમેશભાઈ મહેતા

અને

શ્રીમતી મીરાંબહેન મહેતા

દ્વારા

શ્રી ઠાકોરલાલ કેશવલાલ મહેતા

ટ્રસ્ટના સૌજન્યથી

# ભૂમિકા

# ૧. શ્રી જગદ્‌ગુરુ શંકરાચાર્ય

## ૧. જીવન અને કાવ્ય

લોકમાન્ય તિલકના મતે શ્રી શંકરાચાર્યનો જીવનકાળ ઈ. સ. ૬૯૦ થી ૭૨૨ છે.

સાતમી-આઠમી સદીમાં ભારતમાં ચોમેર રાજકીય અને ધાર્મિક આંધી પ્રવર્તતી હતી. સમ્રાટ હર્ષનું વિશાળ સામ્રાજ્ય પત્તાંના મહેલની જેમ વેરવિખેર થઈ ગયું હતું. 'મારે એની તલવાર'નો ન્યાય પ્રવર્તતો હતો. વામમાર્ગી તાંત્રિકોના હાથમાં બૌદ્ધ ધર્મનો દોર સરકી પડયો હતો. તેઓ બેફામ કામુકતાને ધર્મસાધનાનું સોહામણું નામ આપતા હતા. હિંદુ ધર્મ અનેક સંપ્રદાયો તેમ જ સંકીર્ણ ઉપાસના-ભેદોથી વિકૃત બન્યો હતો. દેવદેવીઓની આરાધનાના નામે નિર્દોષ માણસો અને પ્રાણીઓનાં લોહી રેડાતાં હતાં. કાપાલિકો તથા અઘોરીઓના ભયથી લોકો ધ્રૂજતા હતા. આવા અંધાધૂંધીભર્યા સમયમાં ભારતના દક્ષિણ કાંઠે કેરળમાં કાલડી નામે નાના ગામમાં એક બાળકનો જન્મ થયો. બાળકની અપ્રતિમ પ્રતિભા પારખી પિતાએ પાંચ વર્ષની વયે જ તેનો યજ્ઞોપવિત સંસ્કાર કર્યો. (સામાન્ય રીતે બ્રાહ્મણ બટુને ૮મા વર્ષ પહેલાં યજ્ઞોપવિત આપવાનું વિધાન નથી.) એ પછી ટૂંકમાં જ પિતા પરલોક સિધાવ્યા. ગરીબ છતાં સંસ્કારી માતાએ બાળકને સંસ્કાર અને શિક્ષણ આપ્યાં. આઠ વર્ષ થતાંમાં કુશાગ્રબુદ્ધિ બાળકે વેદો કંઠસ્થ કર્યા.

આ અત્યંત મેધાવી અને પ્રખર તેજસ્વી બાળકે પોતાનું જીવનકાર્ય નક્કી કરી લીધું હતું. તે સામાન્યજનની જેમ જીવવા નહોતો

ઇચ્છતો. પોતાના કાર્યની સિદ્ધિ માટે એણે ઘર છોડવાનું હતું. પરંતુ વહાલશોયી અસહાય માતા એને એમ કરવા દે તે સંભવિત નહોતું.

## મહાપ્રસ્થાન

એક સમયે મા સાથે એ નદીએ નહાવા ગયો. મા ઘાટ પર કપડાં ધોતી હતી ને બાળક નદીમાં નહાતો હતો. ઓચિંતા એની ચીસ સાંભળી મા ચોંકી ઊઠી. જોયું તો પુત્ર વિહ્વળ અને ઘસડાતો જણાયો. કરુણાર્દ્ર સ્વર એણે માને કહ્યું : "મા, મને મગર ખેંચી જાય છે. જો તું મને સંન્યાસી થવાની છૂટ આપે તો જ એ મને છોડે. જો હું સંસારી જીવનનો અંત આણું તો જ દેહનો અંત થતો અટકે." બાળકના ઊગરવાનો અન્ય ઉપાય ન જણાતાં માએ કચવાતે મને એને સંન્યાસી થવાની છૂટ આપી.

કેરળનો આ કિશોર રઝળતો—કુટાતો નર્મદા કાંઠે ઓંકારેશ્વર (ઈન્દોર નજીક) પહોંચ્યો. ત્યાં ગૌડપાદના શિષ્ય ગોવિંદપાદનો આશ્રમ હતો. બ્રહ્મજ્ઞાની ગોવિંદપાદ આ તેજોમૂર્તિ બાળકને જોઈ ખૂબ જ પ્રસન્ન થયા અને અપક્વ વય છતાં એને સંન્યાસની દીક્ષા આપી બાળકની તીવ્ર મેધા અને અસાધારણ પ્રતિભાથી પ્રભાવિત ગુરુએ એને ભગવાન શંકરનો જ્ઞાનાવતાર માની "શંકરાચાર્ય" નામ આપ્યું.

## વિધદ્યોગી કાર્યકલાપ

અગિયાર વર્ષની ઉંમરે સકલશાસ્ત્ર-પારગત શ્રી શંકરાચાર્યે ગુરુની આજ્ઞા લઈ ઉત્તર તરફ પ્રયાણ કર્યું અને બદરીકાશ્રમમાં (આજના બદરીનાથના સ્થળે અગાઉ બોરનાં વૃક્ષોનું ગીચ જંગલ હતું તેથી તે સ્થળ બદરીકાશ્રમ કે બદરીવન તરીકે ઓળખાતું) જઈ કઠોર તપ આદર્યું. તપઃપૂત આચાર્યે ત્યાં ઉપનિષદો, બ્રહ્મસૂત્રો અને ભગવદ્ગીતા પર ભાષ્યો લખ્યાં. બદરીનાથના મંદિરને જમીનદોસ્ત કરી બૌદ્ધોએ મૂર્તિઓને નજીક વહેતી અલકનંદાના ધરામાં નાખી દીધી હતી; તે કઢાવી, મંદિરનું નવનિર્માણ કરી, મૂર્તિઓની પુનઃ પ્રતિષ્ઠા કરાવી. ત્યાર પછી

કિશોર વયના તેજ:પુંજ આચાર્ય કાશી ગયા. ત્યાં એમણે અનેક સંપ્રદાયોના વિદ્વાનોને એકઠા કર્યા અને વેદાદિ શાસ્ત્રોના તાત્પર્ય નિર્ણય માટે આવાહન કર્યું. તેમણે પોતાનો સિદ્ધાન્ત રજૂ કર્યો : "જુદાં જુદાં દેવદેવીઓનાં સ્વરૂપો એક માત્ર બ્રહ્મનાં જ કાલ્પનિક રૂપો છે. પરમ સત્ય તો એક માત્ર બ્રહ્મ જ છે. નિર્ગુણ નિરાકાર બ્રહ્મ જ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું એક માત્ર કારણ છે. બ્રહ્મ સ્વયં નિર્ગુણ નિરાકાર હોવા છતાં પોતાની માયારૂપી શક્તિથી સગુણ સાકાર બને છે, ત્યારે તે ઈશ્વર કહેવાય છે. આ ઈશ્વર જ જગતની ઉત્પત્તિ વગેરે કરે છે. જીવ પણ વાસ્તવમાં બ્રહ્મ જ છે. અંતઃકરણમાં પ્રતિબિંબિત બ્રહ્મ જ અહંકારના સંબંધથી પોતાને સંસારી, કર્તા ભોક્તા, પાપી, પુણ્યશાળી માને છે. આ જાતની સમજણ જ સંસાર-બંધનનું મૂળ છે. 'હું જ બ્રહ્મ છું', 'આ આત્મા જ બ્રહ્મ છે,' 'આત્મા જ જ્ઞાનરૂપ છે'. વિશ્વ અજ્ઞાનને લીધે જ પૃથક્ ભાસે છે. બ્રહ્મને છોડી વિશ્વની કોઈ અલગ સત્તા નથી. આ પરમ સત્યનો સાક્ષાત્કાર થતાં જીવનો જીવભાવ ટળી જાય છે ને તે પોતે સત્ય જ્ઞાન તેમ જ આનંદરૂપ હોવાની અનુભૂતિ પામે છે." શ્રી શંકરાચાર્યે, આ મત પોતાનો નથી પણ ઉપનિષદોનો છે, બ્રહ્મસૂત્રો અને ગીતા પણ આ જ વાત કહે છે, એમ વાક્પટુતાથી અને વેદાદિ પ્રમાણોથી સાબિત કર્યું છે શરૂઆતમાં તેમના મતનો અન્ય સંપ્રદાયવાદીઓએ પ્રખર વિરોધ કર્યો. પણ આચાર્યની અબાધ્ય દલીલો અને અપ્રતિમ પ્રતિભાએ એક પરમાત્મા જ પરમ તત્ત્વ છે—એ વાત ઘણા વિદ્વાનો તથા જનસાધારણના દિલમાં ઠસાવી. ધીરે ધીરે આ બાળગુરુ ફરતું મોટું શિષ્યમંડળ જામ્યું ને એમને લઈ એમણે સમગ્ર દેશમાં ભ્રમણ કરવા માંડયું. આચાર્યે ત્રણ વાર અખિલ ભારતની પદયાત્રા કરી હતી.

### મંડનમિશ્ર

પૂર્વમાં મિથિલામાં એ સમયે કટ્ટર મીમાંસક મહાપંડિત મંડનમિશ્ર વસતા હતા. તેઓ કર્મકાંડને જ પરમ પુરુષાર્થનું સાધન માનતા; જ્યારે આચાર્ય શંકર-'વેદ પ્રેરિત કર્મો પણ સ્વર્ગાદિ જ આપી શકે,

જે નશ્વર છે, નાશવંત ફળ આપનાર કર્મો, પરમ કલ્યાણનું સાધન ન બની શકે, વળી ફળની ઈચ્છાથી કર્મ કરનાર ધર્મબુદ્ધિવાળો હોવા છતાંયે નિરહંકાર ન હોઈ શકે, હું પણાના ભાવ વગર કર્તત્વબુદ્ધિ વગર કર્મ થાય જ નહિ માટે કર્મ શાસ્ત્રસંમત કે શુભ ભાવનાથી પ્રેરિત હોય તોયે ફક્ત પાપોનો નાશ જ કરી શકે, અંતઃકરણની શુદ્ધિનું કારણ પણ બની શકે, પરંતુ આત્મજ્ઞાન અથવા પરમાત્મદર્શન કે મુક્તિનું નિમિત્ત તો ન જ બની શકે એમ કહેતા હું જ શુદ્ધ બુદ્ધ પરમાત્મા છું, સર્વ સ્થાવર જંગમ જડચેતન જગત મારાથી અભિન્ન છે એક જ વિશ્વાત્માથી, કીટ પતંગથી લઈ બ્રહ્મા વિષ્ણુ સુધી સૌ કાંઈ વ્યાપ્ત છે અને હું પણ એ જ પરમાત્માનું રૂપ છું, આ જાતની અનુભૂતિ જ જીવને શિવ બનાવી શકે અને આ અનુભૂતિ જ સંસારજન્ય બંધનો તથા સુખ દુઃખના બખેડાથી એને મુક્ત કરી શકે—આ વાત આચાર્ય અનેક યુક્તિ પ્રયુક્તિઓથી તેમ જ શાસ્ત્રપ્રમાણો ટાંકી અસંદિગ્ધ રીતે પ્રતિપાદિત કરતા હતા મંડનમિશ્ર એમના જમાનાના અત્યંત પ્રતિષ્ઠિત વિદ્વાન હતા દેશદેશાંતરથી જિજ્ઞાસુઓ એમના ચરણે બેસી શાસ્ત્રાધ્યયન કરતા એમના ઘેર અવિરત ચાલતી શાસ્ત્રચર્ચાઓ સાંભળતાં સાંભળતા મેના પોપટ પણ સંસ્કૃતમાં શાસ્ત્રચર્ચાઓ કરતાં એમ કહેવાય છે આચાર્ય શંકરે તેમને શાસ્ત્રાર્થ કરવા પડકાર કર્યો જે એમણે સહર્ષ સ્વીકાર્યો શાસ્ત્રાર્થ થાય ત્યારે જય પરાજયનો નિર્ણય કરનાર મધ્યસ્થી જોઈએ મધ્યસ્થી અસાધારણ વિદ્વાન અને નિષ્પક્ષ હોવો ઘટે. ભારતના બે અપ્રતિમ ઉદ્ભટ વિદ્વાનોના જય પરાજયનો નિર્ણય કરવા મધ્યસ્થી ક્યાંથી લાવવો ?

## મધ્યસ્થીનો નિર્ણય

છેવટે શંકર જ તોડ આણ્યો મંડન પંડિતની પત્ની 'ભારતી' જાણે સરસ્વતીનો અવતાર હતી. એની નિષ્પક્ષતામાં પણ આચાર્યને વિશ્વાસ હતો એટલે એમણે એને મધ્યસ્થી બનવા વિનંતિ કરી કહે છે કે પતિ પરાજિત થાય તો તેમ કહેવામાં પોતે કદાચ અચકાય માટે એ સિદ્ધ યોગિનીએ બન્ને વાદીઓના ગળામાં પુષ્પમાળાઓ પહેરાવીને જેની માળા કરમાય તે પરાજિત એમ જણાવી મધ્યસ્થી સ્વીકારી.

દૂર દૂરથી આવેલા કુતૂહલભર્યા વિદ્વાનોની વિશાલ સભામાં એકવીસ દિવસ શાસ્ત્રચર્ચા ચાલી. અંતે મંડનમિશ્રની માળા કરમાઈ. નિર્ણય સ્વયંસિદ્ધ હતો. મંડન પંડિતે આચાર્યના શિષ્ય બની શરત પ્રમાણે સંન્યાસ સ્વીકાર્યો. સુરેશ્વરાચાર્ય નામ ધરી તે આચાર્યના મુખ્ય ચાર શિષ્યોમાં સ્થાન પામ્યા. શ્રી શંકરાચાર્યે સૌપ્રથમ દક્ષિણમાં તુંગભદ્રાને તીરે શૃંગેરીમાં ચારમાંનો એક મઠ સ્થાપી સુરેશ્વરનો એ મઠના પ્રથમ આચાર્ય તરીકે અભિષેક કર્યો.

પ્રખર પંડિત મંડનમિશ્રના પરાભવની વાત સર્વત્ર વાયુવેગે પ્રસરી ગઈ ને આચાર્ય શંકરનું કામ અત્યંત પ્રસિદ્ધ થઈ ગયું. આચાર્ય પ્રતીકોની ઉપાસનાનું ખંડન નહોતા કરતા. તેઓ કહેતા કે: "પ્રતીકોપાસના (મૂર્તિપૂજા) મનને એકાગ્ર કરવા માટે જરૂરી છે. પણ પ્રતીક જ પરમ સત્ય છે એમ માનવું ખોટું છે. ખાંડનો ઘોડો ખાંડ છે, પણ એ ઘોડો જ એક માત્ર ખાંડ છે એમ માનવું જેમ ખોટું છે તેમ સર્વવ્યાપી પરમાત્મામાં સૌ કાંઈ છે. આ દષ્ટિએ કોઈ પણ વસ્તુને પરમાત્માભાવે ભજે એમાં કાંઈ ખોટું નથી. પણ એ જ વસ્તુમાં, અમુક દેવ-દેવીના રૂપમાં જ પરમાત્મા છે અન્યમાં નથી, એમ માનવું ખોટું છે. આવી સંકીર્ણ માન્યતા માણસોને સંકીર્ણ, ભેદભાવ વધારનારા અને કજિયાખોર બનાવે છે. આવા માણસો ઇષ્ટની આરાધનાનો હેતુ વીસરી અન્યથા ખંડનમાં રાચે છે ને સંસારને યાદવાસ્થળી બનાવી પરમાર્થથી ભ્રષ્ટ કરે છે ને પોતેય ભ્રષ્ટ થાય છે."

## આચાર્યની સર્વાંગીણદૃષ્ટિ

ભગવાન શંકરાચાર્ય નિર્ગુણ પરબ્રહ્મને જ પરમ સત્ય માનતા હોવા છતાં પ્રાણીમાત્રના આતરવિકાસનો ભેદ સારી રીતે પારખે છે. તેઓ જ્ઞાન જ પરમ કલ્યાણનું સાધન છે એમ કહેવા છતાં, કર્મ અને ભક્તિનો પણ સાધક અવસ્થામાં અનિવાર્ય ઉપયોગ છે એમ વારંવાર કહે છે. પોતાના જીવન દ્વારા પણ એમણે નિષ્કામ કર્મ અને સાત્ત્વિક ભક્તિની ઉપયોગિતા દર્શાવી છે ને ઉત્તમ પ્રતિષ્ઠા અર્પી છે. તેઓ પરમ જ્ઞાની

ઉપરાંત આદર્શ કર્મયોગી અને નિષ્ઠાવાન ભક્ત હતા ઝંઝાવાત જેવું અવિરત કર્મમય જીવન જ એમને મહાન 'કર્મયોગી' સિદ્ધ કરે છે ને કર્મનું ગૌરવ વધારે છે એમનાં ભાવભરપૂર ભક્તિસ્તોત્રો એમને 'ભક્તરાજ'નું બિરુદ અપાવે છે આચાર્ય શંકરે એક બાજુ હિંદુ ધર્મને નવી દૃષ્ટિ આપી અને 'ઉપાસનાભેદો છતાંય વિવિધ ઉપાસ્યો એક જ પરમાત્માનાં વિવિધ રૂપો છે'—એમ સિદ્ધ કરી હિંદુધર્મને અડગ આધાર શિલા પર પ્રતિષ્ઠિત કર્યો જે ધર્મ કે ઉપાસના આત્માને અહીં જ આનંદાનુભૂતિ ન કરાવે, પ્રાણી માત્રમાં રહેલા વિશ્વાત્મા સાથે અભેદ બુદ્ધિ ન પ્રગટાવે, કેવળ પરલોકના સુખના પ્રલોભન પર પ્રતિષ્ઠિત હોય, તે ધર્મ કે ઉપાસનાનું ઝાઝું મૂલ્ય નથી. આત્માને સર્વાત્મા રૂપે ઓળખવો એ જ જીવનની પરમ સિદ્ધિ છે એ જ મુક્તિ છે આવા સર્વ ઐક્યના નક્કર અને દૃઢ વિચારનો પુરસ્કાર કરી શ્રી શંકરે હિંદુઓની ધર્મદૃષ્ટિને સંકીર્ણતાથી ઉગારી ભ્રમજાળમાંથી મુક્ત કરી અને અજવાળી વિવિધ સંતો અને ભક્તોના ચરિત્રોમાં દેખાતી એકાત્મ બુદ્ધિ મોટે ભાગે શંકરના તત્ત્વદર્શનની દેન છે હિંદુઓની ધર્મ સહિષ્ણુતા શંકરના તત્ત્વદર્શનનો જ ઓડકાર છે 'एकं सद् विप्रा बहुधा वदन्ति' —એક જ સત્યને વિદ્વાનો વિધવિધ નામે ઓળખાવે છે આ ઋગ્વેદની ઉક્તિને અસાધારણ મેધાથી ભારતીય જીવનમાં પુનઃ પ્રતિષ્ઠિત કરવાનું ગૌરવ આચાર્ય શંકરને ફાળે જાય છે

## કરુણામૂર્તિ શંકર

એક સમયે કોઈ કાપાલિક શક્તિની મૂર્તિ સામે એક સ્ત્રીનું બલિદાન આપવાની તૈયારીમાં હતો અચાનક આચાર્ય ત્યાં જઈ ચડ્યા શરૂઆતમાં તેમણે નરમેધ અધમ કાર્ય છે એમ અનેક દલીલોથી સમજાવવા ખૂબ પ્રયત્ન કર્યો પણ એ માન્યો નહિ, ને પોતાનું કુકૃત્ય કરવા તત્પર બન્યો આચાર્યે દેવીની મૂર્તિને ઉપાડી જમીન પર પછાડી, રૌદ્રરૂપ ધરી પડકાર કર્યો 'મૂઢ, દેવી કદી પોતાનાં સંતાનોના રક્તની પ્યાસી હોતી નથી એ તો જગજ્જનની છે, કરુણામયી છે નરાધમ ! જો તારી દેવી લોહી તરસી હોય તો ભલે મારું લોહી પી લે પરંતુ તારું હથિયાર મારી ગરદન

પર.' આચાર્યના પુણ્યપ્રકોપથી આભો બનેલો કાપાલિક છૂમંતર થઈ ગયો ને રક્ષિત નારીને એમણે આશ્વસ્ત બનાવી ઘેર પહોંચાડી.

## માતૃભક્ત શંકર

આચાર્યના બુદ્ધિવૈભવ જેટલો જ ભાવનાવૈભવ પણ સમૃદ્ધ હતો. બાળ શંકર જ્યારે ઘર છોડી રહ્યા હતા ત્યારે માતાએ ગદ્ગદ કંઠે કહ્યું : "બેટા, તારી આ અનાથ મા તારે હાથે અંતિમ સંસ્કાર (અગ્નિ-દાહ) પણ નહિ પામે એ કેટલી કરુણતા છે !" બાળકે ભાવનીતરતી વાણીમાં ઉત્તર આપ્યો: "મા, ચિંતા ન કર, જ્યાં હોઈશ ત્યાંથી તારા અંતિમ સમયે હાજર થઈશ ને મારે હાથે જ તારો અગ્નિસંસ્કાર કરીશ." અને બન્યું પણ એમ જ. છેલ્લા શ્વાસ લેતી માતાની સામે તરુણ અને ગેરુઆ વસ્ત્રોમાં સૂર્ય-શા દીપતા આચાર્ય હાજર થયા. માને એમના હાથના સ્પર્શે અપાર શાંતિ આપી. માનો અગ્નિસંસ્કાર સંન્યાસી પુત્ર કરે એ નાંબુદ્ધિ ન્યાતના રૂઢિપરસ્ત બ્રાહ્મણોને માન્ય ન હતું. એમણે જો શંકર પોતે જ અગ્નિસંસ્કાર કરે તો પૂર્ણ અસહ-કારની ધમકી આપી. પરંતુ, આ દૃઢસંકલ્પ યતિવરે એની દરકાર ન કરી. એકલે હાથે આદરપૂર્વક માના શબને તે દાહભૂમિમાં લઈ ગયા. ચિતા ખડકી અને શાંતિમંત્રોના મધુર ધ્વનિ સાથે શબને અગ્નિદેવને અર્પણ કર્યું.

આચાર્ય શંકરે અનેક સમયે નિરર્થક અને વણસમજ્યે આચારાતી રૂઢિઓનો ભંગ કર્યો હતો. સામાજિક, નૈતિક, ધાર્મિક કે આધ્યાત્મિક કોઈ પણ બાબતમાં વિવેકને જ પ્રાધાન્ય આપવું એ શંકરનો સિદ્ધાંત હતો.

## તેજસ્વી પ્રતિભા

આચાર્યના ભાષ્યોમાં બુદ્ધિનો અપ્રતિમ ચમત્કાર છે. એમાં વિપુલ અને અગાધ જ્ઞાનનો સમુદ્ર લહેરાય છે. મધુર તથા સરળ છતાં એમની શૈલી પ્રસન્ન-ગંભીર છે. કઠિનમાં કઠિન વિષયને સરળ બનાવી પ્રાસાદિક રીતે રજૂ કરવાની તેમાં કળા છે. સંસ્કૃત ભાષાના ચેતનવંતા જીવિત રૂપનાં એમનાં ભાષ્યોમાં વિરલ દર્શન થાય છે. એમનામાં ભાષાને

અપેક્ષાનુસાર રમાડવાની કારીગરી છે અને વિષયને અસંદિગ્ધ રીતે રજૂ કરવાની અસાધારણ હથોટી છે. તેમની પ્રકીર્ણ રચનાઓ–વેદાન્તને લગતી નાનીમોટી કાવ્યરચનાઓ અને વિવિધ દેવદેવીઓ તેમ જ નદીઓનાં સ્તોત્રોમાં જે કાવ્યગરિમા છે, તેનો તો જોટો મળવો મુશ્કેલ છે. જાણે ભગવતી સરસ્વતી સોળે શણગાર સજી એમની કલમરૂપી રંગમંચ પર નૃત્ય કરી રહી છે. સરળ અને લલિત છતાં ભાવોના સૂક્ષ્મ નિરૂપણની આવી કલામયી શૈલી ભાગ્યે જ ક્યાંય જોવા મળે છે. જ્ઞાની અને ભાવમૂર્તિ આચાર્યની કવિતા એમના હૃદયનું દર્પણ છે. આચાર્ય જેવા મહાન તત્ત્વજ્ઞાની છે તેવા જ મહાન કવિ છે. વેદ–પ્રતિષ્ઠિત હિંદુ ધર્મ અને તત્ત્વબુદ્ધિને અજવાળી વિશાળ બનાવનાર, ધાર્મિક એકતાના ઘડવૈયા, બત્રીસ વરસ જેટલા ટૂંકા આયુષ્યકાળમાં જ યુગવ્યાપી કાર્યસિદ્ધિ મેળવનાર, અપ્રતિમ સંઘટક, વ્યવસ્થાપક, ભારતીય તત્ત્વજ્ઞાનને જગતનાં તત્ત્વજ્ઞાનોની હારમાળામાં અગ્રસ્થાને મૂકનાર, અને એ દ્વારા ભારતનું ગૌરવ વધારનાર શંકર વિશ્વના મહામાનવોની પ્રથમ પંક્તિમાં બિરાજે છે.

### કાવ્ય-સંપત્તિ

ઉપર કહ્યું તેમ આચાર્ય શંકર નિર્ગુણબ્રહ્મ જ પરમાર્થતત્ત્વ છે એમ સિદ્ધ કરતા હોવા છતાં પરમ ભક્ત અને ઉચ્ચકોટિના કવિ હતા. એમના જગદંબાને ઉદ્દેશી રચાયેલા સ્તોત્રના આ શ્લોકની અંતર્ગતાભરી ભાવમાધુરી જુઓ

> पृथिव्यां पुत्रास्ते जननि बहवः सन्ति सरलाः
> परं तेषां मध्ये, विरलतरलोऽहं तव सुतः ।
> मदीयोऽयं त्यागः समुचितमिदं नो तव शिवे
> कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति ॥

મા ! જગતમાં તારા અનેક સરળ ભક્તો છે, પરંતુ તેમાં મારા જેવા ચંચળમતિનો જોટો નહિ મળે. એને કારણે જ (હું ચંચળ

બુદ્ધિવાળો હોવાથી) તું મારો ત્યાગ કરે એ તને ઘટતું નથી પુત્ર તો કુપુત્ર બને પણ માતા કદી કુમાતા બનતી નથી

શંકરની મૂર્ત સ્વરૂપની ભક્તિ એ દૈવી તત્ત્વની વ્યાપકતાના ભાનપૂર્વકની હતી ભક્તિ એ સ્થૂલ પૂજા કે શાબ્દિક સ્તુતિ માત્ર ન બની રહે, પરંતુ સર્વાંગીણ સમર્પણમાં પરિણમે એ એમનું લક્ષ્ય હતું શિવને ઉદ્દેશી હૃદયના અંતસ્તલમાંથી ભાવાવેગમાં સરી પડેલા આ શ્લોકથી આ વાત સ્પષ્ટ થશે

आत्मा त्वं गिरिजा मतिः सहचराः प्राणाः शरीरं गृहं
पूजा ते विषयोपभोगरचना, निद्रा समाधिस्थितिः ।
संचारः पदयोः प્રदक्षिणविधिः स्तोत्राणि सर्वा गिरो
यद्यत् कर्म करोमि तत्तदखिलं शंभो तवाराधनम् ॥

'પ્રભુ, તમે જ મારા આત્મા છો, મા પાર્વતી જ મારી બુદ્ધિ છે, આપના નંદી વગેરે ગણો જ મારા પ્રાણ છે આ શરીર આપનું ઘર છે, વિવિધ વિષયોને લગતી મારી ભોગપ્રવૃત્તિ આપની પૂજા છે, નિદ્રા આપને લગતી સમાધિ છે, પગથી ચાલું છું તેયે આપની પ્રદક્ષિણા છે, જે કાંઈ બોલું છું તે આપની સ્તુતિ જ છે શંભો ! જે કાંઈ કર્મ કરું છું તે સઘળું આપનું આરાધન જ છે આમ દેહ ઇન્દ્રિયો મન બુદ્ધિ વૃત્તિ અને પ્રવૃત્તિ આ સઘળું જ ઈશ્વરને ઉદ્દેશીને થાય, જીવન સમસ્ત ઈશ્વરમય બની જાય સમર્પણવશ પરિપક્વ બને તો જ પ્રભુભક્તિ સાર્થક બને આ કોટિએ પહોંચેલ ભક્તિ અને 'સર્વં જ બ્રહ્મ છે' એવી વેદાન્ત પ્રતિપાદિત જ્ઞાનીની દૃષ્ટિમાં અંતર નથી ભક્ત ભાવનાશીલનો વિહારી છે જ્યારે જ્ઞાની બુદ્ધિરથને સહારે લક્ષ્ય તરફ આગળ વધે છે પરંતુ બન્નેનો ઉદ્દેશ જીવનને પરમ મભાવથી ભરી દેવું, અણુઅણુમાં પરમાત્માની સ્થિતિનો અનુભવ કરવો, એ છે કર્મ ભક્તિ અને જ્ઞાન આ બધાનું લક્ષ્ય ત્યાગ અને વૈરાગ્યની સિદ્ધિ હોવું ઘટે આ લક્ષ્ય તરફ દુર્લક્ષ હોય તો બાહ્ય વેષભૂષાદિ બદલવાથી કાંઈ જ લાભ થતો નથી

આ વાત 'ભજગોવિંદ' સ્તોત્રમાં સરળ છતાં માર્મિક ભાષામાં વ્યક્ત કરી છે :

अङ्गं गलितं पलितं मुण्डं दशनविहीनं जातं तुण्डं ।
वृद्धो याति गृहीत्वा दण्डं तदपि न मुंचति आशापिण्डम् ॥
जटिलो मुण्डी लुंचितकेशः काषायाम्बरबहुधृतवेषः ।
पश्यन्नपि च न पश्यति मूढः उदरनिमित्तं बहुकृतवेषः ॥

ઘડપણથી શરીર ગળી ગયું, માથું પળિયાંથી છવાઈ ગયું, દાંત જવાથી મોં બોખું થઈ ગયું, લાકડીના ટેકે ચાલવા માંડ્યું; છતાંયે આશા-તૃષ્ણા છોડતી નથી.

માથે જટા વધારી કે માથું મુંડાવ્યું, ભગવાં કપડાં પહેર્યાં કે સાધુ તરીકે ખપવા બીજો વિલક્ષણ વેષ ધર્યો; આ બધું કરવા છતાં, મૂઢ જનો દુનિયાનું મિથ્યાપણું ને આત્માની અમરતાને જોવા જાણવા છતાંયે, એ તરફ તો આંખમિંચામણાં જ કર્યાં; કેવળ પેટ ભરવા જ જુદા જુદા વેષ ધર્યા આ બધું નિરર્થક છે, પાખંડ છે.

મુમુક્ષુજનનો જગત્ સાથેનો વ્યવહાર રાગદ્વેષાદિ કષાયરહિત હોવો જોઈએ દુનિયા એને ગમે તે રીતે જુએ, એની સાથે ગમે તેવો વ્યવહાર કરે, છતાંયે એણે તો સર્વમાં પરમાત્મભાવ રાખી સર્વને મિત્રભાવે જ જોવા જોઈએ. આખરે માનવનું ચિત્ત જ એના બંધન-મુક્તિનું કારણ છે આ વાત આચાર્યે આ પ્રમાણે રજૂ કરી છે :

यस्य चित्तं निर्विषयं हृदयं यस्य शीतलम् ।
तस्य मित्रं जगत्सर्वं तस्य मुक्तिः करस्थिता ॥

જેના મનમાં વિષયોનું વળગણ નથી અર્થાત્ જે વિરક્ત છે, જેનું હૃદય શીતળ છે અર્થાત્ જે અનુકૂળ કે પ્રતિકૂળ પરિસ્થિતિમાં ચિત્તની પ્રસન્નતા ગુમાવતો નથી; તેના માટે (તેની દૃષ્ટિએ) સારું જગત મિત્ર છે. મુક્તિ તેના હાથમાં જ છે આટલું થયા પછી મુક્તિ માટે કાંઈ જ કરવાનું રહેતું નથી.

આચાર્યના મતે બહારનાં ઉપાસ્યો આકારપ્રકારમાં ભલે અલગ હોય પણ તત્ત્વદૃષ્ટિએ પરમાત્માનાં જ પ્રતીકો છે. ઉપાસનાભેદને લીધે ઉપાસકનો કે ઉપાસ્યનો પ્રકર્ષ કે અપકર્ષ નક્કી થતો નથી. માટે જ એમણે ભારતમાં પ્રચલિત સર્વ દેવદેવીઓનો સરખો જ આદર કર્યો છે અને સર્વ પ્રત્યે સમાન ભક્તિ દાખવી છે. બધા ઉપાસનાભેદોમાં સમન્વય સાધવાની દૃષ્ટિથી જ એમણે પંચાયતન દેવોની–સૂર્ય દેવી ગણેશ-વિષ્ણુ અને શિવની–પૂજા કોઈ પણ પૂજનકાર્યમાં અનિવાર્ય ગણાવી છે. દક્ષિણમાં કાર્તિકેયનું માહાત્મ્ય છે એટલે ત્યાં ઉપર્યુક્ત પંચાયતનમાં કાર્તિકેયનો ઉમેરો કરી 'ષડાયતન' પૂજાનો સ્વીકાર થયો છે.

આ ઉપરાંત વેદોમાં પ્રાકૃતિક તત્ત્વોને પરમાત્માનાં પ્રતીકો માનવાની અને ભજવાની જે પ્રચલિત પ્રણાલી છે તેને પણ આવકારી આચાર્યે ગંગા, નર્મદા જેવી નદીઓની સ્તુતિઓ રચી છે. આમાં ભક્તિ સાથે સર્વ જડ ચેતન પ્રત્યે પરમાત્મબુદ્ધિ પણ વ્યક્ત થાય છે.

અધ્યાત્મ-માર્ગમાં સાધકે પોતે જ પોતાની મજલ કાપવાની હોય છે. એમાં અન્યની મદદ ઝાઝી ઉપયોગી થતી નથી. આ વાત કેટલી ચોટદાર ભાષામાં જણાવી છે :

ऋणमोचनकर्तारः पितुः सन्ति सुतादयः ।
बंधमोचनकर्ता तु स्वस्मादन्यो न विद्यते ॥

દુન્યવી કરજ વગેરેથી છૂટવામાં પુત્રાદિ મદદગાર બની શકે, પણ સંસારબંધનથી મુક્તિ તો સ્વપ્રયત્ને જ મેળવવી પડે; એમાં બીજાનું કર્યું કામ ન લાગે. વળી કહે છે :

पथ्यमौषधसेवा च क्रियते येन रोगिणा ।
आरोग्यसिद्धिर्दृष्टाऽस्य नान्यानुष्ठितकर्मणा ॥

રોગીએ ચરી પાળવી અને ઔષધસેવન કરવું એ બન્ને જાતે જ કરવાં પડે છે. એમ કરે તો જ એનેઆરોગ્ય સાંપડે છે. આ જ સ્થિતિ પરમાર્થમાર્ગે પણ પ્રવર્તે છે.

માથે લીધેલા ભારની તકલીફ કે ભૂખતરસનું દુઃખ સ્વપ્રયત્નથી જ અર્થાત્ ભાર ઉતારીને કે ખાઈપીને જ ટાળી શકાય છે, બીજી રીતે નહિ એ જ રીતે આત્માનું બંધન ટાળવા બંધનના કારણો જાતે જ નિવારવાં પડે છે જે રાગદ્વેષાદિ કષાયોને લીધે આત્માનો અહંકાર પોષાય છે તેમને શુભ કર્મ તથા ભક્તિથી ટાળી તેમનું મૂળ, જે અહંકાર છે, તેને સ્વતઃ નિવારવું જોઈએ તો જ મુક્તિરૂપ પરમ આનંદની પ્રાપ્તિ થઈ શકે

બધા અનર્થોનું મૂળ મોહ છે, એ વાત નીચેના શ્લોકમાં સ્પષ્ટ કરી છે

मोह एव महामृत्युर्मुमुक्षोर्वपुरादिषु ।
मोहो विनिर्जितो येन स मुक्तिपदमर्हति ॥

મોહ એટલે આત્માની જ્ઞાનશક્તિને ઢાંકી દેનાર તમોગુણ એના છવાઈ જવાથી આત્મા ઇષ્ટ અને અનિષ્ટની બાબતમાં વિપરીત ખ્યાલો બાંધે છે દેહ ઇન્દ્રિયોમાં આત્મબુદ્ધિ એ મોહનું જ પરિણામ છે માટે જ મોહ 'મહામૃત્યુ' છે જેણે આત્માનું મૃત્યુ કરનાર આ મહા રિપુને જીત્યો, તે જ મુક્તિ જેવી દુર્લભ વસ્તુને મેળવવા યોગ્ય બને છે

કેવળ શાસ્ત્રોનું અધ્યયન જ પરમાર્થ લાભ માટે પર્યાપ્ત નથી એ જરૂરી છે, પણ એ તો પહેલું પગથિયું થયું એટલાથી જ સંતોષ માનનારાનો પારમાર્થિક અભ્યુદય થતો નથી શ્રવણ અર્થાત્ શાસ્ત્રના અર્થજ્ઞાન ઉપરાંત મનનની જરૂર છે મનન એટલે ઇન્દ્રિયો અને મન દ્વારા બાહ્ય વસ્તુઓની નિત્યતા તેમ જ ઇષ્ટતાના ખોટા ખ્યાલને દૂર કરી આત્માના સત્ય, જ્ઞાન અને આનંદમયતાના નિશ્ચય પર પહોંચવા માટે નિર્દોષ તર્ક જગતના ભોગ્ય પદાર્થોની નશ્વરતા તથા અંતમાં દુઃખકારકતાનો વ્યવસ્થિત વિચાર. મનન પછી નિદિધ્યાસન અર્થાત્ ધ્યાનનું અવલંબન જરૂરી છે તર્કની સહાયતાથી પરમાર્થ તત્ત્વનો બૌદ્ધિક નિશ્ચય મેળવ્યા પછી એમાં જ ચિત્તવૃત્તિને સતત પરોવવી, જેથી બાહ્ય વિષયોના વિક્ષેપોનું બીજ જ બળી જાય અને આત્મા એના યથાર્થરૂપમાં

અનુભૂતિરૂપ બને. એ છે નિદિધ્યાસનનો હેતુ. આચાર્યના શબ્દોમાં એ આમ કહેવાયું છે :

श्रुतेः शतगुणं विद्यान्मननं मननादपि ।
निदिध्यासनं लक्षगुणमनन्तं निर्विकल्पकम् ॥

શાસ્ત્રના શબ્દાર્થ માત્રના જ્ઞાન કરતાં મનન સો ગણું જરૂરી છે. મનનથી નિદિધ્યાસન (ધ્યાન) લાખગણું આવશ્યક છે નિદિધ્યાસન પણ સવિકલ્પ યાને જેમાં ધ્યાતા, ધ્યાન અને ધ્યેયનો ભેદ બની રહે તેવું હોય તો ઉત્તમ કોટિનું ન ગણાય. જેમાં આત્મારૂપી ધ્યાતા પરમાત્મા રૂપી ધ્યેય અને ધ્યાન-બધાનો ભેદ વિસરાઈ જાય ને સઘળું પ્રકાશમાત્ર બની જાય તે નિર્વિકલ્પક નિદિધ્યાસન થયું. આ નિર્વિકલ્પક નિદિધ્યાસન સવિકલ્પક કરતાં અનંતગણું શ્રેષ્ઠ છે. નિર્વિકલ્પક સ્થિતિ ચૈતન્યની પરમાર્થ-સ્થિતિ છે. ચૈતન્યનો એ પરમ પ્રકર્ષ યાને મોક્ષ છે. એ સ્થિતિએ પહોંચનાર કદી વિભ્રમનો શિકાર બને જ નહિ. સંસારવાસનારૂપ અનર્થ ત્યારે પૂર્ણપણે નિ શેષ થઈ જાય છે.

આ લક્ષ્યે પહોંચવા માગતા સાધકની પૂજા-અર્ચા કેવી હોય એનો ખ્યાલ નીચેના શ્લોકથી આવે છે.

शमबोधादिभिः पुष्पैः देव आत्मा यदर्च्यते ।
तत्तु देवार्चनं मुख्यं नाकारार्चनमर्चनम् ॥

શમ, દમ, તિતિક્ષા, ઉપરતિ, શ્રદ્ધા અને સમાધાન–આ આત્મ-પ્રસાદનાં છ અંગોને પુષ્પ માની આત્મદેવનું અર્ચન કરવું એ જ સાચું દેવાર્ચન છે. પાષાણ કે ધાતુની દેવમયી આકૃતિનું ભૌતિક પુષ્પાદિથી કરાતું અર્ચન સાચું અર્ચન નથી તાત્પર્ય કે શમાદિથી આત્માની વિશુદ્ધિ દ્વારા આત્મા પરમાત્માનો અભેદ જાણવો એ જ અર્ચનનું ફળ છે

આ બધાં ઉદ્ધરણોથી સ્પષ્ટ થાય છે કે આચાર્ય કર્મોના વિરોધી નથી પણ 'અહંપ્રેરિત કે અહંપોષક કર્મો બંધનકારક છે; લોકસંગ્રહ કે લોક-કલ્યાણને માટે થાય તો જ કર્મ આત્મ-દર્શનમાં સહાયક બની શકે'

એમ નિશ્ચયથી માને છે. ભક્તિ પણ બાહ્ય ક્રિયામાત્રમાં કે શાબ્દિક ગુણ-ગાનમાં જ અટવાઈ રહે તો સાધક જ્યાંનો ત્યાં જ રહે. પણ જો એને આધ્યાત્મિક વિશુદ્ધિનું, નિરહંકારતા-પ્રાપ્તિનું સાધન બનાવાય તો એ પરમ કલ્યાણકારક છે. વિવેકચૂડામણિ (શ્લોક–૩૨)માં એમણે મોક્ષસાધનનો વિચાર કરતાં ભક્તિને ઉત્તમ સ્થાને મૂકી છે.

આત્મ-સ્વરૂપને પરમાત્મસ્વરૂપ સાથે જોડવું, આત્માનું પરમાત્મા સાથે અનુસંધાન કરવું, એનું જ નામ ભક્તિ. સાધક જો ભક્તિની આ વ્યાખ્યા પ્રમાણે આત્માનુસંધાનમાં જાગૃત રહે તો ભક્તિ યાંત્રિક ક્રિયા-માત્ર કે વેવલાઈમાં ન સરી જાય.

દુન્યવી સફળતાની જેમ પરમાર્થને રસ્તે પડનાર માટે પણ સદા જાગરુકતા પરમાવશ્યક છે. 'વિવેક' જાગરુકતાનું જ બીજું નામ છે. વિવેકરૂપી મશાલના અજવાળે પરમાર્થનો યાત્રી સદા સલામત રહે છે, એમ જગદ્‌ગુરુ શંકરાચાર્ય ભારપૂર્વક વારંવાર કહે છે.

## ૨. શ્રી શંકરાચાર્યની રચનાઓ

ભગવત્પાદ શ્રી શંકરાચાર્યની ગદ્યપદ્યાત્મક રચનાઓમાં ૧૧ ઉપનિષદો, બ્રહ્મસૂત્રો અને ભગવદ્‌ગીતા પરનાં એમનાં ભાષ્યો મુખ્ય છે. આચાર્યનું ગદ્ય સરલ અને લલિત છતાં ભાવગંભીર તેમજ સંસ્કૃતભાષાની અભિવ્યક્તિ શક્તિના અનુપમ નમૂનારૂપ છે. સામાન્ય રીતે સૂત્રો પરનાં દરેક ભાષ્યો, પછી તે વ્યાકરણસૂત્રોનું પાતંજલ ભાષ્ય હોય કે શાબર સ્વામીનું મીમાંસાભાષ્ય હોય, સંસ્કૃત ગદ્યસાહિત્યના ઉદાત્ત નમૂના છે, પરંતુ શાંકરભાષ્યની છટા, અર્થગૌરવ અને લાઘવનો જોટો મળવો મુશ્કેલ છે. તેમાંયે બ્રહ્મસૂત્રો પરનું શાંકરભાષ્ય–શારીરિકભાષ્ય એની પ્રાંજલતા માટે સુપ્રસિદ્ધ છે. સંસ્કૃતભાષાનું જીવંત રૂપ, અનુપમ લાવણ્ય અને ભાવગંભીરતા, આ બધાં શાંકરભાષ્યમાં પરમ પ્રકર્ષ પામ્યાં છે. ઉપનિષદો, બ્રહ્મસૂત્રો અને ભગવદ્‌ગીતા આ ત્રિપુટીને 'પ્રસ્થાનત્રયી' કહે છે. વિવિધ વેદાન્તસિદ્ધાન્તોના પુરસ્કર્તા આચાર્યો આ

ત્રણના આધારે પોતાના સિદ્ધાન્તનું સમર્થન કરે છે, એટલે સિદ્ધાન્ત-પ્રસ્થાનની ગંગોત્રી હોવાને લીધે આ ગ્રંથત્રિપુટી 'પ્રસ્થાનત્રયી'ના નામે ઓળખાય છે. આચાર્ય શંકરે આ પ્રસ્થાનત્રયી ઉપરાંત વિષ્ણુ-સહસ્રનામ તથા મહાભારતના ઉદ્યોગપર્વની 'સનત્સુજાતીય' નામની અધ્યાયી પર પણ ભાષ્યો રચ્યાં છે. આ અંતિમ બે ભાષ્યો આચાર્યની રચના છે કે નહીં એ બાબત વિવાદાસ્પદ હોવા છતાં, આ બન્ને ગ્રંથો પરમાત્માના સર્વાત્મભાવનું–સર્વવ્યાપકતાનું નિરૂપણ કરતા હોવાથી, આચાર્ય શંકરે એમનો પુરસ્કાર કરી પોતાના સિદ્ધાન્તનું સમર્થન કર્યું છે, એમ વિચારી આ રચનાઓ આચાર્યની જ છે, એમ બહુસંખ્યક વિદ્વાનો માને છે. ભાષા અને શૈલીની દૃષ્ટિએ જો કે આ રચનાઓ ઇતર ભાષ્યો અને ખાસ કરીને બ્રહ્મસૂત્રભાષ્યની તુલનામાં ઊણાં લાગે છે, પરંતુ એ પ્રારંભિક રચનાઓ હોવાથી એમ બને એ સ્વાભાવિક છે. આ ઉપરાંત 'આત્માનાત્મવિવેક' નિબંધમાં અને ઉપદેશ સાહસ્રીના આરંભમાં આચાર્યે બ્રહ્મસ્વરૂપનો વિચાર ગદ્યથી કરેલો છે.

આચાર્ય શંકરની પદ્યાત્મક રચનાઓમાં એમની પ્રતિપાદ્ય વિષયની સ્પષ્ટ સમજ અસંદિગ્ધ કાવ્યકમનીય ભાષામાં રજૂઆત અને સરળ પ્રતિપાદન શૈલી ખાસ તરી આવે છે. આચાર્ય પ્રથમશ્રેણીના તત્ત્વજ્ઞાની હોવા ઉપરાંત ઉત્તમકોટિના કવિ પણ છે, એવી પ્રતીતિ એમની પદ્યાત્મક રચનાઓ જોતાં અચૂકપણે થાય છે પદ્યાત્મક રચનાઓને બે વિભાગોમાં વહેંચી શકાય. વેદાન્તને લગતા વિષયોને લગતી નાનીમોટી રચનાઓ અને ભક્તિસ્તોત્રો વેદાન્ત વિષયને ખૂબ હળવી છતાં હૃદયસ્પર્શી શૈલીથી રજૂ કરતી પ્રકરણ ગ્રંથરૂપી રચનાઓમાં આત્મબોધ, અપરોક્ષાનુભૂતિ તથા વિવેકચૂડામણિ ખાસ ઉલ્લેખનીય છે ભક્તિસ્તોત્રોમાં શિવ, વિષ્ણુ, દુર્ગા, અવતારો અને ગુરુસ્તોત્રોનો સમાવેશ થાય છે. આચાર્ય નિર્ગુણ બ્રહ્મના પ્રતિપાદક હોવા છતા ભાવનાહીન રૂક્ષ ચિંતક જ્ઞાની નથી, એમ એમનાં ભાવનીતરતાં ભક્તિસ્તોત્રો જોતાં સ્પષ્ટ થાય છે. ભક્તિસ્તોત્રોની ભાષા મૃદુ ભાવનાપ્રબોધિની અને લલિત છે. આ માપદંડથી વિચારતાં

આચાર્યના નામે ચડેલાં કેટલાક સ્તોત્રો એમની રચના નથી એમ કેટલાક વિદ્વાનો માને છે. મોહમુદ્ગર અથવા ચર્પટમંજરીને નામે ખૂબ જાણીતું સ્તોત્ર જ્ઞાનવૈરાગ્ય અને ભક્તિનો સુભગ સમન્વય કરે છે. આ સ્તોત્રનો છંદ શંકરની પહેલાં કે તેમના સમકાલીન સાહિત્યમાં જોવા મળતો નથી; એટલે એની રચના શ્રી શંકરે નહીં કરી હોય એમ કેટલાક વિદ્વાનો જણાવે છે છતાંયે એની શૈલી અને પ્રતિપાદ્ય વિષયનો વિચાર કરતાં એ આદિ શંકરાચાર્યની કૃતિ હોવામાં સંદેહ નથી. આ છંદ આચાર્યની જ શોધ હોય એમ માનવામાં હરકત નથી. અમેરિકાના પ્રસિદ્ધ વિદ્વાન સ્વ. નોર્મન બ્રાઉને 'સૌન્દર્યલહરી' પર સંશોધનાત્મક નિબંધ લખ્યો છે ને અનુવાદ સાથે એનું આકર્ષક રીતે પ્રકાશન કર્યું છે તેઓના મત 'સૌન્દર્યલહરી' ૧૦મી સદી પહેલાંની રચના નથી. અર્થાત્, આચાર્ય શંકરની કૃતિ નથી. શૈલીની દૃષ્ટિએ વિચારતાં 'શતશ્લોકી' પણ આચાર્યની કૃતિ હોવા વિષે સંદેહ રહે છે. શતશ્લોકીમાં વિષયની દૃષ્ટિએ પણ વિશેષતા જણાતી નથી.

આચાર્યને નામે ચડેલી પ્રસિદ્ધ કૃતિઓ (પ્રસ્થાનત્રયીના ભાષ્ય ઉપરાંત) આ પ્રમાણે છે

૧. અપરોક્ષાનુભૂતિ
૨. આત્મબોધ
૩ તત્ત્વોપદેશ
૪ પ્રૌઢાનુભૂતિ
૫. બ્રહ્મજ્ઞાનાવલીમાલા
૬. લઘુવાક્યવૃત્તિ
૭. વાક્યવૃત્તિ
૮. સદાચારાનુસંધાન
૯. સ્વાત્મનિરૂપણ
૧૦. અદ્વૈતાનુભૂતિ
૧૧. દશશ્લોકી
૧૨. પ્રબોધસુધાકર
૧૩. પ્રશ્નોત્તરરત્નમાલિકા
૧૪. બ્રહ્માનુચિંતન
૧૫ મોહમુદ્ગર અથવા ચર્પટમંજરી
૧૬. યોગતારાવલી
૧૭ શતશ્લોકી
૧૮. સ્વાત્મપ્રકાશિકા
૧૯. સર્વવેદાન્તસિદ્ધાન્ત સંગ્રહ
૨૦. વિવેકચૂડામણિ
૨૧. ઉપદેશસાહસ્રી

૨૨. વેદાન્તસ્તોત્રો : પ્રાતઃસ્મરણ, અદ્વૈતપંચક, આત્માષ્ટક, ઉપદેશ-પંચક, કાશીપંચક, કૌપીનપંચક, દક્ષિણામૂર્તિસ્તોત્ર, દ્વાદશ-મંજરિકા, ધન્યાષ્ટક, નિર્ગુણમાનસપૂજા, નિર્વાણમંજરી, મહાપૂજા, મનીષાપંચક, વિજ્ઞાનનૌકા, ષટ્પદીસ્તોત્ર તથા હરિમીડે સ્તોત્ર, (દ્વાદશમંજરિકા મોહમુદ્ગરનો જ ભાગ છે, થોડોક પાઠભેદ ત્યાં-ત્યાં થયેલો છે.)

૨૩. ભક્તિસ્તોત્રો : શિવભુજંગપ્રયાત, શિવપંચાક્ષર, વેદસારશિવસ્તવ, કાલભૈરવાષ્ટક, શ્રીમદચ્યુતાષ્ટક, અચ્યુતાષ્ટક, નારાયણસ્તોત્ર, વિષ્ણુપાદાદિકેશાન્તવર્ણનસ્તોત્ર, આનંદલહરી, દેવ્યપરાધક્ષમાપન, ત્રિપુરસુંદરીસ્તોત્ર, અન્નપૂર્ણાસ્તોત્ર, અંબાષ્ટક, ગોવિંદાષ્ટક, કૃષ્ણાષ્ટક, પાંડુરંગાષ્ટક, ગંગાષ્ટક, યમુનાષ્ટક, નર્મદાષ્ટક, મણિકર્ણિકાષ્ટક, દ્વાદશજ્યોતિર્લિંગસ્તોત્ર, લલિતાપંચક, ભ્રમરાંબાષ્ટક, શિવપરાધક્ષમાપનસ્તોત્ર અને વિષ્ણુષટ્પદી.

૨૪. અનાત્મશ્રીવિગર્હણપ્રકરણ, ૨૫. આત્માનાત્મવિચાર,

૨૬. જીવન્મુક્તાનંદલહરી, ૨૭. વાક્યસુધા અને

૨૮. અધ્યાત્મપટલવિવરણ

આ રચનાઓ નામભેદથી પણ પ્રસિદ્ધ છે :

અદ્વૈતપંચક = આત્મપંચક
ઉપદેશપંચક = સાધનપંચક
વિજ્ઞાનનૌકા = સ્વરૂપાનુસંધાન
દશશ્લોકી = નિર્વાણદશક = સિદ્ધાન્તબિંદુ
આત્મષટ્ક = નિર્વાણષટ્ક = ચિદાનંદષટ્ક
બ્રહ્માનુચિંતન = આત્મચિંતન
જીવન્મુક્તાનંદલહરી = અનુભવાનંદલહરી

આમાં દશશ્લોકી, અદ્વૈતપંચક, દ્વાદશજ્યોતિર્લિંગ, બન્ને ક્ષમાપન સ્તોત્રો તથા વિષ્ણુષટ્પદી વધારે પ્રચલિત છે. દશ શ્લોકીના આધારે

(અદ્વૈતસિદ્ધિના રચયિતા) પ્રતિભાપુંજ મધુસૂદન સરસ્વતીએ વેદાન્તના સિદ્ધાન્તોને પ્રાંજલશૈલીમાં સમજાવતો 'સિદ્ધાન્તબિંદુ' નામે નિબંધગ્રંથ રચ્યો છે જે સારી પેઠે પ્રસિદ્ધ છે. દક્ષિણામૂર્તિસ્તોત્ર કદમાં નાનું છે પરંતુ વિચારની દૃષ્ટિએ અતિગંભીર છે માટ આદિ મઠાધીશોમાંના એક શ્રીસુરેશ્વરાચાર્યે એને સમજાવતાં પદ્યબદ્ધ વાર્તિકો રચ્યાં છે.

## ૩. વિવેકચૂડામણિ

આચાર્યના પ્રકરણગ્રંથોમાં વિવેકચૂડામણિનું સ્થાન મહત્ત્વપૂર્ણ છે વેદાન્તનાં સમગ્ર અંગોને સરળ છતાં સંક્ષિપ્ત રીતે રજૂ કરતી આવી કોઈ અન્ય કૃતિ ભાગ્યે જ હશે વેદાન્તના મતે આત્મા અને અનાત્માનો વિવેક–પૃથક્તાબોધ–પરમ પુરુષાર્થ મોક્ષને માટે અનિવાર્ય સાધન છે ચૂડામણિ એટલે મસ્તકનો મણિ આત્મા–અનાત્માની વિવેકપ્રાપ્તિમાં આ ગ્રંથ ઉત્તમ દીવાની ગરજ સારે છે એ વાત ચૂડામણિ શબ્દથી સૂચિત થાય છે આ ગ્રંથનું પરમ પ્રતિપાદ્ય પરમાત્મા છે અને બ્રહ્મવિદ્યાના દાતા ગુરુ પરમાત્મસ્વરૂપ જ છે, એમ આરંભમાં જ પ્રથમશ્લોકથી જણાવી આચાર્યે વિષયસ્થાપનાની સાથે ગુરુભક્તિનો મહિમા પણ વર્ણવ્યો છે શ્લેષના આશ્રય લઈ આ વાત અતિ લાઘવથી સિદ્ધ કરી પોતાની અનુપમ કાવ્યશક્તિનોય સુંદર પરિચય આપ્યો છે

વેદાન્તનો અર્થ છે બ્રહ્મવિદ્યા આ બ્રહ્મવિદ્યાના ઇચ્છુકે સૌ પ્રથમ અધિકારી બનવું જોઈએ, પાત્રતા મેળવવી જોઈએ આચાર્યે આ બાબત પર ખાસ ભાર મૂક્યો છે ગુરુ કે સંતો અને ઉત્તમ ગ્રંથોનો સાથ આવશ્યક છે છતાં સાધકની સદા જાગરૂકતા અને યમનિયમ તથા સાધનચતુષ્ટયની પ્રાપ્તિ એ બ્રહ્મવિદ્યા જેવા અમૂલ્ય નિધિને મેળવવાની પૂર્વશરત છે આ શરત પાળ્યા વિના, અનિવાર્ય કિંમત ચૂકવ્યા વિના, વેદાન્ત ગ્રંથોનું શ્રવણ–પઠન બુદ્ધિવિલાસમાત્ર બની રહે છે અને ખોટો કૃતકૃત્યતાનો ખ્યાલ ઊભો કરે છે, એમ એમણે અસંદિગ્ધ ભાષામાં જણાવ્યું છે:

ऋणमोचनकर्तारः पितुः सन्ति सुतादयः ।
बन्धमोचनकर्ता तु स्वस्मादन्यो न विद्यते ॥
मस्तकन्यस्तभारादेर्दुःखमन्यैर्निवार्यते ।
क्षुधादिकृतदुःखं तु विना स्वेन न केनचित् ॥
पथ्यमौषधसेवा च क्रियते येन रोगिणा ।
आरोग्यसिद्धिर्दृष्टाऽस्य नान्यानुष्ठितकर्मणा ॥

શ્લોક ૫૩–૫૫

આ અને આ પછીના થોડાક શ્લોકો વેદાન્તવિદ્યા–આત્મજ્ઞાન–સ્વપ્રયત્નથી જ પ્રાપ્ત કરવાની વસ્તુ છે એ વાત સ્પષ્ટ કરે છે

શાસ્ત્રોનું જ્ઞાન પણ વૈરાગ્ય અને વિવેક વિના વન્ધ્ય છે અને મોટે ભાગે વિલાસ તેમજ દંભને પોષે છે એ વાત શ્લોક ૬૦ થી ૬૩માં મર્મસ્પર્શી ઢબે કહી છે

## ૪. સાધનચતુષ્ટય

વેદાન્તવિદ્યાના અધિકાર માટે ક્રિયાકાંડ કે અન્ય કોઈ સાધનોનો પૂર્વભાવ જરૂરી નથી આ વાત આચાર્યે બ્રહ્મસૂત્રના પહેલા સૂત્રના ભાષ્યમાં બહુ જ હૃદયંગમ શૈલીથી સમજાવી છે જે સાધનો વિના વેદાન્તવિદ્યા–બ્રહ્મસાક્ષાત્કારની પ્રાપ્તિ થતી નથી એ સાધનોનો અનેક ગ્રંથોમાં સ્પષ્ટ વિચાર કર્યો છે આ ગ્રંથમાં પણ એમની સંક્ષિપ્ત છતાં અસંદિગ્ધ વિચારણા થઈ છે બ્રહ્મવિદ્યા માટે બહિરંગ સાધનો ચાર છે (૧) **વિવેક**: નિત્ય અને અનિત્ય વસ્તુઓના ભેદની પાકી સમજ, (૨) **વૈરાગ્ય**: આ લોક અને પરલોકના ભોગો પ્રત્યે અનાસક્તિ (૩) **ષટ્સંપત્તિ**: શમ, દમ, તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન અને ઉપરતિ તથા (૪) **મુમુક્ષા**: મુક્તિની ઉત્કટ ઇચ્છા આ ચાર સાધનોને બહિરંગ અર્થાત્ બાહ્યસાધનો કહે છે આ સાધનોને આત્મસાત્ કર્યા પછી જ અંતરંગ સાધનોને અપનાવવાની પાત્રતા મળે છે

**અંતરંગ સાધનો :**

શ્રવણ, મનન અને નિદિધ્યાસન, આ ત્રણ અંતરંગ સાધનો છે ઉપનિષદોનું તાત્પર્ય જીવ અને બ્રહ્મના અભેદ પ્રતિપાદનમાં છે એમ સમગ્ર વેદાન્ત વાઙ્‌મયનો તાત્પર્યબોધ 'શ્રવણ' કહેવાય છે શ્રવણનો અર્થ કેવળ કાનથી શાસ્ત્રશ્રવણ નથી જીવબ્રહ્મના ઐક્યબોધથી સર્વ અનર્થની શોક, મોહાદિથી થતા દુઃખની નિવૃત્તિ થાય છે શ્રવણથી જ આ કામ સરતું નથી જન્મજન્માન્તરના સંસ્કારો અને પ્રત્યક્ષ વગેરે પ્રમાણો પદાર્થમાં ભ્રમ તેમજ જીવબ્રહ્મમાં ભેદ હોવાનું બતાવે છે એટલે શાસ્ત્ર દ્વારા પુરસ્કૃત જીવ–બ્રહ્મના અભેદમાં નિષ્ઠા થતી નથી એ માટે મનનની આવશ્યકતા રહે છે શાસ્ત્રવિધાનની વિરુદ્ધ જતાં પ્રત્યક્ષાદિ પ્રમાણોનું યુક્તિ દ્વારા ખંડન કરી પ્રત્યક્ષાદિનું પ્રામાણ્ય વ્યાવહારિક બાબતોમાં ભલે હોય પારમાર્થિક તત્ત્વરૂપ જીવ–બ્રહ્મના વાસ્તવિક સ્વરૂપને બતાવવાનું એમનું ગજુ નથી એમ નિર્ણય કરી, શ્રુતિપ્રતિપાદિત જીવબ્રહ્મના ઐક્યનો અનુભવ જ એકમાત્ર પરમાર્થ છે, આવી પાકી ખાત્રી મેળવવી, એનું જ નામ 'મનન' છે મનનમાં શ્રુતિસંમત અનુમાન પ્રમાણનું પ્રાધાન્ય રહે છે મનન દ્વારા જીવ–બ્રહ્મૈક્ય અવિસંવાદીપણે બુદ્ધિમાં સ્થિર થયા પછી શ્રુતિદર્શિત રીતે એનું 'નિદિધ્યાસન'–ધ્યાન–કરવું જોઈએ આ પ્રક્રિયા નિરંતર ચાલે ત્યારે આત્મસાક્ષાત્કાર અર્થાત્ ચાર મહાવાક્યો દ્વારા પ્રતિપાદિત બ્રહ્મનો સ્વસ્વરૂપે અનુભવ થાય છે

## ૫. મહાવાક્યો

ચારેય વેદોમાંથી એક એક વાક્ય મહાવાક્યરૂપે સ્વીકારાયેલું છે (૧) ઋગ્વેદમાંથી ઊતરી આવેલ ઐતરેય ઉપનિષદનું મહાવાક્ય છે 'પ્રજ્ઞાન બ્રહ્મ' આત્મા અને બ્રહ્મ જ્ઞાનસ્વરૂપ છે માટે તે બન્ને વસ્તુ સ્વરૂપે એક જ છે, એમ આ મહાવાક્યનો અર્થ છે (૨) યજુર્વેદમાંથી ઊતરી આવેલ ઉપનિષદ છે બૃહદારણ્યક' આમાં "અહં બ્રહ્માસ્મિ' વાક્ય છે આનો અર્થ હું–જીવ બ્રહ્મ છું થાય છે (૩) સામવેદી

છાન્દોગ્યોપનિષદ્‌માં 'तत्त्वमसि' મહાવાક્ય છે ઉદ્દાલક પોતાના પુત્ર શ્વેતકેતુને 'જીવ જ બ્રહ્મ છે' એ વાત સમજાવવા નવ દૃષ્ટાન્તો આપે છે ને અંતે આ વાક્ય કહે છે આનો અર્થ પણ ત્વ-જીવ તત્-બ્રહ્મ અસિ-છે' એમ થાય છે (૪) અથર્વવેદનું વાક્ય છે 'अयमात्मा ब्रह्म'. જેની હયાતિ વિષે કોઈને કદી સંદેહ થતો નથી ને જેને માટે 'હું' કે 'આ' શબ્દથી પ્રત્યગાત્માન વ્યવહાર થાય છે તે 'આત્મા બ્રહ્મ છે' આમ આ વાક્યનો અર્થ થાય છે આ ઉપરાંત 'सर्वं खल्विदं ब्रह्म' આ વાક્ય પણ મહાવાક્યનું જ કામ કરે છે

## ૬. લક્ષણાથી અભેદબોધ

અંતિમ ત્રણ મહાવાક્યોમાં જીવ અને બ્રહ્મની અથવા જગત અને બ્રહ્મની એકતાનું પ્રતિપાદન થયું છે પણ જીવ પોતાને અલ્પજ્ઞ સુખી, દુઃખી, કર્તા, ભોક્તા, સંસારી માને છે ને અનુભવે છે જ્યારે બ્રહ્મ તો સર્વજ્ઞ, આનંદઘન, અકર્તા અભોક્તા તેમજ અસંગ છે તો આ બન્નેનો અભેદ શી રીતે સંભવે ? આમ શંકા થાય એ સ્વાભાવિક છે આનું સમાધાન આ પ્રમાણે છે યદ્યપિ જીવ અને બ્રહ્મ વાચ્યાર્થ રૂપે એકમેકથી વિરુદ્ધ સ્વભાવના છે, પરંતુ તેમનો લક્ષ્યાર્થ એકરૂપ-ચૈતન્ય-છે જીવ અને બ્રહ્મ માટે વપરાતાં વિશેષણો એકને અલ્પજ્ઞ વગેરે ને બીજાને સર્વજ્ઞ વગેરે વિરુદ્ધ સ્વભાવના બતાવે છે એ ખરું, પરંતુ 'ભાગત્યાગલક્ષણા'થી વિશેષણાંશ છોડીને કેવળ વિશેષ્યાંશ-ચૈતન્યરૂપી અર્થ લઈએ તો બન્નેની એકતા નિર્બાધપણે સિદ્ધ થાય છે આ-'તે જ માણસ છે', એમ જ્યારે આપણે કહીએ છીએ ત્યારે 'તે' શબ્દથી ભૂતકાળમાં જોયેલો ને 'આ' શબ્દથી અત્યાર સામે ઊભેલો માણસ એવો અર્થ થાય છે આમાં એક જ માણસનો એકસાથે ભૂત અને વર્તમાનકાળ સાથે સંબંધ સંભવતો નથી છતાં એ સંબંધો છોડી માણસમાત્રનું ગ્રહણ થાય છે તેવું જ જીવ-બ્રહ્મનું પણ સમજવું વેદાન્તશાસ્ત્રના (ધર્મરાજાધ્વરીન્દ્ર સિવાયના) બધા જ આચાર્યો મહાવાક્યોનો અર્થ ભાગત્યાગ-લક્ષણાથી (આનું બીજું નામ જહદજહલ્લક્ષણા છે) સમજાવે છે

## ૭. જ્ઞાનની અનિવાર્યતા

વેદાન્તે જીવબ્રહ્મની એકતાના બોધને અથવા એક બ્રહ્મ જ પરમ સત્તા છે એવા અનુભવને 'પરમ પુરુષાર્થ' અથવા મોક્ષ કહ્યો છે યોગ, ભક્તિ, પરોપકાર વગેરે સાક્ષાત્ પરમાર્થનાં સાધન નથી જો કે શરૂઆતમાં એમની આવશ્યકતાનો સ્વીકાર કરવામાં આવ્યો છે એટલું જ નહિ અંતઃકરણની શુદ્ધિ અને મનની ચંચળતા દૂર કરવા માટે એમનું અનુષ્ઠાન અનિવાર્ય માનવામાં આવ્યું છે જપ, તપ, દાન, યજ્ઞ, આ બધાં અંતઃકરણની શુદ્ધિ કરે છે ને શુદ્ધ અંતઃકરણમાં જ અગાઉ કહ્યાં તે બહિરંગ સાધનો ને પછી અંતરંગ સાધનો સુપ્રતિષ્ઠિત થાય છે અહંકારનિવૃત્તિમાં ભક્તિ ખૂબ ઉપકારક છે ને અહંકારરહિત સ્વચ્છ અંતઃકરણમાં આત્મતત્ત્વ બ્રહ્મરૂપે આપોઆપ પ્રકાશિત થાય છે, એવો વેદાન્તનો અભિગમ છે શાસ્ત્રો વગેરેથી આત્મા છે અથવા આત્મા જ બ્રહ્મ છે, આ જાતની સમજ અંતિમ જ્ઞાન નથી, પરંતુ 'પરોક્ષજ્ઞાન' જ છે અંતરંગ સાધનો–શ્રવણ, મનન અને નિદિધ્યાસનની પરિપક્વતા જ 'અપરોક્ષજ્ઞાન'ની જનક છે અપરોક્ષજ્ઞાનને આત્મસાક્ષાત્કાર અથવા બ્રહ્મસાક્ષાત્કાર કહે છે બ્રહ્મસાક્ષાત્કારમાં જ્ઞાન જ પરમ સાધન છે, એ વાતને આચાર્યે ચોટદાર ભાષામાં આમ જણાવી છે

> न योगेन न सांख्येन कर्मणा नो न विद्यया ।
> ब्रह्मात्मैकत्वबोधेन मोक्षः सिध्यति नान्यथा ॥
>
> શ્લોક ૫૮

પંચદશીકાર વિદ્યારણ્ય સ્વામી આ જ વાતને એમની આગવી શૈલીમાં કહે છે

> मुक्तिस्तु ब्रह्मतत्त्वस्य ज्ञानादेव न चान्यथा ।
> स्वप्नबोधं विना नैव स्वस्वप्नो हीयते यथा ॥ ६–२१०

મુક્તિ તો બ્રહ્મતત્ત્વના જ્ઞાનથી જ થાય, બીજા કોઈ ઉપાયથી નહિ જેમ જાતે જાગીને જ જાતે ઊભું કરેલું સ્વપ્ન ટાળી શકાય છે તેમ

શાસ્ત્રચર્ચા કરવાથી અને 'બ્રહ્મ સત્ય જગન્મિથ્યા'ના લક્ષ જાપ કરવાથી બ્રહ્માનદનો અનુભવ થતો નથી પર તુ, અનુભવીઓએ ચીધેલા માર્ગે આતર-બાહ્ય સાધનોના અનુષ્ઠાનથી જ મળે છે, આ વાત સચોટ શૈલીમા સ્પષ્ટ કરી છે

> न गच्छति विना पान व्याधिरौषध शब्दत ।
> विनाऽपरोक्षविज्ञान ब्रह्मशब्दैर्नमुच्यते ॥ શ્લોક ૬૪

## ૮. અનાત્મતત્ત્વોનુ' જ્ઞાન જરૂરી

આત્મા અનાત્મસ્વરૂપ પ ચ મહાભૂતા ઇન્દ્રિયો અને કોષોથી આવૃત્ત થયેલો છે એટલે જ સ્વસ્વરૂપ અને સ્વપ્રકાશ હોવા છતા તેના અસલ સ્વરૂપે અનુભવાતો નથી વેદાન્તની આ દષ્ટિ છે અનાત્મતત્ત્વ શુ છે? એ કઈ રીતે આત્માને આવૃત્ત કર છે? એના આવરણમાથી શી રીતે છૂટાય? આ અને આવા અનેક પ્રશ્નો ઊઠે છે માટ જ આત્મજ્ઞાનના ઉપાયરૂપે વેદાન્તગ્રથો અનાત્મરૂપ જગત્ તેમજ દેહાદિનો વિચાર આવશ્યક માને છે આથી જ ઉપનિષદોથી માંડી આજ સુધી રચાયેલા બધાય વેદાન્તગ્ર થોમાં પ ચભૂત, પ ચકોશ ઇન્દ્રિયો પ્રત્યક્ષાદિ પ્રમાણો-જ્ઞાનસાધનો અહ કાર અને અવિદ્યાનુ વિગતવાર પૃથક્કરણ કર છે આ ગ્ર થમાં પણ વિષયોના સ્વરૂપનો વિચાર કરતા પ ચભૂત અને એમનાથી બનેલા દેહનુ સુરેખ ચિત્ર રજૂ કર્યુ છે વિષયાસકિત જ જીવના બ ધનનુ ને અનર્થપર પરાનુ કારણ છે આસક્તિનુ મૂળ મોહમાં છે મોહ પ્રકાશસ્વરૂપ આત્માને વીટળાયેલો જાણે ધાબળો છે અવિદ્યાનો આ પ્રબળ પુત્ર આત્માની વિવેકશક્તિને કુ ઠિત કરી દે છે, ને એમ થતા કામક્રોધાદિ વિક્ષેપરૂપ રાક્ષસોનુ દળ આ મટેવને પોતાના સચ્ચિદાન દસ્વરૂપ નગરમાંથી તગડી મૂકતુ હોય એવી સ્થિતિ સર્જાય છે માટે જ અજ્ઞાનના પાટવીપુત્ર મોહનુ ચિત્ર મર્મસ્પર્શી ભાષામાં દોર્યું છે

मोह एव महामृत्युर्मुमुक्षोर्वपुरादिषु ।
मोहो विनिर्जितो येन स मुक्तिपदमर्हति ॥ શ્લોક ૮૭

મોહપાશથી મુક્ત બનેલા જીવે આત્મમંદિરના મહાદ્વારનો આગળો ઊઘાડી નાખ્યો સમજવું. આમ કર્યા પછી જ આત્મમંદિરમાં પ્રવેશની યોગ્યતા સાંપડે છે

## ૯. લિંગશરીર

મોહનું અધિષ્ઠાન 'લિંગ' શરીર છે આને જ સૂક્ષ્મશરીર પણ કહે છે જીવની દીર્ઘયાત્રાનું એકમાત્ર વાહન લિંગશરીર છે આમાં જ સારાં-નરસાં કર્મોના સંસ્કાર ને સંસ્કારજન્ય વાસનાઓ નિવાસ કરે છે સ્થૂળ શરીર છોડી જીવ આના આધારે જ દેહાન્તર કે લોકાન્તરમાં પ્રવેશે છે જ્ઞાન, ભક્તિ અને સત્કર્મો આના મેલને ધોવા માટે જ કરાય છે લિંગશરીરના ઘટક તત્ત્વોની સંખ્યા વિષે મતભેદ છે પરંતુ જ્યાં ઓછી સંખ્યા બતાવાય છે ત્યાં એમાં અન્ય તત્ત્વોનો સમાવેશ કરાય છે -સાંખ્યના મતે દશ ઇન્દ્રિયો ને અહંકાર બુદ્ધિ તથા મન આ અંતઃકરણની ત્રણ અવસ્થાઓ, આ તેર વસ્તુઓને લિંગશરીરનાં ઘટક માન્યાં છે કોઈ અંતઃકરણની ત્રણ અવસ્થાઓ અને શબ્દાદિ પંચતન્માત્રાઓને લિંગશરીર માને છે સામાન્ય રીતે પંચપ્રાણો, દશ ઇન્દ્રિયો, બુદ્ધિ અને અહંકાર, આ સત્તર તત્ત્વો લિંગશરીરના ઘટક મનાય છે અહીં બુદ્ધિમાં ચિત્ત તેમજ મનનો સમાવેશ કરી લેવાય છે ભગવત્પાદે આ ગ્રંથમાં (શ્લોક ૯૮) આઠ તત્ત્વોરૂપી નગરીઓમાં જીવાત્મા વસે છે એમ કહ્યું છે, આમાં તત્ત્વગુચ્છોને એકએકરૂપે ગણાવ્યા છે : વાણી વગેરે પાંચ કર્મેન્દ્રિયો, શ્રવણ વગેરે પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ પ્રાણ, આકાશાદિ પાંચ મહાભૂતો, અંતઃકરણના બુદ્ધિ વગેરે ચાર વિકારો, અવિદ્યા, કામ અને કર્મ, આમ અષ્ટ વસ્તુઓ લિંગશરીરની ઘટક છે એમ કહ્યું છે આમાંની અવિદ્યા જીવનું 'કારણશરીર' છે 'કામ' ઇચ્છાઓ તેમજ વાસનાઓ છે ને 'કર્મ' સારાં-નરસાં કર્મો છે. આ બધાં તત્ત્વસમૂહોનો વ્યક્તિશઃ વિભાગ કરીએ તો સત્તાવીસ તત્ત્વોનું લિંગશરીર ગણાય

## ૧૦. પંચકોષ

આ લિંગશરીરનો વિચાર કરતાં પાંચ કોષોનો વિચાર ઉપસ્થિત થાય છે. એમાં પ્રથમ–'અન્નમયકોશ' અર્થાત્ સ્થૂલ શરીર છે. 'પ્રાણમય' પંચપ્રાણરૂપ છે, 'મનોમય' સંકલ્પ–વિકલ્પ કરતી મન નામની અંતઃ–કરણની અવસ્થા માટે છે ને 'વિજ્ઞાનમય' બુદ્ધિનો બોધક છે. કર્મેન્દ્રિયોનો પ્રાણમય કોશમાં ને જ્ઞાનેન્દ્રિયોનો મનોમય તથા વિજ્ઞાનમયમાં (સ્વભાવ પ્રમાણે) સમાવેશ થાય છે. 'આનંદમય' સૌથી અંતરતમ કોશ છે. પુણ્ય ફલરૂપે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિમાં મળતું સુખ 'આનંદમય' કોશ છે. એને આત્મા માનવાની ઘણા ભૂલ કરી બેસે છે. ધ્યાન, ભક્તિ કે પ્રીતિના પ્રસંગોમાં જે આનંદની અનુભૂતિ થાય છે તે જ પરમ પુરુષાર્થ હોવાનો ભ્રમ થવા સંભવ છે. વસ્તુતઃ આ આનદમયની સ્થિતિ અંતરિયાળ સ્થિતિ છે, પરમસિદ્ધિની નહિ. કારણ કે આ સ્થિતિ શાશ્વત નથી હોતી અને વિષયપરાધીન હોય છે. એમાં વિષય, વિષયી અને અનુભવનો ભેદ ભૂંસાતો નથી અને ભૂંસાતો લાગે તો ય એ અલ્પજીવી તેમજ દ્વૈતમૂલક હોવાથી પરમાર્થ નથી. આચાર્ય શંકરે બ્રહ્મસૂત્રના 'આનંદ–મયાધિકરણ'માં આની સૂક્ષ્મ આલોચના કરી છે આ ગ્રંથમાં એને કોશરૂપે વર્ણવ્યો છે. 'કોશ' એટલે મ્યાન. મ્યાન જેમ અંતરંગ તલવાર કે છરીનું આવરણ છે, અન્ય માટે છે સ્વ માટે નથી, તેમ આનંદમય કોશ પણ આત્માનું અંતરંગ આવરણ છે બ્રહ્મસ્વરૂપ આનંદ નથી. આનંદમયની અભિવ્યક્તિ વિષયસંસર્ગમાં કે વિષયચિંતનમાં તેમજ ઊંઘમાં થતી હોય છે. પાંચેય કોશોમાં પૂર્વ પૂર્વ સ્થૂલ છે ને ઉત્તરોત્તર સૂક્ષ્મ છે. અન્નમય દેહરૂપી–કોશ સ્થૂલતમ અને આનંદમય સૂક્ષ્મતમ છે. આ કોશોને જ આત્મા માની વર્તવાની ટેવને કારણે જીવાત્મા કોશગત વિકૃતિઓને પોતાની માની બંધાય છે ને સુખદુઃખ અનુભવે છે. આત્મા કોશોનો દ્રષ્ટા અને શાસક તેમજ સ્વતંત્ર છે. કોશો આત્માનાં સાધનમાત્ર છે. સાધન શાસકને અધીન જ હોવું ઘટે, આત્માનું શાસક નહિ. આવી સમજ પાકી થતાં જીવની કોશો માટેની આસક્તિ અને તેમની

શરીરનું તાદાત્મ્ય ઓગળી જાય છે. આમ પંચકોશનો જીવથી વિવેક મોક્ષયાત્રામાં અતિ આવશ્યક છે.

અહંકાર પણ વિજ્ઞાનમય કોશમાં આવી જાય છે. આત્માનું અહંકારની સાથે તાદાત્મ્ય થતાં જીવભાવ પ્રગટ થાય છે. અહંકારની અભિવ્યક્તિને આપણે અભિમાન કહીએ છીએ. એનો પથારો ઘણો વ્યાપક છે. બહારના વિષયોમાં થતી મમતા અહંકારનો જ વિસ્તાર છે. દેહ ઇન્દ્રિયો તેમજ મનમાં અડ્ડો જમાવી સમગ્ર આંતરબાહ્ય સંસારને લગતું ભોક્તૃત્વ, આસક્તિ, કામ, ક્રોધ વગેરે અહંકારની જ અભિવ્યક્તિઓ છે. અહંકારને સ્વથી ભિન્નરૂપે સમજવો ને એની આણથી મુક્ત થવું એ પરમાર્થપ્રાપ્તિ માટે આવશ્યક છે

## ૧૧. અવિદ્યા અને માયા

જીવ સ્વયં બ્રહ્મ છે. પરંતુ પોતાના બ્રહ્મભાવનું અજ્ઞાન જ એને સંસારી બનાવે છે. અવિદ્યા અને માયા શબ્દો કોઈ કોઈ વાર પર્યાય તરીકે વપરાય છે ઉપનિષદોમાં ઘણી વાર આમ થયેલું છે, પરંતુ બન્ને શબ્દોનો ઉત્તરવર્તી વેદાન્ત ગ્રંથોમાં ભેદ સ્પષ્ટ કરવામાં આવ્યો છે. 'માયા' પરમાત્માની શક્તિ છે ને અવિદ્યા જીવને આવરતી રજસ્તમોમયી શક્તિ છે. એ જ જીવનું સ્વસ્વરૂપનું અજ્ઞાન છે. માયા શુદ્ધ સત્ત્વમયી હોવાથી એના આશ્રય પરમાત્માને એ વશવર્તી બનાવતી નથી. જ્યારે અવિદ્યા મલિન રજસ્ અને તમસ્‌ની નિપજ હોવાથી એના આશ્રયને–જીવને પોતાના વશમાં રાખે છે. અવિદ્યાના યથાર્થરૂપને સમજી એના રાજસિક અને તામસિકભાવનું સજાગપણે પ્રક્ષાલન થાય તો તે પણ માયાની જેમ સત્ત્વમયી બને અને પોતાના આશ્રય જીવને ઢાંકવાને બદલે એના સ્વપ્રકાશ સ્વરૂપના આવિર્ભાવનું સાધન બને છે. અવિદ્યા જીવનું કારણશરીર છે અવિદ્યા વિષે ભારતનાં લગભગ બધાં જ તત્ત્વદર્શનોએ ગંભીર વિચાર કર્યો છે. જે ટૂંકમાં નીચે પ્રમાણે છે :

આત્મા નિસર્ગતઃ, અસંગ અને અકર્તા હોવા છતાં ભોકતા છે, એમ સાંખ્ય માને છે. જ્યારે વેદાન્ત એને અકર્તા, અભોક્તા તેમજ નિત્ય શુદ્ધ, બુદ્ધ, મુક્તરૂપ માને છે. આ બન્ને દર્શનોએ માનેલો આત્મા સ્વભાવતઃ અસંગ શુદ્ધ, બુદ્ધ, નિત્યમુક્ત હોવા છતાં સંસારી બની પોતાને કર્તા-ભોકતા, સુખી-દુઃખી શા માટે માને છે? કયું તત્ત્વ એને બદ્ધ અને પરિમિત શકિતવાળો બનાવે છે? આ પ્રશ્નના ઉત્તરરૂપે સાંખ્ય પ્રકૃતિના તાદાત્મ્યને અને વેદાન્ત અવિદ્યાને આગળ કરે છે. એમને મને અવિદ્યા અર્થાત્ અજ્ઞાન જીવને આવરી લે છે અને એની વાસ્તવિક સ્વયંપ્રકાશ સ્થિતિને ઢાંકી દે છે—હણી લે છે. આથી આત્મા પોતે જે નથી તે રૂપે ભાસમાન થાય છે. એમને મતે અવિદ્યા જ્ઞાનનો અભાવ નહિ (જેમ ન્યાય માને છે) પણ ભાવાત્મક પદાર્થ છે. એની શકિત દ્વિમુખી છે : આવરણ અને વિક્ષેપ. આવરણશકિતથી અવિદ્યા આત્માને સ્વરૂપપ્રચ્યુતિનો અનુભવ કરાવે છે જ્યારે વિક્ષેપશકિત દ્વારા આત્માને નિત્ય શુદ્ધ, બુદ્ધ સ્થિતિને બદલે અનિત્યતા, મલિનતા તેમ જ અજ્ઞાનીપણાનો અનુભવ કરાવે છે. સંક્ષેપમાં અવિદ્યાની વિક્ષેપશક્તિ આત્મસ્વરૂપને વિપરીત રીતે રજૂ કરે છે. વિદ્યા અવિદ્યાની વિરોધી છે. વિદ્યાનો અર્થાત્ આત્મસ્વરૂપ જ્ઞાનનો ઉદય થતાં, સૂર્યોદય થતાં અંધકારની જેમ અવિદ્યાનો વિલય થાય છે. તે જ ક્ષણે આત્મા પોતાના વાસ્તવિક સ્વયં પ્રકાશ મુક્તરૂપનો અનુભવ કરે છે. સાંખ્યમતે કેવલભાવ અનુભવતા પુરુષને પ્રકૃતિ સ્વયં મુકત કરી તેનાથી વિયુકત બને છે.

ન્યાયવૈશેષિકના મતે આત્મા ચેતન છે પણ સ્વતઃચેતન નથી. ચૈતન્યરૂપી અને જ્ઞાનરૂપી ગુણોનો એ નિત્યઆશ્રય છે જેથી આપણે એને ચેતન કે જ્ઞાનરૂપ માનીએ છીએ. જ્ઞાન અને ચૈતન્યનો આશ્રય કેવળ આત્મા જ છે જે સ્વતઃ દ્રવ્યરૂપ છે. આત્મા સિવાયના સમગ્ર પદાર્થો જડ છે. આત્મા પદાર્થો પ્રત્યેના રાગદ્વેષને લીધે બંધનમાં પડે છે. પદાર્થોને લગતી સાચી દૃષ્ટિના અભાવે, તેમના વાસ્તવિક અનિત્ય સ્વરૂપના અજ્ઞાનને લીધે જ આત્મા રાગદ્વેષનો શિકાર બને છે. પદાર્થોના પરિવર્તનશીલ કાર્યરૂપને જ તે સાચું માની બેસે છે, જે ભૂલને લીધે

તે આસક્તિના બંધનમાં પડે છે ને પોતાની મુક્તતા અથવા સ્વતંત્રતા ગુમાવી બેસે છે પદાર્થોને એમના વાસ્તવિક—નિત્ય પરમાણુ રૂપમાં પિછાણી લેતાં આત્માનો એમના પ્રત્યેનો અભિનિવેશ ટળી જાય છે ને પદાર્થો દ્વારા ઉત્પન્ન થતા રાગદ્વેષાદિ ક્લેશોથી એ મુક્ત થાય છે નામાન્યજનમાં રાગદ્વેષાદિ ઉત્પન્ન થતી વાસનાઓ તત્ત્વદ્રષ્ટામાં પ્રશિષ્ટ રાગદ્વેષાદિના અભાવે ઉત્પન્ન થતી નથી, જેથી આત્મા નિર્વાસનસ્થિતિમાં રહે છે આ નિર્વાસનસ્થિતિ જ આત્માની મુક્તિ છે

બૌદ્ધ અને જૈન જેવાં અવૈદિક દર્શનોમાં પણ અવિદ્યાનું મહત્ત્વપૂર્ણ સ્થાન છે આ દર્શનો સુખદુઃખનું કારણ તૃષ્ણા હોવાનું માને છે તૃષ્ણા અવિદ્યાનું જ કાર્ય છે અવિદ્યાથી જ અર્થાત્ આત્મા અને વિશ્વને લગતી વિપરીત દૃષ્ટિમાંથી જ મોહ અને વિભ્રમ પેદા થાય છે જ્યારે અવિદ્યાનો નાશ થાય ત્યારે મોહ અને વિભ્રમ આપોઆપ જ ટળી જાય છે ને આત્મા મુક્ત બને છે બૌદ્ધ દર્શનો બધું જ ક્ષણિક છે એમ માને છે એટલે આત્માને પણ શાશ્વત તત્ત્વરૂપ માનતાં નથી, પરંતુ એને પ્રત્યયસન્તાનરૂપે નિત્ય તો માને જ છે

યોગદર્શનના મતે પંચક્લેશોમાં અવિદ્યા સૌ પ્રથમ ગણાય છે "अविद्याऽस्मितारागद्वेषाभिनिवेशाः पञ्च क्लेशाः" । (૨–૩) પછીના ચાર ક્લેશો—અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ અવિદ્યામાંથી જ પ્રકટે છે એમ યોગદર્શનના પ્રણેતા પતંજલિ માને છે તાત્પર્ય કે યોગદર્શનના મતે પણ જીવના બંધન અને ક્લેશોનું મૂળ અવિદ્યા જ છે આમ ભારતીય સર્વ દર્શનોમાં અવિદ્યા મહત્ત્વપૂર્ણ સ્થાન ભોગવે છે માયા અને અવિદ્યા એક જ વસ્તુનાં નામ છે, એમ માનનારા માયાને સર્વવ્યાપિની પરમેશશક્તિ માને છે ને કહે છે કે જીવના સંબંધમાં એ જ માયા અંતઃકરણરૂપે જીવસૃષ્ટિનું—જીવના સર્વવિધ કાર્યકલાપનું બીજ છે વેદાન્ત માયા અને અવિદ્યાને જ્ઞાનના અભાવરૂપે નહિ (જેમ ન્યાયવૈશેષિક માને છે) પરંતુ ભાવરૂપે-સ્વતંત્ર પદાર્થ તરીકે સ્વીકાર છે અભાવમાંથી કશાનું સર્જન થાય નહિ જ્યારે માયા અને અવિદ્યામાંથી

વિશ્વ અને જીવસૃષ્ટિ સર્જાય છે સ્વપ્નમા આત્માનુ અજ્ઞાન જેમ વિધવિધ સૃષ્ટિ કરે છે તેમ પરમાત્માની માયાશક્તિ આ અનેકસ્વરૂપા સૃષ્ટિ બનાવે છે જો કે તે સ્વય મિથ્યા અર્થાત્ સત્ અને અસત્થી વિલક્ષણ છે, છતાયે માયારૂપે ઈશ્વરસૃષ્ટિનુ અને અવિદ્યારૂપે જીવસૃષ્ટિનુ કારણ બને છે જેમ દોરડાનુ અજ્ઞાન દોરડામા સાપ, સાપની હલનચલન જેવી ક્રિયાઓ વગેરે ભ્રાન્ત વ્યક્તિના સદર્ભમા સર્જે છે, તેમ આત્મસ્વરૂપને ઢાકતી અવિદ્યા પોતાના વશમાં રહેલા જીવને અનેકવિધ પ્રતિભાઓ તથા કામક્રોધાદિ વિકારોવાળો બનાવે છે દોરડામાં ઉત્પન્ન થયેલી સર્પભ્રાતિ જેમ ભયકપાદિ પેદા કરે છે તેમ બ્રહ્મમા પેદા થયેલી જગતભ્રાતિ કામક્રોધ, રાગદ્વેષ, શોક ચિતા વગેરેનુ કારણ બને છે છતાયે આ બધા વિકારોનુ કારણ જેમ મિથ્યા છે તેમ વિકારોયે મિથ્યા છે એટલે જ જ્ઞાનથી અવિદ્યા અને અવિદ્યાનુ કાર્ય સસાર નિશેષ બની શકે છે જો માયા કે અવિદ્યા બ્રહ્મની જેમ વસ્તુરૂપ હોય તો તે જ્ઞાનથી ટળી શકે નહિ જ્ઞાનથી એ ટળે છે માટે જ એ મિથ્યા હોવાનુ અનુમાન થાય છે જ્યા જે ન હોય ત્યા તેનો ભાસ કરાવવો એ અવિદ્યાનો સ્વભાવ છે આત્મામા સ્વત સુખ દુ ખ વગેરે નથી બ્રહ્મ અસગ હોવાથી એમાં જગત નથી, છતાં આત્મામા સુખ દુ ખનો અને બ્રહ્મમાં જગતનો અનુભવ કરાવવો એ માયા તેમજ અવિદ્યાનો સ્વભાવ છે અવિદ્યાનુ સ્વરૂપ આ ગ્રથના ૧૦૫થી ત્રણ શ્લોકોમા વર્ણવ્યુ છે અહી માયા અને અવિદ્યાને એક માની વર્ણન થયુ છે

## ૧૨. ત્રિવિધ શરીર

બ્રહ્મના સદર્ભમાં જે માયા છે તે વિશ્વનુ ઉપાદાન કારણ છે માયાવિષ્ટ બ્રહ્મ જ સૂક્ષ્મ અને કાર્યદશાને પ્રાપ્ત થયેલી માયાના સદર્ભમા 'હિરણ્યગર્ભ' કહેવાય છે, ને સૂક્ષ્મમાથી સ્થૂલ બનેલા વિશ્વના સંબંધમા 'વિરાટ' કહેવાય છે એ જ રીતે શુદ્ધ અસગ આત્માના સંસર્ગમા આવેલી અથવા આત્માને જીવભાવ પમાડતી વ્યક્તિનિષ્ઠ

અવિદ્યા જીવનું 'કારણશરીર' કહેવાય છે, જેનો અનુભવ ગાઢ સુષુપ્તિમાં થાય છે. આ કારણશરીર વ્યક્તિગત લિંગ શરીરમાં પરિણમે ત્યારે તેની ઉપાધિ પામનાર આત્મા જીવ સ્વપ્નાવસ્થાની સ્થિતિમાં–અવસ્થામાં હોય છે. લિંગશરીર પાંચભૌતિક સ્થૂળ શરીરમાં પરિણમે ત્યારે જીવ જાગ્રત અવસ્થામાં હોય છે જાગ્રત અવસ્થામાં અવિદ્યાની ત્રિવિધ અવસ્થાઓ કાર્યરત હોય છે સ્થૂળ શરીરથી થતાં (અહમ્ગ્રસ્ત અંતઃકરણના અભિનિવેશ સાથે) કર્મો જ જીવમા સંસ્કારો સર્જે છે. આ સંસ્કારોને જ વાસના કહે છે. કર્મોના સ્વરૂપ પ્રમાણે વાસનાઓ પુણ્યમયી કે પાપમયી બને છે ને સુખ દુ:ખની હેતુ થાય છે.

## ૧૩. નૈષ્કર્મ્ય

મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર, આ ચાર અવસ્થાઓવાળું અંતઃકરણ યદિ શારીરિકક્રિયાઓમાં તાદાત્મ્ય ન સાધે, અહંબુદ્ધિ ન કરે તો શારીરિક કર્મ, પાણી પર લખેલા અક્ષરોની જેમ, આપોઆપ સરી પડે છે, સંસ્કારો ઉત્પન્ન કરતાં નથી માટે જ કર્મલેપથી મુક્ત જીવ કર્મ કરવા છતાં અકર્તા અને અભોક્તા ગણાય છે અહં પ્રેરિત કર્મો બંધનકારક અને અહં વિમુક્ત કર્મો અકર્મસ્વરૂપ છે, એવો સમગ્ર વૈદિક વાઙ્મયનો અભિગમ છે ત્રિવિધ અવસ્થાઓવાળી અવિદ્યા અકર્તા અર્થાત્ અસંગ આત્માની મુક્તતા–સ્વતંત્રતાને છિનવી શકતી નથી. शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् । (ગીતા અ ૪ ૨૧) કેવળ શરીરથીજ કર્મ કરનાર કર્મથી લેપાતો નથી अशरीरं वाव सन्तं न प्रियाप्रिये स्पृशत (બૃહ ઉપ) શરીરરહિતને–શરીરમાં અહંભાવ ન ધરનારને–પ્રિય કે અપ્રિય–પુણ્ય કે પાપનો સ્પર્શ થતો નથી, તે સર્વવિધ કર્મથી પર થઈ જાય છે આવાં અનેક શ્રુતિસ્મૃતિ વચનો શરીરાદિમાં અને સંસારમાં મિથ્યાબુદ્ધિ થતા આત્માનો નૈષ્કર્મ્યભાવ વર્ણવે છે વીતરાગ જ્ઞાની પુરુષોનું કે ઉત્તમકોટિના ભક્તોનું ચરિત્ર પણ આ જ વાત સિદ્ધ કરે છે

જીવ સુખને અર્થે વિષયસંસર્ગ ઝંખે છે વિષયસુખનાં સાધનો દેહ ઇન્દ્રિયો તથા મન પણ સુખસાધન હોવાથી જ પ્રિય લાગે છે

પરંતુ, વિષયોમાં ભાસતું સુખ વિષયોનું નથી પણ આત્મગત આનંદનાં છાંટણાં માત્ર છે, આત્માનંદનું પ્રતિબિંબ માત્ર છે. આ સમજ પાકી થાય ત્યારે જીવ સુખને માટે બહાર ફાંફાં ન મારતાં અંતર્મુખ બની આત્મામાંથી સુખનો સાક્ષાત્ અનુભવ કરવા પ્રેરાય છે. બહારના વિષયોમાં રાગદ્વેષ ઓછો થતાં બહારના વિશ્વમાં વ્યાપક દૃષ્ટિ ઉદ્ભવતાં, રાગનું પ્રેમરૂપે ઉદાત્તીકરણ થાય છે અને અન્યનાં સુખ-દુઃખ પોતાનાં જ છે, એવો વ્યાપકભાવ પ્રગટે છે. પ્રેમની વ્યાપકતા વ્યક્તિગત અહંતા-મમતાને ઓગાળે છે. જેથી અહંકારના આવરણથી ઢંકાયેલો આત્મા અનાવૃત્ત બની પોતાનું સ્વાભાવિક સત્ જ્ઞાન અને આનંદરૂપ પ્રગટ કરે છે. આત્મગત આનંદરૂપ પ્રગટ થતાં બહારના વિષયોમાં સ્વલ્પમાત્રામાં મળતા આનંદને સ્થાને અપાર આનંદની અનુભૂતિ થાય છે. આ સ્થિતિએ પહોંચેલો સાધક બહારની ભૌતિક ઉણપો પ્રત્યે કે બહારની અગવડતાઓ કે કષ્ટો પ્રત્યે ઉદાસીન થાય છે. દુન્યવી સુખોને જ સર્વકાંઈ માનનાર સામાન્ય માનવ એને ભલે મૂર્ખ કે ગાંડો સમજે પણ એ આત્માનંદીની અનુપમ મસ્તી અબાધિત હોય છે. આ સ્થિતિને જ 'જીવન્મુક્તિ' કહે છે. ગીતાના બીજા અધ્યાયમાં શ્લોક ૫૩ થી ૭૨ સુધી, ૧૨મા અધ્યાયમાં શ્લોક ૧૩ થી ૧૯ સુધી ને ૧૩મા અધ્યાયમાં જ્ઞાન તથા જ્ઞાનીના વર્ણનમાં જીવન્મુક્ત ભક્ત કે જ્ઞાનીનું જ વર્ણન છે.

## ૧૪. જીવન્મુક્તિ ને પ્રારબ્ધ

માનવ જે કાંઈ શુભ કે અશુભ કર્મ કરે તેનું ફળ એણે ભોગવવું જ પડે છે. કર્મ ફળ આપીને જ શાંત થાય છે. नाभुक्तं क्षीयते कर्म શરીરયાત્રા માટે ખાવુંપીવું જેવાં કર્મો કરાય છે તે તો ભૂખ-તરસની નિવૃત્તિ કરીને તરત શાંત થઈ જાય છે. પરંતુ રાગદ્વેષમૂલક થતાં કર્મો એની સંસ્કાર-વાસના છોડી જાય છે, જે 'સંચિત' કર્મ બને છે. આવાં અનેક સંચિત કર્મોમાંથી કોઈ એક કે વધુ કર્મો અનુરૂપ શરીરમાં આત્માને ફલભોગ માટે પ્રવેશાવે છે. કર્મફળ માટે પ્રવૃત્ત થયેલું 'પ્રારબ્ધ' પોતાની સમાપ્તિ સુધી જીવને તે દેહમાં રાખી સુખદુઃખ ભોગવાવડાવે

છે. શુભકર્મોથી અને ભક્તિથી નિર્મળ ચિત્તનો અને નિરહંકાર બનેલો જીવ પોતાને અકર્તા અભોક્તા સમજે છે. ને જે કોઈ કર્મ કરે તે 'ક્રિયમાણ' કર્મ અને અનેક જન્મોમાં કરેલાં 'સંચિત' કર્મો આત્મ-સાક્ષાત્કાર અર્થાત્ જ્ઞાનરૂપી અગ્નિમાં બળી જાય છે. પરંતુ જેણે નિશ્ચિત શરીર દ્વારા ફળ આપવાનું શરૂ કર્યું છે તે 'પ્રારબ્ધ' કર્મ, ભોગ દ્વારા ખૂટી જાય ત્યાં સુધી, ફળ આપ્યા કરે છે. કુંભારે ચલાવેલો ચાકડો માટલાને ઘાટ અપાઈ જાય છતાં જ્યાં સુધી લાકડીએ આપેલા ધક્કાનો વેગ રહે ત્યાં સુધી ચાલુ રહે છે વાઘને મારવા માટે છોડેલું બાણ ગાયને બદલે વાઘના ભ્રમથી છોડયું છે એમ સમજવા છતાં, એને જતું અટકાવવાની ઈચ્છા છતાં, જેમ વેગ હોય ત્યાં સુધી જતું જ રહે છે, તેમ પ્રારબ્ધ કર્મ પણ ભોગ દ્વારા સમાપ્ત ન થાય ત્યાં સુધી ફળ આપ્યા જ કરે છે પ્રારબ્ધની સમાપ્તિ થતાં જીવન્મુક્તને 'વિદેહમુક્તિ' મળે છે. પ્રારબ્ધ ખૂટતાં આત્મા દેહમુક્ત બની પરમાત્મભાવની સ્થિતિ અનુભવે છે. પૂર્ણભક્તો કે પરમહંસની સ્થિતિ અનુભવતા જ્ઞાનીઓ કામનારહિત હોવા છતાં જીવતઃ રહે છે ને જીવનકાળ દરમિયાન શરીરને લગતાં સુખદુઃખો અનુભવતા હોય છે, તેનું કારણ પ્રારબ્ધ છે. છતાંયે જ્ઞાની અને અજ્ઞાનીના પ્રારબ્ધભોગમાં અંતર હોય છે. અજ્ઞાની પ્રારબ્ધને ક્લિષ્ટ મનથી વિલાપ કરતા કરતો ભોગવે છે, જ્યારે પ્રારબ્ધ પણ દેહાદિને જ સ્પર્શે છે સચ્ચિદાનંદરૂપ મુજ આત્માને સ્પર્શતું નથી, એવી ખાત્રીથી જ્ઞાની પ્રારબ્ધને સહર્ષ સ્વીકારી લે છે ને સંતાપ વિલાપ રહિત થઈ એને ભોગવી લે છે રમણ મહર્ષિને વિશેષ પ્રકારનું કેન્સર થયેલું, ભાન ગુમાવવાના ઉપચાર વગર જ એમણે એનું ઑપરેશન કરાવેલું ઑપરેશનમાં દેહભાગની કાપકૂપ વખતે તેઓ લેશમાત્ર પીડા અનુભવતા હોય એવું જણાતું ન હતું. સહજભાવે વાઢકાપને તેઓ જીરવી રહ્યા હતા દેહાત્મભાવ ગળી ગયાનું આ પરિણામ છે. પ્રારબ્ધજન્ય સુખદુઃખો પણ જ્ઞાનીને માટે હોવા ન હોવા બરાબર થઈ જાય છે. એનું બીજું ઉદાહરણ રામકૃષ્ણ પરમહંસનું છે ગળાના કેન્સરની ઉગ્ર સ્થિતિમાંયે તેઓ ડૉક્ટરોની સલાહ અને શિષ્યોની વિનંતીને અવગણી

ભાવિકો સાથે બોલ્યા કરતા તુચ્છ દેહને જાળવવા કે એને દુઃખમુક્ત રાખવા પ્રત્યે તેઓ સાવ ઉદાસીન હતા ભાવિકોની કલ્યાણપ્રવૃત્તિમા હોય ત્યારે તેમને કેન્સરની પીડાનો જરાયે અનુભવ થતો ન હતો કારણ કે ભાવિકોમા ભગવતીનુ દર્શન કરનાર પરમહંસ વિદેહભાવ અનુભવતા, પરંતુ એ પછી જ્યારે દેહભાવમા પ્રવેશતા ત્યારે તેમને પણ અપાર પીડા થતી સામાન્ય જન પણ આગથી લપેટાયેલા ઘરમા પોતાના પ્યારાને બચાવવા ઝંપલાવે ત્યારે દેહભાન વિસરી જાય છે દેહભાન વિસરેલાને દાઝ્યાની પીડા વરતાતી નથી પરંતુ જ્યારે તે પ્રિય વ્યકિતને ઉગારીને કે તેમ કરવામા નિષ્ફળ બનીને ફરી સ્વદેહભાનમાં આવે છે ત્યારે એને દાઝ્યાના દુઃખનો અનુભવ થાય છે આ બધા વિવેચનથી એ સિદ્ધ થાય છે કે દેહાદિ સાથેના તાદાત્મ્યને લીધે આત્મા પોતાને સુખીદુઃખી અનુભવે છે સ્વત તો તે સુખદુઃખથી પર છે ભ્રાન્તિકલ્પિત દેહાદિમા અહંબુદ્ધિ જ જીવના સુખદુઃખ તેમજ બંધનનો હેતુ છે આત્મસ્વરૂપનુ વાસ્તવિક જ્ઞાન જ એ ભ્રાંતિને એની જડ સાથે નિર્મૂળ કરી સર્વ અનર્થોથી આત્માની મુકિત કરે છે

અસંગ અને અવિનાશી સચ્ચિદાનંદસ્વરૂપ આત્મા અવિદ્યાના બંધનમા કેમ પડે છે ? ઉપનિષદો અને ગીતા જેવા શાસ્ત્રો આત્માને 'સ્વયંપ્રકાશ' વર્ણવે છે તો એ સ્વયંપ્રકાશ અપ્રકાશિત કેમ રહે છે ? આ પ્રશ્ન થાય છે આનો સંભવિત ઉત્તર શ્લોક ૧૭૧ થી ૧૭૫ સુધીમા મનોમયકોશના સ્વભાવવર્ણન પ્રસંગે આપ્યો છે છતાંયે અવિદ્યાનો આત્મસંસર્ગ કેમ અને કયારે થયો એ પ્રશ્નનો કોઈ ઉત્તર જ નથી માટે જ શાસ્ત્રો એને અનાદિ કહે છે ને ચોક્કસ વાત ન કરતા મૌન રહે છે આત્મા દુઃખ અનુભવે છે દેહેન્દ્રિયોની ગુલામીમા લાચાર સ્થિતિ અનુભવે છે, એ હકીકત છે આ હકીકતનો સ્વીકાર કરી શાસ્ત્રો અને સંતોની સહાયથી તેમજ આત્માનુભવ-ચિંતનથી દુઃખ ટાળવાનો ઉપાય કરવો એ જ માનવીનુ કર્તવ્ય છે રાગ દ્વેષ ને લોભ, મોહ સર્વ અનર્થોની

વિવેકચૂડામણિ ૩

જાડ છે, એ અનુભવની વાત છે. અને આ જડને નિર્મૂળ કરવા નિરહંકાર નિર્તૃષ્ણ સ્થિતિ અપરિહાર્ય છે. એ પણ સન્તચરિત્રોથી સમજાય છે. નિર્તૃષ્ણ તેમજ નિરહંકાર સ્થિતિમાં અંતરમાં પ્રસન્નતા પ્રગટે છે. એ પણ અંતર્મુખ થઈ જોતાં અનુભવાય છે. એ સ્થિતિમાં આત્માનું વાસ્તવિક સ્વરૂપ પ્રકાશ અને આનંદથી ભર્યું ભર્યું હોવાનો સંતોનો શાશ્વત અનુભવ છે સામાન્ય મનુષ્યોનેય નિર્મળ પ્રેમ તેમજ પ્રસન્નતાની ક્ષણોમાં આવો જ અનુભવ હોય છે. એથી ઊલટું રાગદ્વેષભર્યું બહિર્મુખ જીવન કલેશકલાપથી સંતપ્ત હોવાનોયે અનુભવ છે. અનુભવ કરતાં ચઢિયાતું કોઈ પ્રમાણ હોઈ શકે નહિ, માટે આત્મા અજ્ઞાનથી શી રીતે લપેટાયો એ પ્રશ્નનો ઉત્તર ન મળે તો ય દર્શનશીધ્યા માર્ગે 'આત્મદર્શન' ને પરમાર્થ સમજી મોહમૂલક સંસારમાં મિથ્યાબુદ્ધિ કરી, આત્મસાક્ષાત્કાર માટે સર્વાત્મભાવે લાગી જવું જોઈએ.

## ૨૫. તત્ત્વસ્વરૂપ

તત્ત્વ એટલે પદાર્થનું અન્તરતમ સ્વરૂપ. નામ અને આકાર બદલાય છતાંયે જે જેમનું તેમ રહે તે તત્ત્વ. ઘડો, કલેડું, કુંજો, કોડિયું વગેરે નામો નિશ્ચિત આકારો સાથે જોડાયેલાં છે, માટે જુદાં છે, પરંતુ એ બધાનું તત્ત્વ અર્થાત્ તાત્ત્વિકરૂપ તો માટી જ છે. દર્શનો આ તાત્ત્વિકરૂપને 'ઉપાદાન' કારણ કહે છે. ઉત્પત્તિની પહેલાં, ઉત્પન્ન દશામાં અને ધ્વંસ પછી અર્થાત્ નામરૂપના નાશ પછી પણ જે રહે તે જ પદાર્થનું તત્ત્વ ગણાય. ઘડો વગેરે માટીના આકાર-પ્રકારોના સંબંધમાં તાત્ત્વિક વસ્તુ જેમ માટી છે તેમ હાર, કુંડલ, કંગન એ બધા આકાર-પ્રકારોની પૂર્વાવસ્થા, વર્તમાન અવસ્થા અને વિલયાવસ્થા એ બધું સોનું છે. એટલે કે સોનું આ બધા દાગીનાનું તત્ત્વ છે. બીજા શબ્દોમાં કહીએ તો સોનું જ દાગીનાઓનું સત્ય છે.

તત્ત્વદૃષ્ટિ એટલે જે કાંઈ દેખાય છે, કામચલાઉ છે, તેના મૂળ-સ્વરૂપને લગતી દૃષ્ટિ અથવા આકારપ્રકારની પર જઈ મેળવાતું વાસ્તવિક વસ્તુનું જ્ઞાન.

તત્ત્વજ્ઞાન અથવા મત્યજ્ઞાન તત્ત્વને અધીન હોય છે, જ્ઞાતાને અધીન નહિ. દોરડાને જોનારો એને દોરડારૂપે જુએ તો જ એનું જ્ઞાન સાચું. દોરડાને સાપ કે રબ્બરના ચાબૂકના રૂપમાં જોવું એ ભ્રમ છે. અને જોનાર એને ભળતારૂપે જુએ એથી કાંઈ વસ્તુનું સ્વરૂપ બદલાઈ જતું નથી. વસ્તુ પોતાના સ્વરૂપ વિશે સ્વતંત્ર છે, દ્રષ્ટાને અધીન નથી

## ૧૬. ભારતીય દર્શનોનો વિચારવિષય

ભારતીય દર્શનો, આ દશ્ય અને અદશ્ય જગત્, એની પાછળ રહેલી કોઈ ચેતન કે અચેતન સત્તા તેમજ જગતનો અનુભવ કરનાર જીવ; આ ત્રણ વિષયોનો વિચાર કરે છે

ભારતીય દર્શનોમાં ચાર્વાક જૈન અને બૌદ્ધ દર્શનો વેદને પ્રમાણ ગણતા નથી માટે એમને નાસ્તિક કહેવામા આવે છે. જ્યારે ન્યાય–વૈશેષિક, સાંખ્ય–યોગ, પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા અર્થાત્ વેદાંત એ છ દર્શનો, વેદને પ્રમાણ તરીકે સ્વીકારતા હોવાથી 'આસ્તિક' દર્શનો ગણાય છે આસ્તિક નાસ્તિકનો આ ભેદ વેદનિષ્ઠા કે તેના અભાવને આધારે કરાયો છે આસ્તિક દર્શનોમાયે સાંખ્ય અને પૂર્વમીમાંસા 'ઈશ્વર' નામની સર્જક અને નિયામક વ્યાપક શક્તિનો સ્વીકાર કરતાં નથી છતાયે વેદપ્રામાણ્યનો સ્વીકાર કરવાને લીધે એમને આસ્તિક માનવામાં આવે છે

### વેદાન્ત એટલે શું ?

વેદાન્ત એટલે વેદોનો અન્ત ઉપનિષદો વૈદિક સાહિત્યમા છેવટે આવે છે એટલે એમને વેદાન્ત કહે છે અન્ત શબ્દનો 'સાર' એવો પણ અર્થ છે એ અર્થ પ્રમાણે ઉપનિષદો વેદોના સારરૂપ હોવાથી 'વેદાન્ત' કહેવાય છે.

વેદાન્ત શબ્દથી ઓળખાતા દર્શનનાયે કેટલાક પેટાવિભાગો છે એ વિભાગોને મુખ્યત્વે બે ભાગમા વહેંચી શકાય એક બાજુ આદિ શંકરાચાર્યે જેનું સમર્થ રીતે પ્રતિપાદન કર્યું છે તે 'અદ્વૈતવેદાન્ત' અને બીજી બાજુ શ્રીરામાનુજાચાર્ય, શ્રી વલ્લભાચાર્ય, શ્રીમધ્વાચાર્ય, શ્રીભાસ્કરાચાર્ય, શ્રી શ્રીકંઠાચાર્ય અને શ્રી નિમ્બાર્કાચાર્ય વગેરે આચાર્યોએ અપનાવેલું ભક્તિપ્રધાન–જીવેશ્વરભેદનિષ્ઠ કે ભેદાભેદમૂલક દ્વૈતવેદાન્ત.

## ૧૭. દ્વૈત અને અદ્વૈત દર્શનો

દ્વૈતવેદાન્તો જીવ, ઈશ્વર અને જગતને સંપૂર્ણપણે પૃથક્ તત્ત્વરૂપે માને છે જોકે શ્રી રામાનુજાચાર્ય અને શ્રી વલ્લભાચાર્ય પોતાના સિદ્ધાન્તોને ક્રમથી વિશિષ્ટાદ્વૈત અને શુદ્ધાદ્વૈત નામ આપી અદ્વૈતસમર્થક હોવાનો દાવો કરે છે પરંતુ તેમના મતે પરમાત્મસ્વરૂપ એક તત્ત્વના જીવ અને જડ જગત શરીર અથવા અંગરૂપ હોવાથી ઈશ્વરથી સાવ અલગ નથી. જીવ અને જગતનો ઈશ્વર સાથેનો સંબંધ જીવ અને શરીરના સંબંધ જેવો છે સૌ કોઈ તત્ત્વનિષ્ઠ જેમ જીવ અને શરીરનો સંબંધ અનિત્ય છે અર્થાત્ વાસ્તવમાં તે બન્ને અલગ છે એમ માને છે. તેમ આ દર્શનોએ પણ જીવ અને ઈશ્વરને વસ્તુતઃ અલગ તત્ત્વ જ માન્યાં છે ઈશ્વરથી અલગ રહી એના સાન્નિધ્યમાં એની આનંદમયી લીલાઓ નિહાળવી એ જ આ દર્શનોના મતે જીવની મુક્તિ છે, એ જ પરમપુરુષાર્થ છે

બીજી બાજુ શ્રી શંકરાચાર્ય સત્યની ત્રણ કોટિઓ કલ્પી આ બધા ભેદોના મૂળમાં એક જ અદ્વિતીય તત્ત્વ છે ને જીવ ઈશ્વર તેમજ જગત એ અદ્વિતીય તત્ત્વમાં વિવર્ત સમાન કલ્પેલા જ ભેદો છે એમ દૃઢ પણે પ્રતિપાદિત કરે છે તેમનો મત આ પ્રમાણે છે

## ૧૮. જીવ અને ઈશ્વર

જે રીતે સ્વપ્નદ્રષ્ટા જીવ પોતાનામાંથી જ સ્વાપ્નિક પદાર્થોને સર્જે છે તે રીતે એક જ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ પોતાનામાંથી આ બધું વિચિત્ર વિશ્વ સર્જે છે સ્વપ્ન એ જેમ જીવની અહેતુકી લીલા છે તેમ વિશ્વ એ બ્રહ્મની અહેતુકી લીલા માત્ર જ છે જેમ સ્વપ્નદ્રષ્ટા સ્વયંસર્જિત પદાર્થોમાં પોતાની જ ચેતના પૂરી એમને હાલતા, ચાલતા બોલતા અને વિવિધ સંવેદનો અનુભવતા કરે છે, તેમજ શુદ્ધ બ્રહ્મ પોતે સર્જેલા આ વિશ્વમાં પોતે જ ચેતનજીવ રૂપે પ્રવેશી વિવિધ સંવેદનો અનુભવે છે तत् सृष्ट्वा तदेवानुप्राविशत् 'બ્રહ્મ વિશ્વને સ્વયં

તેમાં પ્રવેશ્યું.' ध्यायतीव लेलायतीव (જીવ રૂપે પ્રવિષ્ટ બ્રહ્મ) 'જાણે ધ્યાન કરતું હોય, લીલા કરતું હોય એમ વર્તે છે.' આ અને આવાં અનેક ઉપનિષદ્વાક્યો બ્રહ્મના જીવભાવનું સમર્થન કરે છે 'એક જ સત્ત્વ નરનારાયણ થયું' एकं सत्त्वं द्विधा भिन्नम् આ મહાભારત વાક્ય પણ પરમાત્મા અને જીવની એકતા બતાવે છે. જેમ સ્વાપ્નિક પદાર્થોથી એમનો સર્જક જીવ અલગ નથી, એમ બ્રહ્મસૃષ્ટ જગત્, વિચિત્ર સુખ-દુઃખાત્મક સંવેદનો અનુભવતો જીવ અને સ્વયં બ્રહ્મ, આ ત્રણે તત્ત્વતઃ જુદાં નથી પણ એક જ છે. એમનું જે જુદાપણું ભાસે છે અથવા અનુભવાય છે તે કેવળ ભાસાત્મક અર્થાત્ પ્રાતીતિક જ છે. સ્વપ્નની અવસ્થા ચાલુ હોય ત્યારે એનો સર્જક અને દ્રષ્ટા જેમ ભ્રમથી પોતાને સ્વાપ્નિક પદાર્થોથી જુદો અને એ પદાર્થોના સંબંધથી સુખ દુઃખાત્મક અનુભવો કરનાર માને છે, તે જ રીતે વિશ્વનો સૃષ્ટા અને સૃષ્ટિ અભિન્ન હોવા છતાં ભિન્ન હોવાનું મનાય છે. વાસ્તવમાં જેમ સ્વાપ્નિક સૃષ્ટિ, એ સૃષ્ટિનાં સંવેદનો અને એ સંવેદનોનો અનુભવ કરનાર એ ત્રણેમાં વરતાતો ભેદ જેમ પ્રતીતિમાત્ર છે, વાસ્તવિક નથી, તેમ બ્રહ્મ, સૃષ્ટિ અને સૃષ્ટિના અનુભવની અપેક્ષાએ બ્રહ્મમાં આરોપિત જીવત્વ, આ બધું પૃથક્ત્વ પ્રતીતિદષ્ટિએ સાચું હોવા છતાં પરમાર્થદષ્ટિએ સત્ય નથી.

અદ્વૈત મતે જીવ અને બ્રહ્મ એક જ છે. 'जीवो ब्रह्मैव नापरः' જીવ સ્વયં બ્રહ્મ છે. એ સત્યના વિસ્મરણથી જ જીવ પોતાને બદ્ધ, સુખી, દુઃખી અને તુચ્છ માને છે. આ એનો (અધ્યાસરૂપ) ભ્રમ છે. અને એ ભ્રમને કારણે જ જીવ વિવિધ સંતાપ અનુભવે છે. પોતે બ્રહ્મ છે. 'अहं ब्रह्मास्मि'. આ જાતની સાચી અનુભૂતિ થતાં જ જીવ શુદ્ધ બુદ્ધ મુક્ત અદ્વૈત બ્રહ્મ બને છે (જેની એને વિસ્મૃતિ માત્ર થઈ હતી) અને દુન્વવી દુઃખો અને બંધનોથી (જે ભ્રમને લીધે જ પ્રતીત થતાં હતાં) પર થઈ જાય છે. 'तरति शोकमात्मवित्'.

## ૧૯. ભ્રમનું સ્વરૂપ

'જીવ બ્રહ્મ છે' એ હકીકત હોવા છતાં જીવ પોતાને પામર અને સુખી દુઃખી માને છે એ કેમ બને છે? વેદાન્ત કહે છે: બધા અનર્થનું મૂળ 'અજ્ઞાન' છે. અજ્ઞાન કે અવિદ્યા બે કામો કરે છે પહેલા એ પોતાના વિષયને ઢાંકી દઈ એને જે ને તે રૂપમાં પ્રતીતિ થવા દેતું નથી ને પછી એ જ વિષયમાં ભળતી જ વસ્તુઓ દેખાડે છે એક દૃષ્ટાન્તથી આ વાત સ્પષ્ટ થશે. દોરડાને લગતું આપણું અજ્ઞાન પ્રથમ દોરડાને આપણી નજરમાં યથાર્થ રૂપે પ્રગટ થવા દેતું નથી—એને ઢાંકે છે ને પછી એ જ અજ્ઞાન દોરડામાં સાપ પેદા કરી આપણામાં ભયકંપાદિ જન્માવે છે. તે જ રીતે, 'પોતે બ્રહ્મ છે' એ સત્યને લગતું જીવનું અજ્ઞાન કેવળ સ્વસ્વરૂપ બ્રહ્મભાવનો પરિચય થવા દેતું નથી, એટલું જ નહિ પરંતુ એને સ્થાને કર્તા, ભોક્તા, સુખી, દુઃખી, સંસારી એવા બદ્ધ જીવભાવનું સર્જન કરે છે. આ જાતનો અનુભવ અનાદિકાળથી ચાલ્યો આવતો હોવાથી એની વાસ્તવિકતા વિષે શંકા પણ થતી નથી, ઊલટાનો એ જ સાચો ભાવ છે એમ માન્યતા બંધાઈ જાય છે. જેમ સ્પષ્ટ ઉજાસમાં દોરડું બરાબર દેખાય ત્યારે જ સાપનો ભ્રમ ટળે અને એ ભ્રમજન્ય ભયકંપાદિ નાશ પામે, તેમ વિદ્યારૂપી અજવાળામાં 'હું બ્રહ્મ છું' એ સત્યનો બોધ થાય ત્યારે જ પોતે કર્તા ભોક્તા તુચ્છ જીવ હોવાનો ભ્રમ ટળે છે ને એ ભ્રમને કારણે પેદા થયેલી સર્વ ઉપાધિઓનો વિલય થઈ જાય છે. સત્યને છુપાવતી અજ્ઞાનની શક્તિને 'આવરણશક્તિ' અને એના સ્થાને ભળતું જ દેખાડતી શક્તિને 'વિક્ષેપ શક્તિ' કહેવામાં આવે છે.

## ૨૦. સત્તાની ત્રણ અવસ્થાઓ

બ્રહ્મમાં જીવ અને જગતનો વ્યવહાર તથા દોરડામાં થતો સર્પાદિ ભ્રમ, આમાં ત્રણ પ્રકારની સ્થિતિઓ છે, જેને બુદ્ધિગમ્ય થાય એ રીતે સમજાવવા ભગવાન શંકરાચાર્ય સત્તની ત્રણ અવસ્થાઓ કલ્પે છે :

પારમાર્થિક સત્ય, વ્યાવહારિક સત્ય અને પ્રાતિભાસિક સત્ય ત્રિકાલા બાધિત બ્રહ્મની સત્તા 'પારમાર્થિક સત્ય' આકાશાદિ જગતની સત્તા 'વ્યાવહારિક સત્ય' અને દોરડામા થતી સર્પાદિની પ્રતીતિરૂપ સર્પાદિની સત્તા 'પ્રાતીતિક' સત્તા છે આ ત્રણ સત્તાઓમા પૂર્વે પૂર્વે સત્તા ઉત્તરોત્તર સત્તાની બાધક હોય છે જેમ દોરડારૂપી વ્યાવહારિક સત્તાનો સાક્ષાત્કાર થતા એમા આગન્તુક દોષથી આરોપિત સર્પાત્મક પ્રાતિભાસિક સત્તા ટળી જાય છે તે જ રીતે 'હુ બ્રહ્મ છુ' એ પારમાર્થિક સત્યનો સાક્ષાત્કાર થતા 'હુ જીવ છુ' અને 'વિચિત્ર જગતનો ભોક્તા છુ' એ વ્યાવહારિક સત્યનો નાશ–બાધ થાય છે આ વિષયને વધુ સ્પષ્ટ કરીએ

જે પદાર્થો ભાસે ખરા પણ ક્રિયાકારિત્વ ન ધરાવતા હોય, અર્થાત્ પરીક્ષા કરતા 'જે નથી' એમ વરતાય તે પ્રાતિભાસિક, જેમ કે દોરડામાં જણાતો સર્પ જે પદાર્થ પરિચ્છિન્ન અર્થાત્ મર્યાદિત દશ્યરૂપ અને પરિવર્તનશીલ હોય, જેમનુ ક્રિયાકારિત્વ સસાર દશામા અબાધિત રહે તે વ્યાવહારિક, જેમકે જાગ્રત અવસ્થામા અનુભવાતા ઘટ પટ વગેરે પદાર્થો જે વસ્તુ સર્વ દેશ, કાળ, વસ્તુમા એક જ રૂપે રહે ને અબાધિત રહે તે પારમાર્થિક, જેમકે દરેક પદાર્થમાં ગ્રહણ કરાતી સત્તા ઘટ, પટ વગેરે પદાર્થો બદલાય કે નષ્ટ થાય પણ તેમા રહેલી સત્તા અર્થાત્ અસ્તિત્વ પદાર્થાન્તરના સબધે ભાવરૂપે મોજૂદ રહે છે, તેમ

પ્રાતિભાસિક પદાર્થમા પણ તત્કાલીન 'સત્ય' તો હોય જ છે (જો કે એ સત્ય તેનુ નહિ પણ તેના અધિષ્ઠાનનુ હોય છે) જો એમા સત્ય ન હોય તો એ પ્રતિભાસ કાળે પણ દેખાય કઈ રીતે? એટલે સાવ અસત્ય છે એમ તો ન જ કહેવાય વળી પ્રાતિભાસિક પદાર્થના આશ્રયનુ (સર્પના આશ્રય દોરડાનુ) જ્ઞાન થતા જ એમા આરોપિત વસ્તુ બાધિત થઈ જાય છે માટે એ સત્ય છે એમ પણ શી રીતે કહેવાય? સત્ય હોય તો એનો બાધ કેમ થાય? માટે એનુ અસ્તિત્વ પ્રાતિભાસિક (અનિર્વચનીય) સત્ય રૂપે જ માનવુ રહ્યુ એનુ નિરૂપણ કરવુ અશક્ય છે એટલે જ વેદાન્ત એ જાતના અનુભવને 'અનિર્વચનીય' અથવા

'સદસદ્વિલક્ષણ,' કહે છે (જેને સત્ કે અસત્ ન કહી શકાય તે સદસદ્વિલક્ષણ અને જેનું આ કે તે રૂપે પ્રતિપાદન ન કરી શકાય તે અનિર્વચનીય.)

જેમ વ્યાવહારિક સત્તાવાળા દોરડામાં દોરડાના અજ્ઞાનથી પ્રાતિભાસિક સાપનો ભ્રમ થાય છે તેમ પારમાર્થિક સત્તાવાળા બ્રહ્મમાં અજ્ઞાનને કારણે આકાશથી લઈ તુચ્છમાં તુચ્છ વ્યાવહારિક પદાર્થોનો ભ્રમ (અધ્યાસ) થાય છે (જીવનું જીવત્વ પણ અધ્યાસમૂલક જ છે) આકાશ સ્વયં રૂપ વગરનું હોવા છતાં એમાં જેમ કાળા, પીળા વગેરે રંગોનો ભ્રમ થાય છે, તેમ અખંડ નિર્ગુણ બ્રહ્મમાં પરિચ્છિન્ન–ખંડિત અને સગુણ પદાર્થોનો ભ્રમ થાય છે ભ્રમનું નિમિત્ત ભ્રમાધિષ્ઠાનનું અજ્ઞાન હોય છે ભ્રમોત્પત્તિની પ્રક્રિયા એવી વિલક્ષણ હોય છે કે તેનું યથાર્થ નિરૂપણ થઈ શકતું નથી માટે જ વેદાન્તી એને 'અનિર્વચનીય' કહે છે

## ૨૧. બ્રહ્મસ્વરૂપ

શાશ્વત સત્તા, જ્ઞાન અને આનંદ એ બ્રહ્મનું સ્વરૂપ છે આ રીતની સ્વરૂપવર્ણના પણ આપણી બુદ્ધિને એની નિર્વિશેષતા અને સર્વાત્મતા સમજાવવા માટે જ છે વસ્તુતઃ બ્રહ્મ અવર્ણ્ય છે વર્ણન કરનાર સ્વયં જ બ્રહ્મ છે એટલે જેમ આંખ સર્વને જુએ છે પણ પોતાને જોઈ શકતી નથી તેમ જીવ સ્વયં સ્વસ્વરૂપ બ્રહ્મને જોઈ કે વર્ણવી શકતો નથી જ્ઞાનના સાધનો–ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ–પણ સ્વયં જડ હોવાથી ચેતન આત્માથી પ્રકાશિત થાય છે એટલે એ બાહ્ય જગતને ભલે પ્રકાશિત કરે પણ સ્વપ્રકાશક બ્રહ્મને પ્રકાશિત કરી શકતા નથી સચ્ચિદાનંદરૂપ બ્રહ્મમાં સમસ્ત વ્યાવહારિક જગત આરોપિત છે દોરડારૂપ અધિષ્ઠાનનો સાક્ષાત્કાર થતા જેમ આરોપિત સર્પ નિવૃત્ત થાય છે, તેમ અધિષ્ઠાનરૂપ બ્રહ્મનો–આત્માનો–સાક્ષાત્કાર થતાં એમાં આરોપિત વ્યાવહારિક સત્તા ધરાવતા સમગ્ર સંસારની નિવૃત્તિ થાય છે વાસ્તવમાં આરોપિત પદાર્થની પોતાની કોઈ સત્તા જ હોતી નથી.

અધિષ્ઠાનગત સત્તા જ એને સત્તા અર્પે છે એટલે 'अहं ब्रह्मास्मि' 'હુ બ્રહ્મ છુ' કે 'सर्वं खल्विदं ब्रह्म'—'આ દશ્યમાન સઘળુ બ્રહ્મ છે' એવો અનુભવ થતા જ (અધિષ્ઠાનજ્ઞાન થતા જ) અધ્યારોપિત જગતની નિવૃત્તિ થાય છે

પરંતુ નિર્વિકલ્પ બ્રહ્મનો (અધિષ્ઠાનનો) સાક્ષાત્કાર શી રીતે થઈ શકે? અને એનો સાક્ષાત્કાર થયા વિના જગતનો (અધ્યારોપિતનો) બાધ શી રીતે થાય? આનો ઉત્તર વેદાન્ત આમ આપે છે 'तत्त्वमसि' તુ (જીવ) તે (બ્રહ્મ) છે આ અને આવા જીવ બ્રહ્મનુ ઐક્ય બતાવતા શ્રુતિવાક્યોના તાત્પર્યબોધથી 'બ્રહ્મભિન્ન સકલ વિશ્વ હુ નથી' એ જાતનો પહેલા પરોક્ષ ને શ્રવણ, મનન, ધ્યાનની પરિપક્વતા થતા અપરોક્ષ સાક્ષાત્ અનુભવ થાય છે સ્વપ્નાવસ્થામા જેમ સ્થૂલ દેહનો અને ગાઢ નિદ્રામા અંતઃકરણ સમેત સમગ્ર વિશ્વનો આત્મામા વિલય થઈ જાય છે, બચે છે માત્ર 'હુ' પદથી અભિધેય આત્મા, તેમ સમગ્ર વિશ્વના અભાવમાં એનુ ચેતન અધિષ્ઠાન (બ્રહ્મ અથવા આત્મા) જ બાકી રહે છે આમ તર્કથી પણ સર્વ અચેતનનો બાધ અને ચેતનમાત્રનુ અસ્તિત્વ નિશ્ચિત થઈ શકે છે 'હુ છુ ત્યારે વિશ્વ છે ને વિશ્વ નથી ત્યારે પણ હુ છુ' આ પ્રકારનો નિદ્રાવસ્થાનો અનુભવ આ સત્યનુ સમર્થન કરે છે

## ૨૭. મુક્તિનુ સ્વરૂપ

વેદાન્તને મતે બ્રહ્મસાક્ષાત્કાર એટલે બ્રહ્મનુ આગન્તુક દર્શન નહિ પણ બ્રહ્મભિન્ન કશુ યે ન હોવાનુ મિથ્યા હોવાનુ જ્ઞાન અર્થાત્ સર્વાત્મભાવદર્શન બ્રહ્મ–જીવરૂપ–આત્મરૂપ હોવાથી અર્થાત્ દ્રષ્ટા અને દશ્ય એક હોવાથી (મુક્તદશામાં) 'હુ મને જોઉ છુ' એમ કહેવુ એ અસંગત ગણાય 'હુ બ્રહ્મ છુ' એ પરમાર્થ સત્યનો અનુભવ, 'પરમાર્થ બ્રહ્મરૂપ અધિષ્ઠાનમા આ બધુ વ્યાવહારિક જગત અધ્યારોપિત છે' એ જાતનુ જ્ઞાન જ છે અધિષ્ઠાનરૂપ દોરડાને યથાર્થપણે જોતા એમાં ભ્રમકાળે જણાતો સર્પ ભૂતકાળમા નહોતો, અત્યારે નથી ને

ભવિષ્યમાં પણ નહિ હોય, એવો અનુભવ થાય છે આ જ રીતે બ્રહ્મસાક્ષાત્કાર થતાં પહેલાં પ્રતીત થતું વિશ્વ ન હતું, ન છે, ન હશે, એવો અનુભવ થાય છે આ જાતના અનુભવને જ – नेति नेति શબ્દોથી 'મિથ્યા બોધક' દર્શાવવામાં આવ્યો છે. આ દૃષ્ટિ બ્રહ્મભિન્નને લગતી નિષેધાત્મક દૃષ્ટિ છે વિધાનાત્મક દૃષ્ટિએ જીવ જગત અને વ્યવહાર બધું યે સાચું છે, અર્થાત્ બ્રહ્મ જ જીવ, જગત અને વ્યવહાર રૂપે ભાસે છે' એમ કહેવામાં આવે છે નરસી મહેતા 'બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે' શબ્દોથી આ જ વિધિપાત્મક દૃષ્ટિ રજૂ કરે છે 'सर्वं खल्विदं ब्रह्म' આ વિધિયાત્મક દૃષ્ટિ રજૂ કરતું શ્રુતિવાક્ય છે

## ૨૩. મુક્તિ : યોગ અને વેદાન્તના મતે

યોગશાસ્ત્રમાં સમાધિ દ્વારા આત્મદર્શન કરવાનું પ્રતિપાદિત છે યોગદર્શિત આત્મજ્ઞાનમાં અને વેદાન્તના આત્મજ્ઞાનમાં અંતર છે યોગશાસ્ત્રને મતે ધ્યાતા, ધ્યાન અને ધ્યેયના એકાકારરૂપ 'નિર્વિકલ્પ સમાધિ' એ માનવચેતનાનો પરમ પ્રકર્ષ છે સમાધિગત નિર્વિશેષ આત્મદર્શનનું નામ જ મુક્તિ છે વેદાન્તને મતે આવી સમાધિ વ્યક્તિ ચેતનાની ઉચ્ચ સ્થિતિ હોવા છતાં, એ કાયમી રહી શકતી નથી માટે પરમપ્રકૃષ્ટ સ્થિતિરૂપ ન ગણાય ઊઠતાં, બેસતાં, જાગતાં કે સૂતાં, કોઈ પણ જાતની સ્થિતિમાં કે વ્યવહારમાં આત્મભિન્ન મનાતી વસ્તુની પ્રતીતિ આત્મરૂપે જ થાય અને વસ્તુગત આકાર, નામ, રૂપ મિથ્યા છે, એવો અનુભવ અબાધિત રહે, તે જ માનવચેતનાનો પરમપ્રકર્ષ અર્થાત્ મુક્તિ છે આમાં પરમતત્ત્વ સાથે તાત્કાલિક અનુસંધાન નહિ પણ સર્વદા ઐક્યાનુભૂતિ અભિપ્રેત છે આ સ્થિતિને યોગવાસિષ્ઠ આમ નિરૂપે છે

देहात्मभावे गलिते विदिते परमात्मनि ।
यत्र यत्र मनो याति तत्र तत्र समाधय ॥

'દેહ આત્મા છે' એવી ભ્રાન્તિ ગળી જતાં અને પરમાત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થતાં, જ્યાં જ્યાં મન વિચરે ત્યાં ત્યાં સમાધિની સ્થિતિ–સતત આત્મદર્શન–થાય છે

# ૨૪. વેદાન્ત અને સદાચાર

વેદાન્ત અને ખાસ કરીને કેવલાદ્વૈતનું પ્રતિપાદન કરતા શાંકર-વેદાન્ત વિષે કેટલીક ગેરસમજ થતી જોવા અને સાંભળવા મળે છે. 'બ્રહ્મ સત્યં જગન્મિથ્યા' આમ કહી વેદાન્ત શુભકર્મો કે સદાચારનો છેદ ઉડાવી દે છે. એવો આક્ષેપ થાય છે, કેટલાક સ્વાર્થસાધુ વેદાન્તવાદીઓના ભોગપરાયણ તેમજ અકર્મણ્ય જીવનથી આવી છાપ ઊભી થાય એમાં નવાઈ નથી, પરંતુ વેદાન્તની વિચારધારાનો તલસ્પર્શી વિચાર કરતાં આ માન્યતા પાયા વિનાની લાગે છે. વેદાન્ત સદાચારના પાયા પર જ પોતાની ઇમારત ઊભી કરે છે. કઠોપનિષદના આ મંત્રનો વિચાર કરતાં વેદાન્તવૃક્ષનાં મૂળ શાં છે તે સ્પષ્ટ થશે.

नाविरतो दुश्चरितात् नाऽशान्तो नाऽसमाहितः ।
नाऽशान्तमानसो वाऽपि प्रज्ञानेनैनमाप्नुयात् ॥ २–२४

જેણે દુરાચાર છોડયો નથી, જેની ઇન્દ્રિયો અશાન્ત છે, જેના જીવનમા સમાધાન–સંતોષ નથી, કામક્રોધાદિથી જેનું મન ખદબદી રહ્યું છે; તે જ્ઞાનથી–પોપટની જેમ શાસ્ત્રો બોલી જાય તેથી, આત્મદેવનો સાક્ષાત્કાર કરી શકતો નથી, અર્થાત્ તે આત્મજ્ઞાની નથી.

આવાં સેંકડો વચનો ઉપનિષદોમાં અને અન્ય વેદાન્ત ગ્રંથોમાં જોવા મળે છે. ભગવદ્ગીતા વેદાન્તનો ગ્રંથ હોવા છતાં એને સદાચાર-સંહિતા કહીએ તો ખોટું નથી.

પંચદશીમાં વિદ્યારણ્ય સ્વામી મુક્તાત્મા પણ યથેષ્ટ આચરણ કરી શકે નહિ એમ સ્પષ્ટ શબ્દોમાં કહે છે :

बुद्धाऽद्वैतस्वतत्त्वस्य यथेष्टाचरणं यदि ।
शुनां तत्त्वदृशां चैव को भेदोऽशुचिभक्षणे ॥
४–५५

અદ્વૈત તત્ત્વનો બોધ થયા છતાં, જો જ્ઞાની લેખાતો મનુષ્ય સદાચારોની ઉપેક્ષા કરી સ્વેચ્છાચાર કરે તો તેનામાં અને કૂતરાઓમાં શો ફેર ? બન્ને અશુચિભક્ષણ કરતા હોય છે વળી કહે છે .

विद्वत्सहादितुन्यत्न मा कार्षी तत्त्वविद् भवान् ।

ભલા ! તમે તત્ત્વજ્ઞાની હોવા છતાં વેશના દબાવ જેવું ને ભૂંડ જેવું આચરણ કરવા કેમ ચાહો છો ? અદ્વૈતજ્ઞાનના શાસ્ત્રીએ આરંભમાં જ 'इहामुत्रफलभोगविराग' અર્થાત્ આ લોક કે પરલોકમાં ભોગરૂપે પ્રાપ્ત થતા કર્મફળોને તિલાંજલિ આપવાની હોય છે સત્કર્મો દ્વારા જ પૂર્વકૃત અસત્કર્મોના મેલને ધોવાનો હોય છે પ્રમાદ કે ભોગપરાયણતાને લીધે થતો કર્મત્યાગ, ત્યાગ જ નથી, પણ તમોગુણનું પરિણામ છે તમોગુણને તગેડી મૂકવા આરંભમાં રજોગુણના સથવાર પ્રવૃત્તિપરાયણ બનવું જોઈએ ને પ્રવૃત્તિ પણ પાપાત્મક કે રાગદ્વેષાત્મક ન બને તે માટે સત્ત્વગુણને જાગ્રત કરવો જોઈએ સત્ત્વગુણની પ્રબળતા સત્કર્મ-વિમુખતાને નહિ પણ સ્વાર્થમૂલક કર્મોનો પરિત્યાગ કરવા પ્રેરે છે સત્ત્વમયી બુદ્ધિ લોકકલ્યાણ કે પરમાત્માની પ્રીતિ માટે કર્મપરાયણ બનાવે છે ને સત્ત્વગુણની પરિપક્વતાથી નિર્મળ થયેલા અંતઃકરણમાં આત્મદીપને અનાવૃતપણે પ્રકાશિત થવા દે છે આમ થયા પછી કર્મત્યાગ કે કર્મસંન્યાસ કરવો પડતો નથી પણ આપોઆપ થઈ જાય છે કાચા ફળને તોડવા કે અપક્વ ફૂલને ચૂંટવા પ્રયત્ન કરવો પડે છે, પણ સુપક્વ ફળ કે ફૂલને એના બંધનથી છૂટું પાડવા પ્રયત્ન કરવો પડતો નથી એ તો એની મેળે સરી પડે છે આવું જ પૂર્ણપણે વિરક્ત અને વિવેકી જનોનું કર્મના સંદર્ભમાં બને છે આ સ્થિતિ જ સાચી નૈષ્કર્મ્યની સ્થિતિ છે વેદાન્તના માન્ય ગ્રંથો આવા નૈષ્કર્મ્યનો જ પુરસ્કાર કરે છે પોતાનું શરીર પેટ તેમજ ઇન્દ્રિયો જ સાચાં ને બીજું બધું મિથ્યા, આવો મિથ્યાચાર કરતા દંભીઓ વેદાન્તના સાચા પ્રતિનિધિ નથી

સમગ્ર વિશ્વ એક અને અદ્વિતીય બ્રહ્મનો જ વિલાસ છે કીટ પતંગથી લઈ બ્રહ્મા સુધીમાં એક જ આ મહેશ્વ બિરાજે છે જાતિ, ધર્મ,

વર્ણ, આશ્રમ–આ બધું વ્યવહારપૂરતું બરાબર છે પણ પરમાર્થપોષક નથી, સદાચારના સમર્થન અને પોષણ માટે એમનો ઉપયોગ થવો ઘટે; કોઈ વ્યકિત કે સમૂહના અહંભાવને પોષવા કે શોષણની સગવડ આપવા નહિ. આમ વેદાન્તના અને ખાસ કરીને અદ્વૈતવેદાન્તના ગ્રંથોમાં જ્યાંત્યાં પ્રબોધાયું છે. વેદાન્તની મૌલિક રચનાઓમાં નિરુપાયેલા આ સત્ય પ્રત્યે આંખ–મીંચામણાં કરી તકસાધુ વેદાન્તના ઉપદેશકોના ચરિત્રોથી 'વેદાન્ત' જેવા ઉદાર શાસ્ત્રને મુલવવું કોઈ પણ રીતે ન્યાય્ય નથી. જગતમાં આજે રાષ્ટ્ર–રાષ્ટ્ર વચ્ચે, ધર્મ–ધર્મ વચ્ચે, જાતિ–જાતિ વચ્ચે, વર્ગ-વર્ગ વચ્ચે, જે સંઘર્ષની ભાવના ભડભડે છે તેને શાન્ત કરવા કે ઉદાત્ત માર્ગે વાળવા, વેદાન્તની સર્વાત્મ ઐકયની ભાવના જ રામબાણ ઔષધ છે. વ્યકિત–વ્યકિતના, પ્રદેશ–પ્રદેશના, સંપ્રદાય–સંપ્રદાયના, દેશ–દેશના સીમાડાઓ ભેદી, અરે, પ્રાણી–પ્રાણી વચ્ચેના પણ ભેદભાવો મિટાવી, સમગ્ર વિશ્વને એક નીડ બનાવવાની તાકાત કેવળ વેદાન્ત પ્રબોધિત એકાત્મવાદમાં છે. આત્મૈકયની ઉદાત્ત ભાવનાના સ્વીકાર વગર નીતિ અને સદાચારના ઉપદેશો નિરાધાર રહેવાથી કેવળ વાંઝીયા જ સાબિત થશે.

વેદાન્ત એક અને અદ્વિતીય ચૈતન્ય-બ્રહ્મને જ પરમ સત્ય તરીકે સ્વીકારે છે. પરંતુ તે વ્યવહારની આવશ્યકતાની ઉપેક્ષાય નથી કરતું. એક તત્ત્વના સ્વીકારની ભૂમિકા પર એ માનવપ્રકૃતિની વિવિધતા અને માનવવિકાસના વિભિન્ન સ્તરોનેયે સ્વીકાર કરે છે. અને એથી જ એ વિવિધ ઉપાસના ભેદો પ્રત્યે તથા ગજ પ્રમાણેના સુખલક્ષી વ્યવહારો પ્રત્યે સમભાવપૂર્ણ ઉદાસીનતા ધરે છે. માનવ જે ભૂમિકાએ હોય ત્યાંથી તેણે આત્મોન્નતિ માટે આરંભ કરવાનો છે. એટલે સૌને આરંભમાં જ પરમાર્થનાં શિખરો દેખાડવાનો અર્થ નથી. ધર્મ-સદાચારસંપન્ન થવા માટે લોકહિતનાં કર્મો અને અંતઃકરણની શુદ્ધિ અર્થે અને મનની ચંચળતાને ખાળવા માટે, જપ, તપ, યજ્ઞ તેમજ દાન જેવી ચિત્તશોધક ક્રિયાઓનેય એ આવકારે છે. પરંતુ, એ બધું અંતિમ સાધ્યનું સાક્ષાત્ સાધન નથી. પરમાર્થ અર્થાત્ આત્મસાક્ષાત્કારના ઉત્તુંગ શિખર પર

પહોંચવાનું અંતિમ પગથિયું તો 'अहं ब्रह्मास्मि'ની અનુભૂતિ જ છે આ અનુભૂતિને જ જ્ઞાન કહે છે અંધકારને દૂર કરવા દંડૂકો વીંઝવે કામ ન સરે, એ માટે તો દીવો કરવો પડે. એ જ રીતે વિશ્વચેતનાના જ ભાગ રૂપ આત્મચેતનાની આડે રહેલા અવિદ્યારૂપી પડદાને ખસેડવા સિવાય આત્મસાક્ષાત્કાર કરવા બીજું કાંઈ કરવાનું રહેતું નથી પડદો ખસી ગયા પછી આત્મદર્શન આપોઆપ થઈ જાય છે પરંતુ પડદો ખસેડવા માટે સત્કર્મ તેમજ પરમાત્મભક્તિરૂપ કર્મ જરૂરી છે પોતાથી અન્ય વસ્તુની પ્રાપ્તિ માટે કર્મ જરૂરી છે, પરંતુ સ્વસ્વરૂપની પ્રાપ્તિ માટે કર્મ જરૂરી નથી ફક્ત સ્વસ્વરૂપના વિસ્મરણને દૂર કરવાની જ જરૂર છે આત્મવિસ્મરણ દૂર કરવા સુધી કર્મનો સથવારો જોઈએ પરંતુ સાક્ષાત્કાર તો આપોઆપ થઈ જાય છે આ વાત નીચે આપેલા દૃષ્ટાન્તથી સ્પષ્ટ થશે એક ભાઈ રોજ ગળાનો હાર કાઢી સ્નાન કરતા. સ્નાન કરી ફરી એ હાર પહેરી લેતા એક વખત એ સ્નાન પહેલાં હાર કાઢવાનું ભૂલી ગયા પણ સ્નાન કર્યા પછી રોજની ટેવ મુજબ હાર શોધવા માંડયા. ખૂબ શોધવા છતા હાર ન જડતાં અકળાઈને એ જેને તેને હાર વિષે પૂછવા માંડયા એમની પત્નીએ એમના ગળામા હાર જોઈ કહ્યુ તમારા ગળામા છે એ હાર ક્યો?" આ સાંભળી ગળામાં હાથ નાખતાં એમને હાર પહેર્યો છે, ખોવાયો નથી, એવી ખાત્રી થઈ આ દૃષ્ટાન્તમાં ખોવાયેલો માનેલો હાર ખોવાયો ન હતો, છતા ખોવાયાની સ્થિતિ અનુભવાતી હતી જ્યારે એ પહેરેલો છે એમ કહેવામાં આવ્યું ત્યારે એને મેળવવાનો પ્રશ્ન કરવો ન પડ્યો કે ન કોઈ અન્ય ક્રિયા હાર છે એટલા બોધમાત્રે જ હારના વિસ્મરણથી થયેલો સંતાપ દૂર કર્યો જ્યારે 'એ નથી' એમ માન્યું હતું ત્યારે પણ એ હતો જ આમ 'એ છે' એમ જાણ્યુ ત્યારે અને એ ભુલાઈ ગયો હતો ત્યારે, એમ બન્ને અવસ્થાઓમાં હારની સ્થિતિ સમાન જ હતી આવું જ આત્માની બાબતમાં બને છે પોતાને સુખી દુઃખી, સંસારી માનનાર જીવ એ માન્યતા કાળે પણ સચ્ચિદાનંદ રૂપ જ છે પરંતુ એને એના એ સ્વરૂપનું વિસ્મરણ થયું હોય છે

શાસ્ત્રોના શ્રવણથી અને સન્તોના સંસર્ગથી એને એના સાચા રૂપનો અસ્પષ્ટ બોધ થાય છે અને મનન તથા ધ્યાનને પરિણામે સાક્ષાત્ અનુભવ થાય છે અનુભવ સમયે જીવ જે નિષ્કલંક સ્વપ્રકાશ આત્માને અનુભવે છે તે તો અનુભવ પહેલા પણ એ જ સ્વરૂપમા હતો. એટલે એને અન્ય વસ્તુની જેમ મેળવ્યો કે પ્રાપ્ત કર્યો એમ કહેવુ બરાબર નથી સ્વગત વસ્તુ મેળવવાની હોતી નથી સ્વથી ભિન્ન—અળગી ચીજ જ મેળવાય છે જો આત્મા સ્વરૂપત સચ્ચિદાનંદ બ્રહ્મરૂપ ન હોય તો કોઈ કાળે એ એવો બની શકે નહિ વસ્તુનુ વાસ્તવિક સ્વરૂપ બદલી શકાતુ નથી આ જ વાત રજ્જુસર્પના દૃષ્ટાન્તથી પણ સમજી શકાય છે દોરડાને સર્પ માન્યો ત્યારે પણ એ સર્પ ન હતો ને આ સર્પ નથી, દોરડુ છે' એમ જાણ્યુ ત્યારથે દોરડુ નવેસરથી ઉત્પન્ન થતુ નથી એ તો સર્પભ્રાંતિકાળે પણ દોરડુ જ હતુ એ જો દોરડુ ન હોત તો કોટિ ઉપાયે દોરડુ બની શકે નહિ આ દોરડુ છે, એ વસ્તુસ્થિતિનુ જ્ઞાન જ દોરડાને લગતી ભ્રાંતિ અને તજ્જન્ય ભયકંપ વગેરેને નિર્મૂળ કરે છે એ માટે કોઈ કર્મ કરવાનુ હોતુ નથી આમ આત્મસાક્ષાત્કારનુ અંતિમ સાધન જ્ઞાન જ છે, કર્મ નહિ આ અદ્વૈતવેદાન્તનો સિદ્ધાન્ત છે

## ૨૫. માયા શું છે?

અદ્વૈતવેદાન્તનુ બ્રહ્માસ્ત્ર છે માયા માયાની કલ્પના વિના અદ્વૈત બ્રહ્મની સ્થાપના અશક્ય છે અનેક ભેદભાવો પ્રત્યક્ષ છે સુખ–દુ ખની સૌને સ્પષ્ટ અનુભૂતિ થતી હોય છે વ્યક્તિ અને વસ્તુનુ વૈવિધ્ય તથા વૈચિત્ર્ય અપરિહાર્ય છે છતાયે આ બધુ આભાસમાત્ર—મિથ્યા છે, કેવળ ચૈતન્ય જ સત્ય છે આમ સિદ્ધ કરવુ ને પ્રતીતિકર બનાવવુ એ અસામાન્ય બુદ્ધિ અને લોકોત્તર અનુભૂતિ વગર બની શકે નહિ અસાધારણ તર્કશક્તિ જ 'માયા'ના સ્વરૂપ અને સામર્થ્યને નિરુપી શકે 'માયા'નો ઉલ્લેખ ઉપનિષદોમાં થયો છે પરંતુ ત્યા એને શક્તિસ્વરૂપે નિરુપી છે એ સંસારનુ કારણ છે જગતની વિચિત્રતા માયાને લીધે છે, એમ ઉપનિષદો 'इन्द्रो मायाभि पुरुरूप ईयते' વગેરે વાક્યોથી પ્રતિપાદન

કરે છે. પરંતુ શ્રીશંકરાચાર્યનાં ભાષ્યોમાં અને પ્રકીર્ણ રચનાઓમાં એનું જે રીતે વિશદ યુક્તિયુક્ત વર્ણન થયું છે તેવું અગાઉ અન્યત્ર જોવા મળતું નથી. શ્રીમદ્ ભાગવતમાં માયાનું યથાર્થ સ્વરૂપ નિરૂપાયું છે :

ऋतेऽर्थं यत् प्रतीयेत न प्रतीयेत चात्मनि ।
तद्विद्यादात्मनो मायां यथाऽऽभासो यथा तमः ॥

વાસ્તવમાં ન હોય છતાં જે ભાસે, પોતે કોઈ નિશ્ચિત સ્વરૂપે ન ભાસે, તે 'માયા' આભાસ સમાન અને અંધકાર સમાન છે. માયા આત્માની શક્તિ છે ને એનું આવરણ પણ માયાનું બુદ્ધિગમ્ય લક્ષણ કે વિવેચન શક્ય નથી તેથી જ એને 'અનિર્વચનીય' અર્થાત્ શબ્દોથી ન સમજાવી શકાય તેવી કહી છે. સ્વપ્ન અને ભ્રાંતિના કારણનો વિચાર માયાને સમજવામાં જરૂર મદદ કરી શકે. સ્વપ્નમાં દેખાતા પદાર્થો કોણ સર્જે છે? એ ક્યાંથી આવે છે? એમનું સ્વરૂપ શું? જાગી જતાં કે ગાઢ નિદ્રામાં વિલય પામતા સ્વાપ્નિક પદાર્થો ક્યાં ચાલ્યા જાય છે? આ બધા પ્રશ્નોનો ઉત્તર એક જ શબ્દથી આપી શકાય? એ છે 'માયા'. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ—જીવ આ ત્રણ અવસ્થાઓ રોજ અનુભવે છે. સુષુપ્તિ માયાથી પૂર્ણપણે આવૃત્ત આત્માની, સ્વપ્ન માયાએ સર્જેલા અંતઃકરણ માત્ર દ્વારા મિથ્યા ભાસની, અને જાગ્રત દેહેન્દ્રિયો સહિત સક્રિય અંતઃકરણના વ્યાવહારિક સત્યના અનુભવની અવસ્થા છે. આત્મા અને એનાં અંતઃકરણાદિ ઉપકરણો જેમનાં તેમ હોવા છતાં એમની સક્રિયતા, અર્ધ–સક્રિયતા અને પૂર્ણ નિષ્ક્રિયતાની સ્થિતિઓ માયા નામના અવર્ણનીય પદાર્થની હયાતી વગર સંભવી શકતી નથી અગાઉ કહ્યું તેમ જીવના સંદર્ભમાં માયાને 'અવિદ્યા' અને ઈશ્વરના સંદર્ભમાં 'માયા' કહે છે. માયા અંધકારના જેવી છે. એટલે જ અંધારાની જેમ એ ભ્રાન્તિનું કારણ બને છે. અંધારું જેમ પ્રકાશથી જ ટળે એમ માયા અથવા અવિદ્યા જ્ઞાનથી જ નાશ પામે ,ભ્રાંતિ જેમ ભ્રાંતિ જેમાં થઈ હોય તે વસ્તુના અર્થાત્ અધિષ્ઠાનના જ્ઞાનથી ટળે, તેમ માયા પણ માયાના અધિષ્ઠાન આત્માના જ્ઞાનથી જ ટળે. આમ મુક્તિ કે આત્મસાક્ષાત્કાર માટે આત્માનું જ્ઞાન અને તે સાથે

થતી માયાની નિવૃત્તિ કારણ બને છે. માયા નિવૃત્ત થતાં માયાજન્ય ભેદો અને ભેદમૂલક બંધનોનો અંત આવે છે 'तरति शोकमात्मवित्' આ શ્રુતિવાકય આ જ કહે છે. અજ્ઞાનમયી ચિર નિદ્રામાંથી જાગવું તે જ સ્વસ્વરૂપનું જ્ઞાન છે આ જ્ઞાન જ મોક્ષ છે. માટે જ્ઞાન જ કેવળ મોક્ષપ્રયોજક (મોક્ષસ્વરૂપ) બની શકે, ભેદમૂલક બીજી કોઈ પણ સ્થિતિ નહિ. ભલેને એ સ્થિતિ ગમે તેટલી આનંદમયી કે ઉલ્લાસમયી હોય. આ જ વાત યતીવર વિદ્યારણ્ય સ્વામીએ પંચદશીમા પ્રબોધી છે

मुक्तिस्तु ब्रह्मतत्त्वस्य ज्ञानादेव न चान्यथा ।
स्वप्रबोधं विना नैव स्वस्वप्नो हीयते यथा ॥ चित्रदीप–६

મુક્તિ તો બ્રહ્મસ્વરૂપ તથા આત્માના અભેદજ્ઞાનથી જ મળે, જાગ્યા વગર સ્વપ્ન જેમ ટળે નહિ તેમ ઉપનિષદ્મૂલક વેદાન્ત 'મોક્ષ-શાસ્ત્ર' છે. ધર્માદિ લૌકિક અને અલૌકિક શુભ સાધનો જીવને વાંછિત ભોગફળ અપાવી શકે, સ્વર્ગાદિ ઉત્તમ સ્થિતિ મળવી આપે, પરંતુ એ ફળો કર્મજન્ય હોવાથી, ઉત્પન્ન કરાતાં હોવાથી, નાશવંત છે. જે વસ્તુ સાદિ અર્થાત્ અગાઉ ન હોય પણ પેદા થાય તે નાશવંત જ હોય. માટે જ ગીતાએ क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति—પુણ્ય ક્ષીણ થતા સ્વર્ગવાસીઓ મૃત્યુલોકમાં પાછા ફરે છે કહી, સ્વર્ગ પરમ પુરુષાર્થ ન હોઈ શકે, એમ સ્પષ્ટ કહ્યુ છે આત્મા અસલ સ્વરૂપે મુક્ત જ છે બંધન આગન્તુક અને ભ્રાંતિજન્ય છે માટે જ તે ટળી શકે છે જીવભાવ અવિદ્યામૂલક છે, એટલે આગન્તુક છે અને આગન્તુક હોવાથી એ જીવનું વાસ્તવિક સ્વરૂપ નથી ચૈતન્ય અને અવિદ્યાની ગાંઠ જ આત્માને 'જગત' બનાવે છે અટલે એ ગાઠ વિદ્યાથી છૂટી જતાં, જીવ સ્વસ્વરૂપે અર્થાત્ સચ્ચિદાનંદ આત્મારૂપે–બ્રહ્મરૂપે પ્રગટ થાય છે આ સ્થિતિ જ પરમાર્થ છે આમ વેદાન્તના શ્રવણ, મનન અને નિદિધ્યાસનું સ્વસ્વરૂપપ્રાપ્તિ જ ફળ છે સ્વસ્વરૂપપ્રાપ્તિ જ સર્વ અનિષ્ટોને ઓગાળી પરમ આનંદની અનુભૂતિ કરાવે છે

**—ભાઈશંકર પુરોહિત**

ॐ

# विवेकचूडामणिः

सर्ववेदान्तसिद्धान्तगोचरं तमगोचरम् ।
गोविन्दं परमानन्दं सद्गुरुं प्रणमाम्यहम् ॥१॥

सर्ववेदान्तसिद्धान्तगोचरम् (अपि) अगोचरम् परमानन्दम् सद्गुरुम् तं गोविन्दम्. अहम् प्रणतः अस्मि ।

બધાય વેદાન્તસિદ્ધાન્તોના જે એકમાત્ર વિષય છે, છતાંયે જે મન ઇન્દ્રિયાદિ જ્ઞાનસાધનોના વિષય બનતા નથી, જે પરમ આનંદરૂપ છે, એવા સદ્‌ગુરુ તે ગોવિન્દને (પરમાત્માને) હું નમસ્કાર કરું છું.

અહીં 'ગોવિંદ' શબ્દમાં શ્લેષ છે. ગો એટલે વાણી, સ્તુતિ-કીર્તનાત્મક વાણીથી જેને પમાય તે ભગવાન 'ગોવિંદ' કહેવાય છે. ભગવત્પાદ શ્રી શંકરાચાર્યના ગુરુનું નામ 'ગોવિંદપાદ' હતું. આત્મજ્ઞાની ગુરુને પણ અહીં કહેલાં ગોવિન્દનાં બધાં વિશેષણો લાગુ પડે છે. આમ પરમાત્મા અને ગુરુ બન્નેની એક સાથે અહીં સ્તુતિ કરી છે.

[ વેદાન્ત એટલે ઉપનિષદો તેમજ તેમના આધારે રચાયેલું વિશાળ સાહિત્ય. વેદાન્ત વાક્યો તાત્પર્યરૂપે પરબ્રહ્મ પરમાત્માનું જ પ્રતિપાદન કરે છે, માટે પરમાત્મા એમનો સાક્ષાત્ કે પરમ્પરાએ વિષય-પ્રતિપાદ્ય ગણાય છે. વેદાન્તવાક્યો સિવાય પરમાત્માના અસ્તિત્વ કે સ્વરૂપને સમજવાનું કોઈ સાધન નથી. એટલે તે 'અગોચર' ગણાય છે. અગોચર એટલે ઇન્દ્રિયોથી પર.]

सर्व...गोचरः– सर्वेषां वेदान्ताना ये सिद्धान्ताः तेषां गोचरः । गावः–इन्द्रियाणि ज्ञानप्रमाणानि वा चरन्ति यस्मिन् स गोचरः, अगोचरम्– गोचरः न भवतीति अगोचरः तम् ।

> जन्तूनां नरजन्म दुर्लभमतः पुंस्त्वं ततो विप्रता,
> तस्माद्वैदिकधर्ममार्गपरता विद्वत्त्वमस्मात् परम् ।
> आत्मानात्मविवेचनं स्वनुभवो ब्रह्मात्मना संस्थितिः,
> मुक्तिर्नो शतकोटिजन्मसुकृतैः पुण्यैर्विना लभ्यते ॥२॥

जन्तूना नरजन्म दुर्लभम्, अतः पुस्त्वम्, ततः विप्रता, तस्माद् वैदिकधर्ममार्गपरता, अस्मात् विद्वत्त्वम् परम्, ततः आत्मानात्मविवेचनम् ततः स्वनुभवः, ततः ब्रह्मात्मना संस्थितिः, मुक्तिः शतकोटिजन्मसुकृतैः पुण्यैः विना नो लभ्यते ।

પ્રાણીઓ માટે નરજન્મ દુર્લભ છે. એથીયે દુર્લભ પુરુષજન્મ છે. તેમાંયે વિપ્ર (વિદ્યાપરાયણ) થવું કઠણ છે એનાથીયે વેદોએ પ્રતિપાદિત કરેલા ધર્મના રસ્તે જવું અઘરું છે આથીયે શાસ્ત્રતત્ત્વને પિછાણવું–વિદ્વત્તા-મુશ્કેલ છે, આથીયે આત્મા અને અનાત્માનો વિવેક –ભેદની સમજ–અઘરો છે, એ થયા પછી આત્માનો અનુભવ શક્ય બને છે તેમજ આત્મા જ બ્રહ્મ–પરમાત્મા–છે એવી અનુભૂતિ થાય છે. આનું નામ જ મુક્તિ; જે સો કરોડ જન્મનાં સદાચરણથી કમાયેલાં પુણ્યો વિના મળતી નથી.

[આત્મા એટલે હું શબ્દથી બોધાતું ચૈતન્ય-જીવ તથા બ્રહ્મ અનાત્મા એટલે જડ આત્મભિન્ન બધું જગત. મુક્તિ અતિ દુર્લભ છતાં એકમાત્ર ઇચ્છનીય વસ્તુ છે તેની પ્રાપ્તિ અર્થે અપેક્ષિત સાધનોને અહીં આરોહક્રમથી બતાવ્યાં છે]

वैदिकधर्ममार्गपरता–वैदिकश्च असौ धर्मः तस्य मार्गः तस्मिन् परता, आत्मानात्म विवेचनम्–आत्मा च अनात्मा च तयोः विवेचनम्,

ब्रह्मात्मना–ब्रह्म एव आत्मा-स्वरूपम् तेन, शतकोटि सुकृतै–शत–कोटीनि च तानि जन्मानि तेषां सुकृतानि तैः ।

दुर्लभं त्रयमेवैतद् देवानुग्रहहेतुकम् ।
मनुष्यत्वं मुमुक्षुत्वं महापुरुषसंश्रयः ॥३॥

देवानुग्रहहेतुकम् एतत् त्रयम् एव दुर्लभम्; मनुष्यत्वम् मुमुक्षुत्वम् महापुरुषसंश्रयः ।

દેવોના અનુગ્રહથી જ મળી શકે એવાં આ ત્રણ દુર્લભ છે મનુષ્યત્વ, મુમુક્ષુત્વ અને મહા માઓનું શરણ

देवा कम्–देवानाम् अनुग्रहः एव हेतुः यस्य तत्, महा संश्रयः–महतां पुरुषाणाम् संश्रयः ।

लब्ध्वा कथञ्चिन्नरजन्म दुर्लभं
तत्रापि पुंस्त्वं श्रुतिपारदर्शनम् ।
यः स्वात्ममुक्तौ न यतेत मूढधीः
स आत्महा स्वं विनिहन्त्यसद्ग्रहात् ॥४॥

दुर्लभं नरजन्म कथञ्चित् लब्ध्वा तत्र अपि श्रुतिपारदर्शनम् पुंस्त्वं लब्ध्वा, यः मूढधीः स्वात्ममुक्तौ न यतेत सः आत्महा असद्ग्रहात् स्वं विनिहन्ति ।

આ દુર્લભ માનવજન્મને કેમ કરી મેળવી અને તેમાંયે જેમાં શ્રુતિના (વેદોના) સિદ્ધાન્તોનું જ્ઞાન મેળવવું શકય છે એવું પુરુષત્વ પ્રાપ્ત કરવા છતાંયે જે મૂઢમતિ આત્માની મુક્તિ માટે પ્રયત્ન કરતો નથી તે સાચે જ આત્મઘાતી છે તે જૂઠા જગતમાં આસક્ત બનીને પોતાની જાતની જ હત્યા કરે છે

श्रुतिपारदर्शनम्–श्रुतेः पारस्य दर्शनं यस्मिन् तत्, मूढधीः–मूढा धीः यस्य सः, आत्ममुक्तौ–आत्मनः मुक्तिः तस्याम्, आत्महा–आत्मानं हन्ति इति, असद्ग्रहात्–असत् = असत्स्वरूपस्य जगतः ग्रहः तस्मात् ।

इतः कोऽन्वस्ति मूढात्मा यस्तु स्वार्थे प्रमाद्यति ।
दुर्लभं मानुषं देहं प्राप्य तत्रापि पौरुषम् ॥५॥

दुर्लभं मानुषं देहं तत्र अपि पौरुषं प्राप्य, यः स्वार्थे प्रमाद्यति; इतः कः नु मूढात्मा अस्ति ?

દુર્લભ મનુષ્યશરીર ને તેમાંયે પુરુષત્વ પ્રાપ્ત કર્યા છતાં જે સાચો સ્વાર્થ (આત્મદર્શન) સાધતો નથી, તેના કરતાં વધુ મૂઢ કોણ હોય ?

मूढात्मा—मूढः मोहग्रस्तः आत्मा = अन्तकरणम्—बुद्धिः यस्य सः ।

पठन्तु शास्त्राणि यजन्तु देवान् कुर्वन्तु कर्माणि भजन्तु देवताः ।
आत्मैक्यबोधेन विना विमुक्तिर्न सिध्यति ब्रह्मशतान्तरेऽपि ॥६॥

शास्त्राणि पठन्तु, देवान् यजन्तु, कर्माणि कुर्वन्तु, देवताः भजन्तु, (किन्तु) आत्मैक्यबोधेन विना ब्रह्मशतान्तरे अपि विमुक्तिः न सिध्यति ॥

ભલેને શાસ્ત્રો ભણે, દેવોને ઉદ્દેશી યજ્ઞો કે પૂજાપાઠ કરે, સારાં સારાં કામો કરે, દેવોનાં ભજનકીર્તન કરે; પરંતુ આત્મા—પરમાત્માની એકતાના જ્ઞાન વિના સો બ્રહ્માઓના અધિકાર સમયમાંયે મુક્તિ મળશે નહિ.

[દરેક બ્રહ્માંડના સ્થિતિકાળમાં એકેક બ્રહ્માનો અધિકાર હોય છે. એક કલ્પ બ્રહ્માંડનું આયુષ્ય મનાય છે. બ્રહ્માંડના સર્જનથી પ્રલય સુધીનો સમય 'કલ્પ' કહેવાય છે. કલ્પનો સમય વીસ અબજ માનવવર્ષો ગણાય છે.]

आत्मैक्यबोधेन—आत्मनोः=जीवात्मपरमात्मनोः ऐक्यस्य बोधः तेन, ब्रह्मशतान्तरे—ब्रह्मणा शतं तस्य अन्तरं तस्मिन् ।

अमृतत्वस्य नाशास्ति वित्तेनेत्येव हि श्रुतिः ।
ब्रवीति कर्मणो मुक्तेरहेतुत्वं स्फुटं यतः ॥७॥

यतः 'अमृतत्वस्य वित्तेन आशा न अस्ति' इति एव श्रुतिः कर्मणः मुक्तेः अहेतुत्वं स्फुटं ब्रवीति ।

'વિત્ત અર્થાત્ ભૌતિક ધનદોલતથી અમરતાની આશા રખાય નહિ'. એમ જણાવી ઉપનિષદ્ 'કર્મ મુક્તિનું કારણ નથી,' એમ સ્પષ્ટપણે પ્રતિપાદન કરે છે.

[બૃહદારણ્યકોપનિષદ્ અ. ૪ ના પાંચમા બ્રાહ્મણના ત્રીજા મંત્રમાં પોતાની બ્રહ્મનિષ્ઠ પત્ની મૈત્રેયીને ઉદ્દેશી યાજ્ઞવલ્ક્ય કહે છે : यथैवोपकरणवतां जीवितं तथैव ते जीवितं स्यादमृतत्वस्य तु नाशास्ति वित्तेनेति—વિત્તથી સાધનસંપન્ન માણસોના જેવું તને જીવન મળશે, વિત્ત કે ધનથી અમરતાની આશા ન રાખીશ.]

अतो विमुक्त्यै प्रयतेत विद्वान् सन्न्यस्तबाह्यार्थसुखस्पृहः सन् ।
सन्तं महान्तं समुपेत्य देशिकं तेनोपदिष्टार्थसमाहितात्मा ॥८॥

अतः विद्वान् सन्न्यस्तबाह्यार्थसुखस्पृहः (सन्) सन्तं महान्तं देशिकं समुपेत्य, तेन उपदिष्टार्थसमाहितात्मा सन् विमुक्त्यै प्रयतेत ।

એટલા માટે વિદ્વાને લૌકિક ભોગોની તૃષ્ણા તજી, સન્ત અને મહાત્મા એવા ગુરુનું શરણ લઈ, તેણે બતાવેલી રીતથી ચિત્તનું સમાધાન કરી, મુક્તિ માટે પ્રયત્ન કરવો જોઈએ

सन्न्यस्त .. स्पृहः-सन्न्यस्ता बाह्येषु अर्थेषु सुखस्य स्पृहा येन सः, उप तात्मा-उपदिष्टः च असौ अर्थः तेन समाहितः आत्मा यस्य सः ।

उद्धरेदात्मनात्मानं मग्नं संसारवारिधौ ।
योगारूढत्वमासाद्य सम्यग्दर्शननिष्ठया ॥९॥

सम्यक् दर्शननिष्ठया योगारूढत्वम् आसाद्य, आत्मना (एव) संसारवारिधौ मग्नम् आत्मानम् उद्धर ।

સત્ય વસ્તુને જ જોવાની—અનુભવવાની દૃઢ નિષ્ઠાથી યોગારૂઢ થઈને, પોતાની જાતે જ (વિશુદ્ધ બુદ્ધિબળે જ) સંસારસાગરમાં ડૂબેલા પોતાના આત્માનો ઉદ્ધાર કરવો જોઈએ

[योगश्चित्तवृत्तिनिरोधः ચિત્તની ચંચળવૃત્તિઓની એકાગ્રતાનું નામ 'યોગ' છે, એમ પતંજલિ કહે છે. 'योगः कर्मसु कौशलम्', 'समत्वं योग उच्यते'। ગીતાનાં આ કથનો પ્રમાણે સ્વકર્મમાં કુશળતા અને સર્વભૂતોમાં સમભાવ યોગ છે. આ બધાં કથનો પ્રમાણે આંતર સમાધાન અને બાહ્ય આચારશુદ્ધિ મેળવવી એ જ 'યોગારૂઢ' સ્થિતિ છે. આત્મ-સાક્ષાત્કાર માટે 'યોગારૂઢ' થવું અનિવાર્ય છે.]

सन्न्यस्य सर्वकर्माणि भवबन्धविमुक्तये ।
यत्यतां पण्डितैर्धीरैरात्माभ्यास उपस्थितैः ॥१०॥

आत्माभ्यासे उपस्थितैः धीरैः पण्डितैः सर्वकर्माणि सन्न्यस्य भवबन्ध विमुक्तये यत्यताम् ।

આત્મચિંતનમાં તત્પર થયેલા ધૈર્યશીલ વિદ્વાનોએ બીજાં બધાં કર્મો છોડી સંસારરૂપી બંધનથી મુક્ત થવા પ્રયત્ન કરવો.

[પંડિત શબ્દનો અર્થ છે વિવેકશીલ વિદ્વાન् पण्डा = कार्याकार्यविवेचिनी बुद्धिः अस्यास्तीति पण्डितः]

आत्माभ्यासे–आत्मनः अभ्यासः तस्मिन्, भव..... मुक्तये–भव एव बन्धः तस्माद् विमुक्तिः तस्यै ।

चित्तस्य शुद्धये कर्म न तु वस्तूपलब्धये ।
वस्तुसिद्धिर्विचारेण न किञ्चित् कर्मकोटिभिः ॥११॥

कर्म चित्तस्य शुद्धये न तु वस्तूपलब्धये (हेतुः भवति), विचारेण वस्तुसिद्धिः न किञ्चित् कर्मकोटिभिः (भवति) ।

કર્મથી ચિત્તની શુદ્ધિ જરૂર થાય પણ વસ્તુની ઉપલબ્ધિ (જ્ઞાન) થતી નથી. વસ્તુની સિદ્ધિ તો વિચારથી જ થાય, કરોડોકરોડો કર્મથી પણ ન થાય.

[અહીં વસ્તુ શબ્દ આત્માનો વાચક છે. તેની પ્રાપ્તિ લૌકિક પુણ્યકર્મો કે અલૌકિક ફલ આપનાર યજ્ઞો વગેરેથી થતી નથી. જોકે શુભકર્મો ચિત્તશુદ્ધિ માટે જરૂરી ખરાં.]

वस्तूपलब्धये—वस्तुनः उपलब्धिः तस्यै, कर्मकोटिभिः—कर्मणां कोटयः तैः ।

मम्यग्विचारतः सिद्धा रज्जुतत्त्वावधारणा ।
भ्रान्त्योदितमहासर्पभयदुःखविनाशिनी ॥१२॥

भ्रान्त्योदितमहासर्पभयदुःखविनाशिनी रज्जुतत्त्वावधारणा सम्यक् विचारतः सिद्धा ।

(દોરડામાં) ભ્રાંતિથી પેદા થયેલા સર્પના મહાભયના દુઃખનો નાશ કરનારી વાસ્તવિક દોરડાની ધારણા છે, જે વિચારથી જ સિદ્ધ થાય છે. (અન્ય કોઈ ક્રિયાથી ભ્રાંતિ ટળતી નથી.)

भ्रान्त्यो…विनाशिनी—भ्रान्त्या उदितः महासर्पः तस्माद् भयं तस्य यत् दुःखं तस्य विनाशिनी, रज्जुतत्त्वावधारणा—रज्ज्वाः तत्त्व = वास्तविक स्वरूप तस्य धारणा ।

अर्थस्य निश्चयो दृष्टो विचारेण हितोक्तितः ।
न स्नानेन न दानेन प्राणायामशतेन वा ॥१३॥

विचारेण हितोक्तितः (वा) अर्थस्य निश्चयः दृष्टः । न स्नानेन न दानेन प्राणायामशतेन वा (भवति) ।

ચિન્તન મનનરૂપ વિચારથી જ વસ્તુતત્ત્વનું નિર્ધારણ થાય છે, સ્નાન, દાન કે પ્રાણાયામોથી થતું નથી, અર્થાત્ અજ્ઞાનની નિવૃત્તિ ક્રિયાથી નહિ પણ જ્ઞાનથી જ થાય છે.

[સ્નાન દેહશુદ્ધિમાં, દાન પુણ્યપ્રાપ્તિમાં અને પ્રાણાયામ ચિત્ત-નિગ્રહમાં ઉપયોગી થાય, પણ એથી આત્મદર્શન ન થાય.]

अधिकारिणमाशास्ते फलसिद्धिर्विशेषत ।
उपाया देशकालाद्याः सन्त्यस्यां सहकारिणः ॥१४॥

फलसिद्धिः विशेषतः अधिकारिणम् आशास्ते, अस्या देशकालाद्याः उपायाः सहकारिणः सन्ति ।

ફળપ્રાપ્તિ ખાસ પ્રકારના અધિકારી (યોગ્ય પાત્ર)ની અપેક્ષા રાખે છે. વળી દેશકાળ વગેરે ઉપાયો પણ એમાં સહાયકારી બને છે

[उपादायापि ये हेयास्तानुपायान् प्रचक्षते, અર્થાત્ જેમનો કાર્યસિદ્ધિ પર્યંત ઉપયોગ થાય ને પછી જે છોડી દેવાય તેને ઉપાય કહે છે.]

देशकालाद्याः–देशश्च कालश्च तौ आद्यौ येषां ते ।

अतो विचारः कर्तव्यो जिज्ञासोरात्मवस्तुनः ।
समासाद्य दयासिन्धुं गुरुं ब्रह्मविदुत्तमम् ॥१५॥

अतः दयासिन्धुं ब्रह्मविदुत्तमं गुरुं समासाद्य, जिज्ञासोः आत्मवस्तुनः विचारः कर्तव्यः ।

(બ્રહ્મપ્રાપ્તિ પરમ પુરુષાર્થ છે) માટે જિજ્ઞાસુએ દયાસાગર ઉત્તમ બ્રહ્મવેત્તા ગુરુને મેળવી (એના માર્ગદર્શન પ્રમાણે), આત્મવસ્તુનો વિચાર કરવો જોઈએ.

दयासिन्धुम्–दयायाः सिन्धुः तम्, आत्मवस्तुनः–आत्मा एव वस्तु तस्य ।

मेधावी पुरुषो विद्वानूहापोहविचक्षणः ।
अधिकार्यात्मविद्यायामुक्तलक्षणलक्षितः ॥१६॥

मेधावी विद्वान् ऊहापोहविचक्षणः उक्तलक्षणलक्षितः पुरुषः आत्मविद्यायाम् अधिकारी (भवति) ।

ગ્રહણશક્તિવાળો વિદ્વાન્ તર્કપટુ વગેરે શાસ્ત્રે કહેલાં લક્ષણો ધરાવતો પુરુષ આત્મવિદ્યામાં અધિકારી છે.

ऊहापोहविचक्षणः–ऊहश्च अपोहश्च तयोः विचक्षणः, उक्तलक्षणलक्षितः–उक्तैः लक्षणैः लक्षितः, आत्मविद्यायाम्–आत्मनः विद्या तस्याम् ।

विवेकिनो विरक्तस्य शमादिगुणशालिनः ।
मुमुक्षोरेव हि ब्रह्मजिज्ञासायोग्यता मता ॥१७॥

विवेकिनः विरक्तस्य शमादिगुणशालिनः मुमुक्षोः एव हि ब्रह्मजिज्ञासायोग्यता मता ।

જે સત્ય અસત્ય તેમજ નિત્ય અનિત્ય વસ્તુઓનો વિવેક, વૈરાગ્યવાન હોય, શમ દમ વગેરે ગુણો ધરાવતા હોય અને જેની મોક્ષેચ્છા પ્રબળ હોય તેવો મનુષ્ય જ બ્રહ્મજિજ્ઞાસાને યોગ્ય મનાય

[વિવેક, વૈરાગ્ય, શમ વગેરે આગળ કહેવાશે તે છ ગુણો અને મુક્તિની અદમ્ય ઇચ્છા, આ બધા હોવાં એ બ્રહ્મજિજ્ઞાસાની સફળતા માટે અનિવાર્ય આવશ્યકતા છે]

शम शान्ति—शम आदि यस्य तै गुणै शाम्यते तस्य, ब्रह्मजिज्ञासा—ब्रह्मणः जिज्ञासा (कर्मणि षष्ठी)।

साधनान्यत्र चत्वारि कथितानि मनीषिभि ।
येषु सत्स्वेव सन्निष्ठा यदभावे न सिध्यति ॥१८॥

मनीषिभि अत्र चत्वारि साधनानि कथितानि, येषु सत्सु एव सन्निष्ठा सिध्यति, यदभावे न सिध्यति ।

બ્રહ્મજિજ્ઞાસાની સફળતા વિષે વિચારવાન વિદ્વાનોએ ચાર સાધનો કહ્યાં છે આ સાધનો હોય તો જ બ્રહ્મનિષ્ઠા સફળ બને ને ન હોય તો સફળ ન થાય

आदौ नित्यानित्यवस्तुविवेक परिगण्यते ।
इहामुत्रफलभोगविरागस्तदनन्तरम् ॥१९॥
शमादिषट्कसम्पत्तिर्मुमुक्षुत्वमिति स्फुटम् ।

आदौ नित्यानित्यवस्तुविवेक परिगण्यते, तदनन्तरम् इहामुत्रफलभोग-विराग शमादिषट्कसम्पत्ति मुमुक्षुत्वम् इति स्फुटम् ।

સાધનોમાં સૌ પ્રથમ નિત્ય અને અનિત્ય વસ્તુઓનો વિવેક ગણાય છે ને પછી (૨) આ લોક અને પરલોકના ભોગો પ્રત્યે વૈરાગ્ય, (૩) શમ દમ વગેરે છ ગુણોની પ્રાપ્તિ અને (૪) મુમુક્ષા આમ સાધન વિચાર સ્પષ્ટ છે

नित्या विवेक'—नित्य च अनित्य च तयो वस्तुनो विवेक, इहा विराग—इह च अमुत्र च फलभोगस्य विराग, शमादि सम्पत्ति—शमादीना षट्क तस्य सम्पत्ति = प्राप्ति ।

ब्रह्म सत्यं जगन्मिथ्येत्येवंरूपो विनिश्चयः ॥२०॥
सोऽयं नित्यानित्यवस्तुविवेकः समुदाहृतः ।

બ્રહ્મ સત્ય છે અને જગત મિથ્યા છે, એવો દૃઢ નિશ્ચય એ નિત્ય અને અનિત્યનો વિવેક કહેવાય છે.

तद्वैराग्यं जुगुप्सा या दर्शनश्रवणादिभिः ॥२१॥
देहादिब्रह्मपर्यन्ते ह्यनित्ये भोग्यवस्तुनि ।

दर्शनश्रवणादिभिः देहादिब्रह्मपर्यन्ते हि [illegible]

उभयेषाम् इन्द्रियाणाम् विषयेभ्यः परावृत्य स्व-स्वगोलके स्थापनं सः 'दमः' परिकीर्तितः। वृत्तेः बाह्यानालम्बनम्, एषा उत्तमा 'उपरतिः'।

કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયોને તેમના વિષયોમાંથી પાછી વાળી પોતપોતાના ગોલકમાં સ્થિર કરવી એ 'દમ' છે. મનોવૃત્તિ વિષયોમાં ભમ્યા ન કરે તે ઉત્તમ પ્રકારની 'ઉપરતિ' છે

[વાણી, હાથ, પગ, જનનેન્દ્રિય અને ગુદા આ પાંચ કર્મેન્દ્રિયો છે. કાન, ત્વચા, આંખ, રસના અને નાક-ઘ્રાણેન્દ્રિય, આ પાંચ જ્ઞાનેન્દ્રિયો છે. જ્ઞાનેન્દ્રિયોથી જેમનું જ્ઞાન થાય તે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયો છે.]

स्वस्वगोलके-स्वं स्वं च तत् गोलकम्, बाह्यानालम्बनम्-बाह्यानाम् अनालम्बनम्।

सहनं सर्वदुःखानामप्रतीकारपूर्वकम्।
चिन्ताविलापरहितं सा तितिक्षा निगद्यते ॥२५॥

अप्रतीकारपूर्वकं चिन्ताविलापरहितं सर्वदुःखानां सहनं सा तितिक्षा निगद्यते।

કોઈ જાતના પ્રતીકાર વગર અને ચિન્તા કે વિલાપ વિના, જે આવી પડે તે બધાં દુઃખો સહેવાં એ 'તિતિક્ષા' છે.

चिन्ताविलापरहितम्-चिन्ता च विलापश्च ताभ्यां रहितम्।

शास्त्रस्य गुरुवाक्यस्य सत्यबुद्ध्यवधारणम्।
सा श्रद्धा कथिता सद्भिर्यया वस्तूपलभ्यते ॥२६॥

शास्त्रस्य गुरुवाक्यस्य सत्यबुद्ध्यवधारणम् सा सद्भिः श्रद्धा कथिता यया वस्तु उपलभ्यते।

શાસ્ત્ર અને સદ્ગુરુનાં વાક્યોમાં તે સત્ય હોવાની નિષ્ઠા કરવી એને સજ્જનો 'શ્રદ્ધા' કહે છે. શ્રદ્ધાથી લક્ષ્ય વસ્તુની પ્રાપ્તિ થાય છે.

सत्य...धारणम्-सत्यम् इति बुद्ध्या अवधारणम् = निश्चयः।

सर्वदा स्थापनं बुद्धेः शुद्धे ब्रह्मणि सर्वथा।
तत् समाधानमित्युक्तं न तु चित्तस्य लालनम् ॥२७॥

बुद्धेः सर्वथा सर्वदा शुद्धे ब्रह्मणि स्थापनं (यत्) तत् 'समाधानम्' इति उक्तम्, न तु चित्तस्य लालनम् ।

બધી રીતે હંમેશાં બુદ્ધિને શુદ્ધ બ્રહ્મમાં સ્થિર કરવી એ 'સમાધાન' છે, ચિત્તની આળપંપાળ કરવી એ સમાધાન નથી.

अहंकारादिदेहान्तान् बन्धानज्ञानकल्पितान् ।
स्वस्वरूपावबोधेन मोक्तुमिच्छा मुमुक्षुता ॥२८॥

अहङ्कारादिदेहान्तान् अज्ञानकल्पितान् बन्धान् स्व स्वरूपावबोधेन मोक्तुम् इच्छा मुमुक्षुता ।

અહંકારથી માંડી દેહ સુધીના અજ્ઞાનને કારણે કલ્પેલા બન્ધનોને આત્મસ્વરૂપના સાચા જ્ઞાનથી છોડવાની ઇચ્છાને 'મુમુક્ષુતા' કહે છે.

[ અહંકાર, બુદ્ધિ, મન, ઈન્દ્રિયો અને દેહમાં હું'પણું કે મારાપણું અજ્ઞાન–અવિદ્યાને લીધે છે. આ હું'પણું અને મમતા જ જીવને બાંધે છે ને અનર્થપરંપરાનો શિકાર બનાવે છે. અજ્ઞાનથી ઢંકાયેલા આત્માનું દર્શન જ, અંધારાથી ઢંકાયેલા દોરડાના દર્શન જેમ, સાપની ભ્રાંતિ તેમજ તેથી પેદા થયેલ ભયકંપ વગેરેને ટાળે છે તેમ, અજ્ઞાન તેમજ તેને કારણે પેદા થયેલ અહંકાર મમતા વગેરેને નિર્મૂળ કરે છે.]

अहंकारा...न्तान्–अहङ्कारादयश्च ते देहान्ताश्च तान्, अज्ञान कल्पितान्–अज्ञानेन कल्पिताः तान्, स्वस्वरूपावबोधेन–स्वस्य स्वरूप तस्य बोधः तेन ।

मन्दमध्यमरूपापि वैराग्येण शमादिना ।
प्रसादेन गुरोः सेयं प्रवृद्धा सूयते फलम् ॥२९॥

वैराग्येण, शमादिना, गुरोः प्रसादेन, (च) मन्दमध्यमरूपा अपि सा इयं प्रवृद्धा फलं सूयते ।

વૈરાગ્ય, શમદમાદિ તેમજ ગુરુકૃપાથી, (આરંભમાં) મન્દ અને મધ્યમ પ્રકારની હોવા છતાં, આ મુમુક્ષુતા પ્રબળ બને છે ને (અપેક્ષિત બ્રહ્મજ્ઞાનરૂપી) ફળ આપે છે.

वैराग्यं च मुमुक्षुत्वं तीव्रं यस्य तु विद्यते ।
तस्मिन्नेवार्थवन्तः स्युः फलवन्तः शमादयः ॥३०॥

यस्य तु वैराग्यं मुमुक्षुत्वं च तीव्रं विद्यते, तस्मिन् एव शमादयः अर्थवन्तः फलवन्तः स्युः ।

જે સાધકમાં વૈરાગ્ય અને મુમુક્ષા તીવ્ર પ્રમાણમાં હોય તેના જ શમ વગેરે ગુણો ચરિતાર્થ અને સફળ બને છે. અર્થાત્ તેને જ આત્મા અને પરમાત્માના ઐક્યરૂપી મોક્ષ મળે છે.

एतयोर्मन्दता यत्र विरक्तत्वमुमुक्षयोः ।
मरौ सलिलवत्तत्र शमादेर्भासमात्रता ॥३१॥

यत्र एतयोः विरक्तत्वमुमुक्षयोः मन्दता, तत्र मरौ सलिलवत् शमादेः भासमात्रता ।

જ્યાં વૈરાગ્ય અને મુમુક્ષા ઢીલા હોય ત્યાં મરુભૂમિમાં જળની જેમ શમ વગેરે હોવાનો ખ્યાલ આભાસરૂપ જ સમજવો. અર્થાત્ ત્યાં શમાદિ ડગુમગુ સ્થિતિમાં જ હોય છે.

विरक्तः क्षयो:-विरक्तत्वं च मुमुक्षा च तयोः ।

मोक्षकारणसामग्र्यां भक्तिरेव गरीयसी ।
स्व-स्वरूपानुसन्धानं भक्तिरित्यभिधीयते ॥३२॥
स्वात्मतत्त्वानुसन्धानं भक्तिरित्यपरे जगुः ।

मोक्षकारणसामग्र्यां भक्तिः एव गरीयसी, स्वस्वरूपानुसन्धानं भक्तिः इति अभिधीयते । अपरे स्वात्मतत्त्वानुसन्धानं भक्तिः इति जगुः ।

મોક્ષના કારણોની સામગ્રીમાં 'ભક્તિ' સૌથી ચઢિયાતી છે. પોતાના-આત્માના સ્વરૂપનું અનુસંધાન જ ભક્તિ કહેવાય છે. બીજાઓ વળી આત્માના તાત્ત્વિક સ્વરૂપના વિચાર વિમર્શને ભક્તિ કહે છે.

मोक्षकारणसामग्र्याम्-मोक्षस्य कारणाना सामग्री तस्याम्, स्वस्वरूपानुसन्धानम्-स्वस्य स्वरूपस्य अनुसन्धानम्, स्वात्मतत्त्वानुसन्धानम्-स्वम् एव आत्मा तस्य तत्त्वस्य अनुसन्धानम् ।

उक्तसाधनसम्पन्नः तत्त्वजिज्ञासुरात्मनः ॥३३॥
उपसीदेद् गुरुं प्राज्ञं यस्माद् बन्धविमोक्षणम् ।

उक्तसाधनसम्पन्नः, तत्त्वजिज्ञासुः, आत्मनः प्राज्ञं गुरुम् उपसीदेत् यस्मात् बन्धविमोक्षणम् (भवेत्) ।

ઉપર જણાવેલાં સાધનોથી સંપન્ન બનેલો તત્ત્વજિજ્ઞાસુ પોતાના પ્રાજ્ઞ-સ્થિતપ્રજ્ઞ ગુરુને શરણે જાય, જેનાથી એનો બંધનમાંથી છૂટકારો થઈ શકે.

उक्त...सम्पन्नः–उक्तैः साधनैः सम्पन्नः, तत्त्वजिज्ञासुः–तत्त्वस्य जिज्ञासुः, बन्धविमोक्षणम्–बन्धात् विमोक्षणम् ।

श्रोत्रियोऽवृजिनोऽकामहतो यो ब्रह्मवित्तमः ॥३४॥
ब्रह्मण्युपरतः शान्तो निरिन्धन इवानलः ।
अहैतुकदयासिन्धुर्बन्धुरानमतां सताम् ॥३५॥
तमाराध्य गुरुं भक्त्या प्रह्वप्रश्रयसेवनैः ।
प्रसन्नं तमनुप्राप्य पृच्छेद् ज्ञातव्यमात्मनः ॥३६॥

यो श्रोत्रियः अवृजिनः अकामहतः ब्रह्मवित्तमः ब्रह्मणि उपरतः निरिन्धनः अनलः इव शान्तः अहैतुकदयासिन्धुः आनमतां सतां बन्धुः, तं गुरुं, भक्त्या प्रह्वप्रश्रयसेवनैः (च) प्रसन्नं (कृत्वा) अनुप्राप्य आत्मनः ज्ञातव्यं पृच्छेद् ।

જે શ્રોત્રિય, નિષ્પાપ, કામનાઓથી રહિત, ઉત્તમ બ્રહ્મવેત્તા, બ્રહ્મપરાયણ, બળતણ વગરના અગ્નિની જેમ શાન્ત, અકારણ દયાસાગર અને વિનમ્ર વ્યકિતઓ પ્રત્યે આત્મીયતા રાખે તેવા ગુરુને, વિનીત અને નમ્રતાપૂર્વક સેવાથી તેમજ ભક્તિથી પ્રસન્ન કરીને, તેને શરણે જઈને, પોતાને જે જાણવું હોય તેને લગતો પ્રશ્ન કરવો.

निरिन्धनः–निर्गतम् इन्धनं यस्मात् सः, प्रह्वप्रश्रयसेवनैः–प्रह्वः च प्रश्रयः च सेवनं च तैः ।

स्वामिन् ! नमस्ते नतलोकबन्धो !
कारुण्यसिन्धो ! पतितं भवाब्धौ ।
मामुद्धरात्मीयकटाक्षदृष्ट्या
ऋज्व्यातिकारुण्यसुधाऽभिवृष्ट्या ॥३७॥

*नतलोकबन्धो ! कारुण्यसिन्धो ! स्वामिन् ! ते नमः, आत्मीय कटाक्षदृष्ट्या ऋज्व्या अतिकारुण्यसुधाभिवृष्ट्या, भवाब्धौ पतितं माम् उद्धर ।*

હે પ્રણતજનબન્ધુ, કરુણાસાગર પ્રભો ! તમને નમસ્કાર. તમે તમારી અત્યન્ત કરુણામૃત વરસાવતી સરલ દૃષ્ટિથી ભવસાગરમાં પડેલા મારો ઉદ્ધાર કરો

आत्मीय -दृष्ट्या-आत्मीया चासौ कटाक्षदृष्टि तया, अति वृष्ट्या-अतिकारुण्यमेव सुधा तस्या अभिवृष्टि तया ।

दुर्वारसंसारदवाग्नितप्त
दोधूयमानं दुरदृष्टवातैः ।
भीतं प्रपन्नं परिपाहि मृत्यो
शरण्यमन्यं यदहं न जाने ॥३८॥

दुर्वारसंसारदवाग्नितप्तं दुरदृष्टवातैः दोधूयमानं भीतं प्रपन्नं (माम्) मृत्यो परिपाहि, यत् अहम् अन्यं शरण्यं न जाने ।

ભગવન્ ! જેનાથી છૂટવું અઘરું છે એવા સંસારરૂપી દાવાનળથી સંતપ્ત દુર્ભાગ્યની આંધીમાં હિલોળા ખાતા, ભયભીત અને શરણાગત એવા મને બચાવો, કારણ કે તમારા સિવાય અન્ય કોઈ શરણયોગ્યને હું જાણતો નથી

दुर्वार तप्तम्-दुर्वार संसार एव दवाग्नि तेन तप्त तम्, दुरदृष्टवातैः-दुष्टाश्च ते अदृष्टवाता तैः ।

शान्ता महान्तो निवसन्ति सन्तो वसन्तवल्लोकहितं चरन्तः ।
तीर्णाः स्वयं भीमभवार्णवं जनानहेतुनान्यानपि तारयन्तः ॥३९॥

शान्ता महान्त वसन्तवत् लोकहित चरन्त सन्त नितसन्ति (ये) स्वय भीमभवार्णव तीर्णा अनेनना अन्यान् अपि तारयन्ति ।

અયત શાન્ત એવા મહાન સન્તો વસન્તઋતુની જેમ લોકહિત કરતા રહે છે જે પોતે ભયાનક સંસાર-સાગરને તરી ચૂકયા હોય છે ને બીજા શરણાગત મુમુક્ષુઓને પણ તારે છે

अय स्वभाव स्वत एव यत्परश्रमापनोदप्रवण महात्मनाम् ।
सुधांशुरेष स्वयमर्ककर्कशप्रभाभितप्तामवति क्षिति किल ॥४०॥

महात्मनाम् अय स्वभाव यत् स्वत एव परश्रमापनोदप्रवण (यथा स्यात्तथा चेत प्रवर्तयन्ति) एष सुधाश स्वयम् अर्ककर्कशप्रभाभि तप्ताम् अवनिम् अवति ॥

મહાત્માઓનો આ સ્વભાવ હોય છે કે તેઓ પોતાની મેળે જ પારકાના ક્લેશને દૂર કરવા પ્રવૃત્ત થાય છે આ (અમૃતમય કિરણો વાળો) ચન્દ્રમા પોતાની મેળે જ સૂર્યના કર્કશ તાપથી સંતપ્ત ધરતીને શાતા આપે છે

**परश्रम प्रवणम्**-परेषा श्रमस्य अपनोदने प्रवणम् **अर्क तप्तम्**-अर्कस्य कर्कशा या प्रभा तया तप्ता ताम् ।

ब्रह्मानन्दरसानुभूतिकलितै पूतै सुशीतै सितै-
र्युष्मद्वाक्कलशोज्झितै श्रुतिसुखैर्वाक्यामृतै सेचय ।
सन्तप्त भवतापदावदहनज्वालाभिरेन प्रभो ।
धन्यास्ते भवदीक्षणक्षणगते पात्रीकृता स्वीकृता ॥४१॥

प्रभो ! ब्रह्मानन्दरसानुभूतिकलितै पूतै सुशीतै सितै युष्मद्वाककल-शोज्झितै श्रुतिसुखै वाक्यामृतै, भवतापदावदहनज्वालाभि सतप्तम् एनम् सेचय, भवदीक्षणक्षणगते (ये) पात्रीकृता स्वीकृता ते धन्या ।

હે પ્રભો ! બ્રહ્માનંદની રસાનુભૂતિથી ઉત્પન્ન, પવિત્ર શીતળ અને સ્વચ્છ, આપની વાણીરૂપી કળશથી પિરસાતા, [illegible] આનંદ આપનારા વાક્યોરૂપી અમૃતથી, સંસારતાપરૂપી દાવાનળની જ્વાળાઓથી સંતપ્ત બનેલા મને સિંચો. આપે આપની એક ક્ષણમાત્ર નાખેલી દૃષ્ટિના પાત્ર બનાવી જેને અપનાવી લીધા છે તે ખરેખર ધન્ય છે.

[ ગુરુની કૃપાદૃષ્ટિના પાત્ર બની તેમની અમૃતમયી વાણી સાંભળવી એ પરમ સૌભાગ્યનો વિષય છે ]

ब्रह्मानन्द कलितैः — यदा एव रसानन्दः तस्य अनुभूत्या कलितैः — मिश्रितैः, वाक्यैः . कलशैः — वाक् एव कलशः तस्मात् उज्झितैः = निर्गलितैः, भवदीक्षण गतैः — भवतः ईक्षणस्य कृपया गतिं तस्याः ।

कथं तरेयं भवसिन्धुमेतं का वा गतिर्मे कतमोऽस्त्युपायः ।
जाने न किञ्चित् कृपयाऽव मां भो संसारदुःखक्षतिमातनुष्व ॥४२॥

एतं भवसिन्धुं कथं तरेयम् ? का वा मे गतिः ? कतमः उपायः अस्ति ? किञ्चित् न जाने, भो ! कृपया माम् अव, संसारदुःखक्षतिम् आतनुष्व ।

આ ભવસાગરને હું કેમ તરીશ ? મારી શી ગતિ થશે ? આનો ઉપાય શો ? આમાંનું હું કંઈ જાણતો નથી હે ગુરો ! મને કૃપા કરી ઉગારો. મારા સંસારદુઃખને પરહરો.

तथा वदन्तं शरणागतं स्वं संसारदावानलतापतप्तम् ।
निरीक्ष्य कारुण्यरसार्द्रदृष्ट्या दद्यादभीतिं सहसा महात्मा ॥४३॥

महात्मा तथा वदन्तं स्वं शरणागतं संसारदावानलतापतप्तं कारुण्यरसार्द्रदृष्ट्या निरीक्ष्य, सहसा अभीतिं दद्यात् ।

મહાત્માએ ઉપર પ્રમાણે બોલતા પોતાના શરણે આવેલા, સંસારરૂપી દાવાનળના સંતાપથી સંતપ્ત મુમુક્ષુને, કરુણારસથી નીતરતી નજરે જોઈ, વિના વિલંબે અભયદાન આપવું જોઈએ.

विद्वान् स तस्मा उपपत्तिमीयुपे मुमुक्षवे साधु यथोक्तकारिणे ।
प्रशान्तचित्ताय शमान्विताय तत्त्वोपदेशं कृपयैव कुर्यात् ॥४४॥

स विद्वान् उपपत्तिम् ईयुपे, मुमुक्षवे, साधु यथोक्तकारिणे, प्रशान्त-चित्ताय, शमान्विताय, कृपया एव तत्त्वोपदेशं कुर्यात् ।

આત્મજ્ઞાની ગુરુએ ઉપર કહ્યા પ્રમાણે શરણે આવેલા મોક્ષવાંછુને —જે કહ્યું કરતો હોય, જેનું ચિત્ત શાન્ત હોય, જેના રાગદ્વેષો શમી ગયા છે—તેને, કૃપા કરી તત્ત્વનો—આત્મસ્વરૂપનો ઉપદેશ કરવો.

यथोक्तकारिणे—यथोक्तं करोति इति यथोक्तकारी तस्मै । शमान्विताय —शमेन अन्वितः तस्मै ।

श्रीगुरुरुवाच (શ્રી ગુરુ બોલ્યા)

मा भैष्ट विद्वंस्तव नास्त्यपायः संसारसिन्धोस्तरणेऽस्त्युपायः ।
येनैव याता यतयोऽस्य पारं तमेव मार्गं तव निर्दिशामि ॥४५॥

विद्वन् ! मा भैष्ट, तव अपायः नास्ति, संसारसिन्धोः तरणे उपायः अस्ति, येन एव यतयः अस्य पारं याताः तम् एव मार्गं तव निर्दिशामि ।

હે વિદ્વાન્, ભય રાખીશ નહિ, તારો નાશ નહિ થાય, સંસાર તરવાનો ઉપાય છે. જે માર્ગથી યોગીઓ સંસાર તરી ગયા તે માર્ગ તને બતાવું છું.

अस्त्युपायो महान् कश्चित् संसारभयनाशनः ।
तेन तीर्त्वा भवाम्भोधिं परमानन्दमाप्स्यसि ॥४६॥

संसारभयनाशनः कश्चित् महान् उपायः अस्ति, येन भवाम्भोधिं तीर्त्वा परमानन्दम् आप्स्यसि ।

સંસારનો ભય નિર્મૂળ કરનાર કોઈ એક ઉપાય છે, જેનાથી ભવસાગરને તરી તું પરમ આનંદ પામીશ.

वेदान्तार्थविचारेण जायते ज्ञानमुत्तमम् ।
तेनात्यन्तिकसंसारदुःखनाशो भवत्यनु ॥४७॥

वेदान्तार्थविचारेण उत्तमं ज्ञानं जायते, तेन अनु आत्यन्तिक-संसारदुःखनाशः भवति ।

વેદાન્ત વાક્યોના અર્થનો વિચાર (ચિંતન મનન) કરવાથી ઉત્તમ જ્ઞાન થાય છે. તે પછી સંસારદુઃખનો આત્યંતિક નાશ થાય છે.

[ઉપનિષદો વેદોના અન્ત–સારરૂપ છે તેથી તેમને વેદાન્ત કહે છે. ઉપનિષદોનો તાત્પર્યાર્થ બતાવતાં બ્રહ્મસૂત્રો ભગવદ્ગીતા તેમજ અન્ય ગ્રંથોને પણ 'વેદાન્ત' શબ્દથી ઓળખાવાય છે.]

वेदान्त...विचारेण–वेदानाम् अन्तः = अन्तभागः सारो वा, तस्य अर्थः = तात्पर्यार्थः तस्य विचारः तेन ।

श्रद्धाभक्तिध्यानयोगान्मुमुक्षो
मुक्तेर्हेतून् वक्ति साक्षात् श्रुतेर्गीः ।
यो वा एतेष्वेव तिष्ठत्यमुष्य
मोक्षोऽविद्याकल्पिताद् देहबन्धात् ॥४८॥

श्रुतेः गीः श्रद्धाभक्तिध्यानयोगान् मुमुक्षोः मुक्तेः साक्षात् हेतून् वक्ति, यः वा एतेषु एव तिष्ठति, अमुष्य अविद्याकल्पितात् देहबन्धात् मोक्षः (भवति) ।

વેદવાણી શ્રદ્ધા, ભક્તિ, ધ્યાન અને યોગને મુમુક્ષુજનની મુક્તિનાં સાક્ષાત્ સાધન ગણાવે છે. જે કોઈ આ સાધનોનું સ્થિરભાવે અનુષ્ઠાન કરે છે તેનો, અવિદ્યાથી માની લીધેલાં દેહજન્ય બંધનોથી મોક્ષ થાય છે.

श्रद्धा...योगान्–श्रद्धा च भक्तिः च ध्यानं च योगः च तान्, अविद्याकल्पितात्–अविद्यया कल्पितं तस्मात्, देहबन्धात्–देहः एव बन्धः तस्मात् ।

अनात्मयोगात् परमात्मनस्तत्र ह्यनात्मवन्धस्तत एव संसृतिः ।
तयोर्विवेकोदित बोधवह्नि-रज्ञानकार्यं प्रदहेत् समूलम् ॥४९॥

परमात्मन तव अज्ञानयोगात् हि अनात्मबन्ध , तत एव संसृति ,
तयो विवेकोदितबोधवह्नि अज्ञानकार्यं समूलं प्रदहेत् ।

તુ પરમાત્મા જ છે (પરંતુ) અજ્ઞાનના સંબંધથી અનાત્મરૂપ દેહાદિનું બંધન પામ્યો છે તેથી જ સંસાર છે પરમાત્મા અને અનાત્માના વિવેકજ્ઞાનરૂપી અગ્નિ આ અજ્ઞાનપ્રસૂત સંસારને મૂળ સાથે સળગાવી દેશે

**परमात्मन** -परम च असौ आत्मा तस्य, **अनात्मबन्ध** -अनात्मना बन्ध विवेक वह्नि -विवेकात् उदित य बोधवह्नि, **अज्ञानकार्यम्**- अज्ञान च (तस्य) कार्यं च तयो समाहार ।

शिष्य उवाच (શિષ્યે પૂછયું)

कृपया श्रूयता स्वामिन् प्रश्नोऽय क्रियते मया ।
यदुत्तरमहं श्रुत्वा कृतार्थः स्यां भवन्मुखात् ॥५०॥

स्वामिन् ! कृपया श्रूयताम्, मया अयं प्रश्न क्रियते, यदुत्तरम् अहं भवन्मुखात् श्रुत्वा कृतार्थः स्याम् ।

સ્વામી ! કૃપા કરીને સાંભળો હું જે પ્રશ્ન કરું છું તેનો ઉત્તર આપના મુખથી સાંભળી કૃતાર્થ બનીશ

कृतार्थ -कृत = सम्पन्न अर्थ यन स ।

को नाम बन्ध ? कथमेष आगत ?
कथं प्रतिष्ठास्य ? कथं विमोक्ष ? ।
कोऽसावनात्मा ? परम क आत्मा ?
तयोर्विवेक कथमेतदुच्यताम् ॥५१॥

बन्धो नाम कः ? एष कथम् आगतः ? अस्य प्रतिष्ठा कथम् ? कथं विमोक्षः ? असौ अनात्मा कः ? परमः आत्मा कः ? तयोः विवेकः कथम् ? एतत् उच्यताम् ।

બંધન છે શું ? એ કઈ રીતે આવ્યું ? એ કઈ રીતે જામી પડ્યું છે ? એમાંથી છૂટકારો કેમ થાય ? અનાત્મા શું છે ? પરમ આત્મા કોણ છે ? આત્મા અને અનાત્માનો વિવેક કઈ રીતે થાય ? આ બધું કહો.

### श्रीगुरुरुवाच (શ્રી ગુરુ બોલ્યા)

धन्योऽसि कृतकृत्योऽसि पावितं ते कुलं त्वया ।<br>
यदविद्याबन्धमुक्त्या ब्रह्मीभवितुमिच्छसि ॥५२॥

धन्यः असि, कृतकृत्यः असि, त्वया ते कुलं पावितम्, यद् अविद्याबन्धमुक्त्या ब्रह्मीभवितुम् इच्छसि ।

(વત્સ !) તું ધન્ય છે, કૃતકૃત્ય છે, તેં તારું કુળ પવિત્ર કર્યું છે કારણ કે તું અવિદ્યાના બંધનથી મુક્તિ મેળવી બ્રહ્મભાવ પામવા ઇચ્છે છે.

[आश्चर्यवत् पश्यति कश्चिदेनम्, तथा मनुष्याणां सहस्रेषु વગેરે કઠોપનિષદ્ અને ગીતામાં જણાવ્યા પ્રમાણે આ માને લગતી જિજ્ઞાસા વિરલ છે આ આનું તાત્પર્ય છે.]

ब्रह्मीभवितुम्—न ब्रह्म अब्रह्म, अब्रह्म ब्रह्म इव भवितुं ब्रह्मीभवितुम् આ રીતનો સમાસ કરવામાં જીવ આમાં બ્રહ્મજ્ઞાન થતાં પહેલાં બ્રહ્મરૂપ ન હતો એવો અર્થ થાય જે સિદ્ધાન્તને અનુરૂપ નથી માટે વિસ્મરણને લીધે પોતાને બ્રહ્મ ન સમજતા કર્તા ભોક્તા, સંસારી માનનાર જીવનું વેદાન્ત વિચાર પછી પોતે બ્રહ્મ હોવાનું સંસ્મરણ જ અહીં ब्रह्मीभवितुम् નો અર્થ સમજવો 'अभूततद्भावे च्वि' આ પાણિનીના સૂત્રને અહીં વિસ્મરણ તથા સંસ્મરણના યોગમાં વપરાયેલું સમજવું ]

अविद्याबन्धमुक्त्या—अविद्या एव अथवा अविद्याजन्य बन्ध तस्मात् मुक्ति तया ।

ऋणमोचनकर्तार पितु सन्ति सुतादय ।
बन्धमोचनकर्ता तु स्वस्मादन्यो न कश्चन ॥५३॥

पितु ऋणमोचनकर्तार सुतादय सन्ति, बन्धमोचनकर्ता तु स्वस्मात् अन्य न कश्चन ।

પિતાને ઋણમાથી મુક્ત કરાવનાર તો પુત્ર વગેરે હોય છે—હોઈ શકે છે, પરતુ સસારના બન્ધનમાથી મુક્તિ અપાવનાર પોતાની જાત સિવાય કોઈ નથી

ऋणमोचनकर्तार—ऋणात् मोचनस्य कर्तार, सुतादय—सुत आदि येषा ते, बन्ध॰ कर्ता—बन्धात् मोचनस्य कर्ता ।

मस्तकन्यस्तभारादेर्दु खमन्यैर्निवार्यते ।
क्षुधादिकृतदु खं तु विना स्वेन न केनचित् ॥५४॥

अन्यै मस्तकन्यस्तभारादे दु ख निवार्यते । क्षुधादिकृतदु ख तु स्वेन विना न केनचित् (निवार्यते) ।

(જેમ) મસ્તક પર મૂકેલા ભારનુ દુ ખ અન્ય વ્યક્તિઓ દૂર કરી શકે છે (તેમ) ભૂખતરસના દુ ખમા બનતુ નથી એ તો જાતે જ (ખાઈ પીને) ટાળવાનુ હોય છે

मस्तक रादे—मस्तके न्यस्त य भार स आदि यस्य तस्य, क्षुधा दु खम्—क्षुत् आदि येषा त कृत दु खम् ।

पथ्यमौषधसेवा च क्रियते येन रोगिणा ।
आरोग्यसिद्धिर्दृष्टास्य नान्यानुष्ठितकर्मणा ॥५५॥

येन रोगिणा पथ्यम् औषधसेवा च क्रियते तस्य आरोग्यसिद्धि दृष्टा, अन्यानुष्ठितकर्मणा न ।

જે રોગી જાતે આહારવિહારની પરહેજ પાળે અને ઔષધ ખાય તેને જ આરોગ્ય પ્રાપ્ત થાય છે, એના વતી બીજુ કોઈ તેમ કરે તો

રોગી સાજો થતો નથી. [અગાઉ બે શ્લોકમાં બાહ્ય અનિષ્ટની નિવૃત્તિનો વિચાર છે ને આમાં આંતરનો.]

अन्यानुष्ठित कर्मणा–अन्येन अनुष्ठित कर्म तेन ।

वस्तुस्वरूपं स्फुटबोधचक्षुषा स्वेनैव वेद्यं न तु पण्डितेन ।
चन्द्रस्वरूपं निजचक्षुषैव ज्ञातव्यमन्यैरवगम्यते किम् ? ॥५६॥

स्फुटबोधचक्षुषा स्वेन एव वस्तुस्वरूपं वेद्यम्, न तु पण्डितेन, निजचक्षुषा एव चन्द्रस्वरूप ज्ञातव्यम्, किम् (तद्) अन्यैः अवगम्यते ?

સ્પષ્ટ જ્ઞાનરૂપી આંખથી પોતાની જાતે જ વસ્તુનું યથાર્થ રૂપ જાણવું જોઈએ, કોઈ પંડિત દ્વારા નહિ. ચન્દ્રનું સ્વરૂપ (ચંદ્રનું રમણીય રૂપ) પોતાની આંખે જ જાણવું પડે છે. શું તે બીજાઓ દ્વારા જાણી શકાય ? અર્થાત્ બીજાથી રૂપનું માધુર્ય અનુભવાતું નથી.

स्फुट. चक्षुषा–स्फुटः बोधः एव चक्षुः तेन ।

अविद्याकामकर्मादिपाशबन्धं विमोचितुम् ।
कः शक्नुयाद् विनात्मानं कल्पकोटिशतैरपि ॥५७॥

अविद्याकामकर्मादिपाशबन्ध कल्पकोटिशतैः अपि आत्मान विना मोचयितु कः शक्नुयाद् ?

અવિદ્યા–અનાદિકાળથી ચાલ્યું આવતું અજ્ઞાન, કામનાઓ અને કર્મો વગેરેના ફાંસાને કરોડો કલ્પો સુધી પણ પોતાની જાત સિવાય કોણ છોડી શકે તેમ છે ? (અર્થાત્ સ્વપ્રયત્નથી જ અવિદ્યાદિ ટાળી શકાય, આપ મુવે જ સ્વર્ગે જવાય.)

अविद्या...बन्धम्–अविद्या च कामाः च कर्माणि च तानि आदीनि येषा तेषां पाशाकृतः बन्धः तम् ।

न योगेन न सांख्येन कर्मणा नो न विद्यया ।
ब्रह्मात्मैकत्वबोधेन मोक्षः सिद्ध्यति नान्यथा ॥५८॥

मोक्षः न योगेन न साङ्ख्येन न कर्मणा न विद्यया सिद्ध्यति, (सः) ब्रह्मात्मैकत्वबोधेन सिद्ध्यति, अन्यथा न ।

મોક્ષ ન યોગ[૧]થી ન સાંખ્ય[૨]થી ન કર્મ[૩]થી કે ન વિદ્યા[૪]થી સિદ્ધ થાય. એ તો બ્રહ્મ અને જીવાત્માની એકતાના (વિશુદ્ધ) બોધથી જ સિદ્ધ થાય છે, બીજા કોઈ ઉપાયથી નહિ.

[૧. યોગ–પતંજલિપ્રણીત યોગ, ૨. સાંખ્ય–કપિલમુનિ પ્રણીત સાંખ્યદર્શનનું જ્ઞાન, ૩. કર્મ–મીમાંસા શાસ્ત્રે ચર્ચેલાં યજ્ઞાદિ કર્મો, ૪. વિદ્યા–ઉપાસના અથવા ધ્યાન, જેનું વિદ્યા શબ્દથી ઉપનિષદો તેમજ બ્રહ્મસૂત્રોમાં નિરૂપણ થયું છે.]

ब्रह्मा...बोधेन–ब्रह्म च आत्मा च तयोः एकत्वम् तस्य बोधः ।

वीणाया रूपसौन्दर्यं तन्त्रीवादनसौष्ठवम् ।
प्रजारञ्जनमात्रं तद् न साम्राज्याय कल्पते ॥५९॥
वाग्वैखरी शब्दझरी शास्त्रव्याख्यानकौशलम् ।
वैदुष्यं विदुषां तद्वद्भुक्तये न तु मुक्तये ॥६०॥

(यथा) वीणायाः रूपसौन्दर्यम्, तन्त्रीवादन कौशलम्, तत् प्रजारञ्जनमात्रम् साम्राज्याय न कल्पते; (तथा) वैखरी वाक्, शब्दझरी, शास्त्र व्याख्यान-कौशलम्, विदुषा वैदुष्यम् भुक्तये न मुक्तये ।

જે રીતે વીણાનું ફુટડાપણું તેમજ તંત્રીને વગાડવાની કુશળતા પ્રજાનું મનોરંજન કરવામાં કામ લાગે પરંતુ એથી સામ્રાજ્ય ન મળી જાય, તે જ રીતે કર્ણપ્રિય વાણી, અવિચ્છિન્ન શબ્દપ્રવાહ, શાસ્ત્ર–વ્યાખ્યાનની ચતુરતા તેમજ વિદ્વત્તા; આ બધું વિદ્વાનને ભોગ ભોગવવામાં ખપ લાગે, મુક્તિ મેળવવામાં નહિ

तन्त्रीवादनकौशलम्–तन्त्र्याः वादने कौशलम्, प्रजा...मात्रम्–प्रजायाः रञ्जनम् एव इति...मात्रम्, शास्त्र...कौशलम्–शास्त्रस्य व्याख्याने कौशलम् ।

अविज्ञाते परे तत्त्वे शास्त्राधीतिस्तु निष्फला ।
विज्ञातेऽपि परे तत्त्वे शास्त्राधीतिस्तु निष्फला ॥६१॥

परे तत्त्वे अविज्ञाते शास्त्राधीतिः तु निष्फला, परे तत्त्वे विज्ञाते तु शास्त्राधीतिः निष्फला (भवति) ।

બ્રહ્મરૂપી પરમ તત્ત્વનુ જ્ઞાન ન થાય તો શાસ્ત્રનુ અધ્યયન નિષ્ફળ છે, તે જ રીતે પરમ તત્ત્વનુ જ્ઞાન થયા પછી પણ શાસ્ત્રનુ અધ્યયન નિષ્ફળ–નિષ્પ્રયોજન છે

शब्दजालं महारण्यं चित्तभ्रमणकारणम् ।
अतः प्रयत्नाज्ज्ञातव्यं तत्त्वज्ञात्तत्त्वमात्मनः ॥६२॥

शब्दजालं चित्तभ्रमणकारणं महारण्यं (अस्ति), अतः तत्त्वज्ञात् आत्मनः तत्त्वं प्रयत्नात् ज्ञातव्यम् ।

શબ્દજાળ તો ચિત્તને ભટકાવનારુ મહાવન છે, માટે તત્ત્વજ્ઞાની પાસેથી આત્માનુ વાસ્તવિક તત્ત્વ-સ્વરૂપ પ્રયત્નપૂર્વક જાણવુ ઘટે.

[नानुध्यायेद्बहून् शब्दान् वाचो विग्लापनं हि तत्–આત્મ શબ્દોને જ ફંફોળતા ન રહેવુ, એમ કરવાથી વાણીને થકવવા સિવાય કાંઈ મળતુ નથી આ ઉપનિષદ્ વચનનો આમા પડઘો છે]

महारण्यम्–महत् च तत् अरण्यम्, तत्त्वज्ञात्–तत्त्वं जानाति इति तत्त्वज्ञः तस्मात् ।

अज्ञानसर्पदष्टस्य ब्रह्मज्ञानौषधं विना ।
किमु वेदैश्च शास्त्रैश्च किमु मन्त्रैः किमौषधैः ॥६३॥

अज्ञानसर्पदष्टस्य ब्रह्मज्ञानौषधं विना किमु वेदैः ? किमु शास्त्रैः ? किमु मन्त्रैः ? किमु औषधैः च ?

જેને અજ્ઞાનરૂપી ઝેરી સાપ ડસ્યો હોય તેને બ્રહ્મજ્ઞાન સિવાય વેદો શાસ્ત્રો, મંત્રો, અને ઓસડ શા ખપના ? અર્થાત્ અજ્ઞાનરૂપી ઝેર દૂર કરવામાં બ્રહ્મજ્ઞાન જ એક માત્ર ઉપાય છે બીજા બધા તાત્કાલિક વિષયસુખ આપનારાં અર્થાત્ થાગ થીગડ જેવાં છે (માટે જ આક્ષેપાત્મક ભાષાથી તેમનો અનાદર કર્યો છે)

अज्ञान...दष्टस्य–अज्ञानम् एव सर्पः तेन दष्टः तस्य, ब्रह्म-ज्ञानौषधम्-ब्रह्मज्ञानम् एव औषधम् तत् ।

न गच्छति विना पानं व्याधिरौषधशब्दतः ।
विनाऽपरोक्षानुभवं ब्रह्मशब्दैर्न मुच्यते ॥६४॥

(यथा) विना पानम् औषधिशब्दतः व्याधिः न गच्छति, (तथा) विना अपरोक्षानुभवं ब्रह्मशब्दैः न मुच्यते ।

(જેમ) ઔષધ પીધા વગર એના નામનું રટણ કરવાથી રોગ જતો નથી. (એ જ રીતે) અપરોક્ષ-સાક્ષાત્ અનુભવ કર્યા વગર 'બ્રહ્મ' શબ્દનું રટણ કરવાથી મુક્તિ મળતી નથી.

अपरोक्षानुभवम्–अपरोक्षः च असौ अनुभवः तम्, ब्रह्मशब्दैः–ब्रह्म = ब्रह्मवाचकाः च ते शब्दाः तैः ।

अकृत्वा दृश्यविलयमज्ञात्वा तत्त्वमात्मनः ।
बाह्यशब्दैः कुतो मुक्तिरुक्तिमात्रफलैर्नृणाम् ॥६५॥

दृश्यविलयम् अकृत्वा, आत्मनः तत्त्वम् अज्ञात्वा, उक्तिमात्रफलैः बाह्यशब्दैः नृणां कुतः मुक्तिः ।

દશ્ય જગતનો વિલય કર્યા વગર અને આત્માના વાસ્તવિક સ્વરૂપનું જ્ઞાન મેળવ્યા વગર, બહારના કેવળ બોલવાની ખાતર બોલાતા ઠાલા શબ્દોથી માણસોની મુક્તિ શી રીતે થાય?

अकृत्वा शत्रुसंहारमगत्वाखिलभूश्रियम् ।
राजाहमिति शब्दान्नो राजा भवितुमर्हति ॥६६॥

शत्रुसंहारम् अकृत्वा, अखिलभूश्रियम् अगत्वा, 'अहम् राजा' इति शब्दात् राजा भवितुम् न अर्हति ।

શત્રુઓનો સંહાર કર્યા વિના, આખી પૃથ્વીની લક્ષ્મી પ્રાપ્ત કર્યા વિના, 'હું રાજા છું' એમ (કહેવાથી) રાજા બનવા યોગ્ય થઈ શકાતું નથી.

आप्तोक्तिं खननं तथोपरिशिलाद्युत्कर्षणं स्वीकृति
निक्षेपः समपेक्षते न हि बहिः शब्दैस्तु निर्गच्छति ।
तद्वद् ब्रह्मविदोपदेशमननध्यानादिभिर्लभ्यते
मायाकार्यतिरोहितं स्वममलं तत्त्वं न दुर्युक्तिभिः ॥६७॥

(यद्वत्) निक्षेपः आप्तोक्तिं खननं तथा उपरिशिलाद्युत्कर्षणं स्वीकृतिं (च) समपेक्षते, न हि बहिः शब्दैः तु निर्गच्छति; तद्वत् ब्रह्मविदा उपदेशमननध्यानादिभिः मायाकार्यतिरोहितं स्वम् अमलं तत्त्वं (लभ्यते), न दुर्युक्तिभिः ।

જેમ ધરતીમાં ગાડેલું-દાટેલું ધન મેળવવા કોઈ વિશ્વસ્ત વ્યક્તિનું કથન સાંભળી, પછી તેણે બતાવેલી જગા પરથી પથ્થર વગેરે દૂર કરવા ને ખોદવું, તે પછી ધન દેખાય ત્યારે એને બહાર કાઢવું, આ બધાની અપેક્ષા રાખે છે. કેવળ 'ધન મને મળી જાઓ' આવા શબ્દો બોલવા માત્રથી મળી જતું નથી. તે જ રીતે સૌ પ્રથમ બ્રહ્મજ્ઞાનીનો ઉપદેશ ગ્રહણ કરી તેના કહ્યા પ્રમાણે ચિંતન, મનન અને ધ્યાન વગેરે સાધના કરવાથી જ માયા તેમજ માયાનાં કાર્ય અહંકાર વગેરેથી છુપાયેલું આત્મારૂપી નિર્મળ તત્ત્વ પ્રાપ્ત થાય છે, નિરર્થક બકવાટ કર્યાથી પ્રાપ્ત થતું નથી.

मायाकार्यतिरोहितम्—माया च तत्कार्यं च ताभ्यां तिरोहितम् ।

तस्मात् सर्वप्रयत्नेन भवबन्धविमुक्तये ।
स्वैनैव यत्नः कर्तव्यो रोगादाविव पण्डितैः ॥६८॥

तस्मात् भवबन्धविमुक्तये सर्वप्रयत्नेन स्वेन एव पण्डितैः रोगादौ इव यत्नः कर्तव्यः ।

એટલા માટે સંસારના બંધનથી મુક્ત થવા બધી રીતે, રોગાદિ ટાળવા કરાય છે તેમ, પંડિતોએ પોતે જ પ્રયત્ન કરવો જોઈએ.

यस्त्वयाऽद्य कृतः प्रश्नो वरीयाञ्छास्त्रविन्मतः ।
सूत्रप्रायो निगूढार्थो ज्ञातव्यश्च मुमुक्षुभिः ॥६९॥

यः त्वया अद्य प्रश्नः कृतः (सः) वरीयान् शास्त्रविन्मतः, सूत्रप्रायः, निगूढार्थः मुमुक्षुभिः च ज्ञातव्यः ।

જે તેં હમણાં પ્રશ્ન કર્યો તે ઉત્તમ છે, વિદ્વાનો એનું સમર્થન કરે છે. તારો પ્રશ્ન સૂત્ર જેવો સૂક્ષ્મ અને ગૂઢાર્થવાળો છે. મુમુક્ષુઓએ એને જાણવો જ જોઈએ.

शास्त्रविन्मतः-शास्त्रं विदन्ति ते शास्त्रविदः तैः मतः, निगूढार्थः-निगूढः अर्थः यस्य सः ।

शृणुष्वावहितो विद्वन् ! यन्मया समुदीर्यते ।
तदेतच्छ्रवणात् सद्यो भवबन्धाद् विमोक्ष्यसे ॥७०॥

विद्वन् ! यत् मया समुदीर्यते तत् अवहितः शृणु, एतत् श्रवणात् भवबन्धात् सद्यः विमोक्ष्यसे ।

વિદ્વન્‌! હું જે કહું તે સાવધાન થઈને સાંભળ, એ સાંભળીને (એનું યથાર્થપણે તાત્પર્ય સમજીને) ભવના બંધનથી શીઘ્ર મુક્ત થઈ જઈશ.

मोक्षस्य हेतुः प्रथमो निगद्यते
वैराग्यमत्यन्तमनित्यवस्तुषु ।
ततः शमश्चापि दमस्तितिक्षा
न्यासः प्रसक्ताखिलकर्मणां भृशम् ॥७१॥

अनित्यवस्तुषु अत्यन्तं वैराग्यं मोक्षस्य प्रथमः हेतुः निगद्यते । ततः शमः दमः तितिक्षा च भृशं प्रसक्ताखिलकर्मणां न्यासः ।

અનિત્ય વસ્તુઓમાં અત્યન્ત વૈરાગ્ય મોક્ષનું પ્રથમ કારણ કહેવાય છે. એ પછી શમ, દમ, તિતિક્ષા અને આસક્તિથી કરાતાં બધાં કર્મોનો ત્યાગ (જરૂરી છે).

प्रसक्ताखिलकर्मणाम्-प्रसक्तानि अखिलानि कर्माणि तेषाम् ।

ततः श्रुतिस्तन्मननं सतत्त्व-
ध्यानं चिरं नित्यनिरन्तरं मुनेः ।
ततोऽविकल्पं परमेत्य विद्वा-
निहैव निर्वाणसुखं समृच्छति ॥७२॥

मुनेः ततः श्रुतिः, तन्मननम्, नित्यनिरन्तरं चिरं सतत्त्वध्यानम्, ततः विद्वान् अविकल्पं परम् एत्य, इह एव निर्वाणसुखं समृच्छति ।

મનનશીલ મુનિએ એ પછી શ્રુતિનાં (આત્મા-પરમાત્માની એકતા બોધક) વાક્યોનું શ્રવણ કરવું, ને પછી એ વાક્યોનું મનન અને નિત્ય નિરંતર દીર્ઘકાળ સુધી આત્મતત્ત્વનું ધ્યાન કરવું જોઈએ. ત્યાર પછી વિદ્વાનને નિર્વિકલ્પ પરમાત્માની પ્રાપ્તિ થાય છે ને તે આ શરીરમાં જ મોક્ષસુખ મેળવે છે.

[અગાઉ કહ્યાં તે શમાદિ બાહ્ય સાધનો છે. તેમના સેવનથી વેદાન્તજ્ઞાનની પાત્રતા સાંપડે છે. 'શ્રવણ' એટલે વેદાન્તવાક્યોનું તાત્પર્ય આત્મા-પરમાત્માના ઐક્યમાં છે એવો અર્થબોધ. 'મનન' એટલે વેદાન્ત પ્રતિપાદ્ય અર્થમાં પ્રત્યક્ષ વગેરે પ્રમાણોથી જણાતા વિરોધનો તર્ક દ્વારા પરિહાર અને વસ્તુતત્ત્વનો નિર્ણય. નિર્ણિત આત્મસ્વરૂપમાં એકાગ્ર થવું ને દરેક અવસ્થામાં એની જ ભાવના કરવી એનું નામ 'ધ્યાન' છે. આ ત્રણ સાધનો અંતરંગ ગણાય છે. ધ્યાન પછી આ શરીરમાં રહીને જ આત્મા-પરમાત્માના ઐક્યબોધને લીધે ઉદ્‌ભવતું પરમ સુખ મળે છે વેદાન્ત દ્વારા નિષ્પન્ન મોક્ષ-સુખ 'અપરોક્ષ' અનુભવરૂપ છે. જન્માન્તર કે લોકાન્તરમાં પ્રાપ્તિનો એમાં વાયદો નથી.]

सतत्त्वध्यानम्-तत्त्वेन सहितं ध्यानम् ।

यद् बोद्धव्यं त्वयेदानीमात्मानात्मविवेचनम् ।
तदुच्यते मया सम्यक् श्रुत्वात्मन्यवधारय ॥७३॥

तव इदानीं यद् आत्मानात्मविवेचनं बोद्धव्यं तत् मया उच्यते, सम्यक् श्रुत्वा आत्मनि अवधारय ।

આત્મા અને અનાત્માનો જે વિવેક–ભેદ તારે જાણવો જોઈએ. હવે તે હું તને કહું છું. એને સારી પેઠે સાંભળી હૃદયમાં ગ્રહણ કર.

**સ્થૂલ શરીર**

मज्जास्थिमेदःपलरक्तचर्म-
त्वगाह्वयैर्धातुभिरेभिरन्वितम् ।
पादोरुवक्षोभुजपृष्ठमस्तकै-
रङ्गैरुपाङ्गैरुपयुक्तमेतत् ॥७४॥
अहं ममेति प्रथितं शरीरं
मोहास्पदं स्थूलमितीर्यते बुधैः ।

मज्जास्थिमेदःपलरक्तचर्मत्वगाह्वयैः धातुभिः एभिः अन्वितम्, पादोरुवक्षो भुजपृष्ठमस्तकैः अङ्गैः उपाङ्गैः उपयुक्तम्, एतत् अहं मम इति प्रथित मोहास्पद बुधैः स्थूल शरीरम् इति ईर्यते ।

મજ્જા, હાડકાં, મેદ, માંસ, લોહી, ત્વચા અને ચામડી વગેરે ધાતુઓથી યુક્ત; પગ, જાંઘ, છાતી, હાથ, પીઠ અને માથું; આ બધાં અંગો તથા (આંગળીઓ) વગેરે ઉપાંગોથી ઉપયોગી બનતું, જે હું તેમજ મારું આવા ભાવોથી પ્રસિદ્ધ તેમજ મોહનો આશ્રય બને છે તેને વિદ્વાનો સ્થૂલ શરીર કહે છે.

मज्जा...ह्वयैः-मज्जा च अस्थीनि च मेदः च पल च रक्त च चर्म च त्वक् च तानि आह्वयानि = नामानि येषां तैः । पादो...मस्तकैः पादौ च उरू च वक्ष. च भुजौ च पृष्ठं च मस्तकं च तैः ।

नभोनभस्वद्दहनाम्बुभूमयः
सूक्ष्माणि भूतानि भवन्ति तानि ॥७५॥
परस्परांशैर्मिलितानि भूत्वा
स्थूलानि च स्थूलशरीरहेतवः ॥
मात्रास्तदीया विषया भवन्ति
शब्दादयः पञ्च सुखाय भोक्तुः ॥७६॥

नभोनभस्वद्दहनाम्बुभूमयः सूक्ष्माणि भूतानि भवन्ति, तानि परस्परांशैर्मिलितानि भूत्वा स्थूलानि स्थूलशरीरहेतवः च भवन्ति। तन्मात्रा शब्दादयः भोक्तुः सुखाय पञ्च विषया भवन्ति।

આકાશ, વાયુ, અગ્નિ, જલ અને પૃથ્વી, આ મૂળરૂપે સૂક્ષ્મ ભૂત છે તેમના અંશો પરસ્પરમાં ભળે ત્યારે એ સ્થૂલ મહાભૂત બની સ્થૂલ શરીરના કારણ થાય છે આ પાંચ મહાભૂતો જેમાંથી બને છે તે પાંચ સૂક્ષ્મ તન્માત્રાઓ છે જે ભોક્તા જીવના સુખ માટે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધ, આમ પાંચ વિષયો ગણાય છે

[વેદાન્તના વિદ્વાનોના મતે મહત્ તત્ત્વમાંથી શબ્દાદિ પાંચ તન્માત્રાઓ જન્મે છે જે આકાશાદિ પાંચ મહાભૂતોનું કારણ છે દરેક તન્માત્રાના પ્રથમ બે સરખા ભાગ કરવા અડધો ભાગ વળી ચાર ભાગમાં વિભક્ત કરવો શબ્દ તન્માત્રાનો અડધો ભાગ અને બીજી ચાર તન્માત્રાઓના ચાર અષ્ટમાંશોની ભેળસેળથી 'આકાશ' મહાભૂત બને છે એ જ રીતે સ્પર્શ તન્માત્રાનો અડધો ભાગ બીજી ચાર તન્માત્રાઓના અષ્ટમાંશો સાથે મળી વાયુ નામનું 'ભૂત' બને છે બાકીના ત્રણનું પણ આમ જ સમજવું આને 'પંચીકરણ' પ્રક્રિયા કહે છે પૂર્વ પૂર્વ ભૂતની અપેક્ષાએ ઉત્તરોત્તર ભૂત સ્થૂલ હોય છે ને એમાં પૂર્વ પૂર્વ ભૂતના ગુણો ઊતરી આવે છે એટલે કે આકાશનો ગુણ શબ્દ તે વાયુમાં ઊતરે. વાયુનો પોતાનો સ્પર્શ ગુણ છે આથી આકાશ કેવળ શબ્દગુણવાળું પરંતુ વાયુ શબ્દ અને સ્પર્શ એમ બે ગુણવાળો હોય છે અગ્નિમાં વાયુ કરતા રૂપ નામનો ગુણ અધિક, જલમાં ત્રણ ઉપરાંત રસ નામનો ગુણ વધુ અને છેવટે પૃથ્વીમાં ગંધ નામનો પોતાનો ગુણ ઉમેરાતાં પૃથ્વી પાંચ ગુણવાળી અર્થાત્ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધ આ બધા ગુણોવાળી છે]

नभो...भूमयः—नभः च नभस्वत् च दहनः च अम्बु च भूमिः च (द्वंद्व०)। स्थूलशरीरहेतवः—स्थूलस्य शरीरस्य हेतवः।

य एषु मूढा विषयेषु बद्धा रागोरुपाशेन सुदुर्दमेन ।
आयान्ति निर्यान्त्यध ऊर्ध्वमुच्चैः स्वकर्मदूतेन जवेन नीताः ॥७७॥

ये मूढाः एषु विषयेषु सुदुर्दमेन रागोरुपाशेन बद्धाः (ते) स्वकर्मदूतेन जवेन नीताः अधः ऊर्ध्वम् उच्चैः आयान्ति निर्यान्ति (च) ।

જે મૂઢજનો આ શબ્દાદિ વિષયોમાં રાગરૂપી વિસ્તૃત અને દૃઢ પાશથી બંધાય છે, તે પોતાના કર્મરૂપી દૂત દ્વારા વેગથી પ્રેરિત બની અનેક ઉત્તમ તેમજ અધમ યોનિઓમાં આવજા કરે છે.

रागोरुपाशेन–राग एव उरुः पाशः तेन, स्वकर्मदूतेन–स्वस्य कर्म एव दूतः तेन ।

शब्दादिभिः पञ्चभिरेव पञ्च पञ्चत्वमापुः स्वगुणेन बद्धाः ।
कुरङ्गमातङ्गपतङ्गमीनभृङ्गा नरः पञ्चभिरञ्चितः किम् ? ॥७८॥

स्वगुणेन बद्धाः पञ्च पञ्चभिः एव शब्दादिभिः पञ्चत्वम् आपुः, (के ते ?) कुरङ्गमातङ्गपतङ्गमीनभृङ्गाः, पञ्चभिः अञ्चितः नरः किम् ?

પોતપોતાના ગુણાનુરાગને કારણે શબ્દ વગેરે પાંચ વિષયોથી પાંચ પ્રાણીઓ મરણને શરણ થાય છેઃ હરણ, હાથી, પતંગ, માછલું અને ભમરો. તો પછી પાંચેય ગુણો પ્રત્યે રાગ ધરાવનાર મનુષ્યનું શું કહેવું ? અર્થાત્ રાગબદ્ધ અસાવધ માનવને આ પાંચેય વિષયો આકર્ષી પાયમાલ કરી દે છે.

दोषेण तीव्रो विषयः कृष्णसर्पविषादपि ।
विषं निहन्ति भोक्तारं द्रष्टारं चक्षुषाप्ययम् ॥७९॥

विषयः कृष्णसर्पविषात् अपि दोषेण तीव्रः, विषं भोक्तारं निहन्ति, अयं (तु) चक्षुषा द्रष्टारम् अपि (निहन्ति) ।

વિષય કાળા સાપના વિષ કરતાંયે તીવ્રતર દોષ ધરાવે છે. વિષ તો એને ખાય તેને જ હણે છે પરંતુ આ વિષયદોષ તો આંખથી જોનારનેય હણે છે.

विषयाशामहापाशाद्यो विमुक्तः सुदुस्त्यजात् ।
स एव कल्पते मुक्त्यै नान्यः षट्शास्त्रवेद्यपि ॥८०॥

य मुदुस्त्यजात् विषयाशामहापाशात् विमुक्त स एव मुक्त्यै कल्पते, अन्य षट्शास्त्रवेत्ती अपि न ।

જે વિષયોની આશારૂપી કઠણ બંધનથી છૂટયો છે તે જ મુક્તિ મેળવી શકે છે, અન્ય કોઈ નહિ, ભલે ને તે છએ શાસ્ત્રોમાં પારંગત હોય.

विषया पाशात्–विषयाणाम् आशा एव महापाश तस्मात् ।

आपातवैराग्यवतो मुमुक्षून् भवाब्धिपारं प्रतियातुमुद्यतान् ।
आशाग्रहो मज्जयतेऽन्तराले निगृह्य कण्ठे विनिवर्त्य वेगात् ॥८१॥

आपातवैराग्यवत भवाब्धिपारं प्रतियातुम् उद्यतान् मुमुक्षून्, आशाग्रह कण्ठे निगृह्य वेगात् विनिवर्त्य अन्तराले मज्जयत ।

અસ્થિર વૈરાગ્યવાળા (છતાં) સંસાર સાગરને પાર કરવા નીકળેલા મોમાર્થી આને, આશારૂપી મગર ગરદન પકડી પાછા વાળે છે ને વચમાં જ ડુબાડી દે છે અર્થાત્ દૃઢ વૈરાગ્ય વિના મોક્ષપ્રાપ્તિ શક્ય નથી

आपातवैराग्यवत –आपात( त ) वैराग्यम् अस्ति यस्य तस्य, भवाब्धिपारम्–भव एव अब्धि = समुद्र तस्य पार तम्, आशाग्रह – आशा एव ग्रह = मकर ।

विषयाख्यग्रहो येन सुविरक्त्यसिना हत ।
स गच्छति भवाम्भोधे पार प्रत्यूहवर्जित ॥८२॥

यन विषयाख्यग्रह सुविरक्त्यसिना हत प्रत्यूहवर्जित स भवाम्भोधे पार गच्छति ।

જેણે વિષય નામના મગરને વૈરાગ્યરૂપી તલવારથી હણ્યો છે, તે જ નિર્વિઘ્ન ભવસાગરને તરી જાય છે.

विषयाख्यग्रह –विषय इति आख्या यस्य तादृश य ग्रह, सुविरक्त्यसिना–सुविरक्ति = दृढवैराग्यम् एव असि तेन, भवाम्भोधे – भव एव अम्भोधि तस्य ।

विषमविषयमार्गैर्गच्छतोऽनच्छबुद्धे
प्रतिपदमभिघातो मृत्युरप्येष सिद्ध ।
हितसुजनगुरूक्त्या गच्छत स्वस्य युक्त्या
प्रभवति फलसिद्धि सत्यमित्येव विद्धि ॥८३॥

विषमविषयमार्गैः गच्छतः अनच्छबुद्धेः प्रतिपदम् अभिघातः मृत्यु अपि एव सिद्धः, हितसुजनगुरुक्त्या स्वस्य युक्त्या (च) गच्छतः सत्यं फलसिद्धिः प्रभवति, इति एव विद्धि ।

વિષયોરૂપી ઉબડખાબડ માર્ગે જતા મલિનબુદ્ધિના મનુષ્યને ડગલેને પગલે ઠોકરો લાગે છે. અરે ! એનું મોત પણ નક્કી હોય છે. (જ્યારે) હિતકારી સજ્જન કે ગુરુના વિચનથી અને સંગત યુક્તિથી અધ્યાત્મ માર્ગની યાત્રાએ જનારને સાચે જ ફળસિદ્ધિ મળે છે, એમ ચોક્કસ સમજ.

विषम...मार्गैः–विषमाश्च ते विषयाः तेषां मार्गाः तैः । अनच्छबुद्धेः– न अच्छा अनच्छा बुद्धिः यस्य तस्य, हितसुजनगुरुक्त्या–हितः सुजनः गुरुः च तेषाम् उक्तिः तया ।

**मोक्षस्य काङ्क्षा यदि वै तवास्ति त्यजातिदूराद् विषयान् विषं यथा।**
**पीयूषवत्तोषदयाक्षमार्जवप्रशान्तिदान्तीर्भज नित्यमादरात् ॥८४॥**

यदि वै तव मोक्षस्य काङ्क्षा अस्ति, विषं यथा विषयान् अति दूरात् त्यज, तोषदयाक्षमार्जवप्रशान्तिदान्तीः (च) पीयूषवत् नित्यम् आदरात् भज ।

જો તને મોક્ષની આકાંક્ષા હોય તો ઝેરની જેમ વિષયોને આઘેથી જ છોડી દે ને સંતોષ, દયા, ક્ષમા, આર્જવ (સરળતા) શાન્તિ અને સંયમનું અમૃતની જેમ રોજરોજ આદરથી સેવન કર.

तोषः च दया च क्षमा च आर्जवं च प्रशान्तिः च दान्तिः च ताः ।

**अनुक्षणं यत् परिहृत्य कृत्यमनाद्यविद्याकृतबन्धमोक्षणम् ।**
**देहः परार्थोऽयममुष्य पोषणे यः सज्जते सः स्वमनेन हन्ति ॥८५॥**

यः अनाद्यविद्याकृतबन्धमोक्षणं यत् कृत्य परिहृत्य, परार्थः अयं देहः, अमुष्य पोषणे अनुक्षणम् सज्जते, सः अनेन स्वं हन्ति ।

અનાદિ અવિદ્યાથી થયેલા બંધથી મુક્તિ મેળવવા રૂપી કૃત્યને છોડી, જે દેહ પારકાઓના ભોગ માટે છે તેના પોષણમાં જે પ્રતિક્ષણ લાગ્યો રહે છે તે તેના આ કૃત્યથી પોતાની જ હત્યા કરે છે.

[અવિદ્યામાં અટવાતાઓને ઉપનિષદે ये के चात्महनो जना કહીને નિન્દ્યા છે, તેનો જ અહીં અનુવાદ છે]

अनादि मोक्षणम्-अनादि च असौ अविद्या तया कृतात् बन्धात् मोक्षणम्, परस्मै इति परार्थं -परार्थं, अथवा परेषाम् अर्थं = भोगादिरूप प्रयोजन यस्य स अनुक्षणम्-क्षणे क्षणे इति अनुक्षणम्।

शरीरपोषणार्थी सन् य आत्मानं दिदृक्षति ।
ग्राहं दारुधिया धृत्वा नदीं तर्तुं स इच्छति ॥८६॥

य शरीरपोषणार्थी सन् आत्मानं दिदृक्षति स दारुधिया ग्राहं धृत्वा नदीं सन्तुम् इच्छति।

જે શરીરના લાલનપાલનમાં રત રહી આત્માનું દર્શન ઇચ્છે છે, તે લાકડાના ભ્રમથી મગર પર સવાર થઈ નદી તરવા માગે છે

शरीरपोषणार्थी— शरीरस्य पोषणस्य अर्थी, दारुधिया—दारु इति धी तया।

**અનર્થનું મૂળ-મોહ**

मोह एव महामृत्युर्मुमुक्षोर्वपुरादिषु ।
मोहो विनिर्जितो येन स मुक्तिपदमर्हति ॥८७॥

मुमुक्षो वपुरादिषु मोह एव महामृत्यु, येन मोह विनिर्जित स मुक्तिपदम् अर्हति।

મોક્ષાર્થી માટે શરીર વગેરેમાં મોહ હોવો એ મહામૃત્યુ છે જેણે મોહ જીત્યો તે જ મુકિતપદ મેળવવાને યોગ્ય છે

[શરીર ઇન્દ્રિયો વગેરેની સુરક્ષા માટે યોગ્ય આહારાદિ લેવા એ ઇષ્ટ છે પરંતુ તેમને જ નર્યું કંઈ માની તેમને લાડ લડાવવાં એ આત્મદર્શનમાં વિઘ્નકારી છે]

मोहं जहि महामृत्युं देहदारसुतादिषु ।
यं जित्वा मुनयो यान्ति तद्विष्णोः परमं पदम् ॥८८॥

देहदारसुतादिषु मोहं महामृत्युं जहि, यं जित्वा मुनय विष्णो तत् परमं पदं यान्ति।

શરીર, સ્ત્રી, પુત્ર અને ધન વગેરેમાં થતા મોહરૂપી મહામૃત્યુને છોડ. મોહને જીતીને જ મુનિઓ વિષ્ણુના એ પરમપદને પ્રાપ્ત કરે છે, અર્થાત્ પરમાર્થ પ્રાપ્ત કરે છે.

[विषु व्याप्तौ ધાતુમાંથી વિષ્ણુ શબ્દ બને છે જેનો અર્થ વ્યાપ્ત પરમાત્મા થાય છે. અહીં વિષ્ણુ શબ્દથી કોઈ સગુણ દેવ ન સમજતાં નિર્ગુણ વ્યાપ્ત પરમાત્મા સમજવું વેદાન્તસંગત છે.]

देहदारसुतादिषु–देहः च दाराः च सुतादयः च तेषु ।

त्वङ्मांसरुधिरस्नायुमेदोमज्जास्थिसङ्कुलम् ।

पूर्णं मूत्रपुरीषाभ्यां स्थूलं निन्द्यमिदं वपुः ॥८९॥

त्वङ्मांसरुधिरस्नायुमेदोमज्जास्थिसंकुलं मूत्रपुरीषाभ्यां पूर्णं स्थूलम् इदं वपुः निन्द्यम् ।

ત્વચા, માંસ, રુધિર સ્નાયુ, મેદ, મજ્જા અને હાડકાંના માળખારૂપ તેમજ મલ-મૂત્રથી ભરેલું આ સ્થૂળ શરીર નિંદ્ય છે.

पञ्चीकृतेभ्यो भूतेभ्यः स्थूलेभ्यः पूर्वकर्मणा ।

समुत्पन्नमिदं स्थूलं भोगायतनमात्मनः ।

अवस्था जागरस्तस्य स्थूलार्थानुभवो यतः ॥९०॥

पञ्चीकृतेभ्यः स्थूलेभ्यः भूतेभ्यः पूर्वकर्मणा समुत्पन्नम् आत्मनः भोगायतनं स्थूलम् इदं शरीरम् (अस्ति) । अस्य अवस्था जागरः यतः स्थूलानुभवः (भवति) ।

પંચીકરણ પામેલાં સ્થૂલ મહાભૂતોથી પૂર્વકર્મોને લીધે ઉત્પન્ન થયેલું અને આત્માના ભોગોનું અધિષ્ઠાનરૂપ આ સ્થૂલ શરીર છે. આની અવસ્થા 'જાગૃત' છે જેમાં સ્થૂલ પદાર્થોનો અનુભવ થાય છે.

[સ્વપ્ન અને સુષુપ્તિમાં સ્થૂલ શરીરનો આત્મસંબંધ (આત્મસંવેદન) રહેતો નથી માટે શરીરની 'જાગ્રત' એક જ અવસ્થા કહી છે]

बाह्येन्द्रियैः स्थूलपदार्थसेवां स्रक्चन्दनस्त्र्यादिविचित्ररूपाम् ।

करोति जीवः स्वयमेतदात्मना तस्मात् प्रशस्तिर्वपुषोऽस्य जागरे ॥९१॥

एतदात्मना जीवः स्रक्चन्दनस्त्र्यादिविविधरूपा स्थूलपदार्थसेवा बाह्येन्द्रियैः करोति, तस्मात् जागरे अस्य वपुषः प्रशस्तिः ।

આ સ્થૂલદેહ સાથે તાદાત્મ્ય સાધીને (જ) જીવ માળા, ચંદન તેમજ સ્ત્રી વગેરે અનેકવિધ સ્થૂલ ભોગ્ય પદાર્થોને બાહ્ય ઇન્દ્રિયો વડે સેવે છે. માટે જાગ્રત અવસ્થામાં આ સ્થૂલ શરીરની પ્રધાનતા છે.

एतदात्मना–अयम् एव आत्मा = स्वरूप यस्य सः तेन, स्रक्... रूपाम्–स्रक् च चन्दन च स्त्री च ताः आदयः येषा तेषा विविधं रूपं यस्याः, स्थूलपदार्थसेवाम्–स्थूलाना पदार्थानां सेवा ताम्, बाह्येन्द्रियैः– बाह्यानि च तानि इन्द्रियाणि तैः ।

सर्वोऽपि बाह्यसंसारः पुरुषस्य यदाश्रयः ।
विद्धि देहमिदं स्थूलं गृहवद् गृहमेधिनः ॥९२॥

यदाश्रयः पुरुषस्य सर्वः अपि बाह्यसंसारः गृहमेधिनः गृहवत् इदं स्थूलं देह विद्धि ।

જેના આધારે પુરુષને (જીવને) સંપૂર્ણ બાહ્ય જગતની પ્રતીતિ થાય છે તેને, ગૃહસ્થના ઘરની જેમ, સ્થૂલ દેહ સમજો. અર્થાત્ આત્મા દેહના આશ્રયે સર્વ વ્યવહાર કરે છે

गृहमेधिनः– गृहम् एधत स गृहमेधी तस्य ।

स्थूलस्य सम्भवजरामरणानि धर्माः
स्थौल्यादयो बहुविधाः शिशुताद्यवस्थाः ।
वर्णाश्रमादिनियमा बहुधा यमाः स्युः
पूजावमानबहुमानमुखा विशेषाः ॥९३॥

स्थूलस्य सम्भव जरा मरणानि स्थौल्यादयः धर्माः, शिशुताद्यवस्थाः बहुविधाः (सन्ति), वर्णाश्रमादिनियमाः यमाः (च) बहुधा स्युः, पूजावमान बहुमानमुखाः विशेषाः (च) स्युः ।

સ્થૂલ શરીરના જન્મ, ઘડપણ, મરણ, સ્થૂળતા-કૃશતા વગેરે ધર્મો અને શૈશવ વગેરે અનેક પ્રકારની અવસ્થાઓ છે; વર્ણો તેમજ આશ્રમો અને એમને લગતા અનેકવિધ યમ–નિયમો પણ શરીરને જ લાગુ પડે છે;

(એ જ રીતે) પૂજા અપમાન તેમજ બહુમાન વગેરે વિશેષતાઓ પણ દેહના સંદર્ભમાં જ થાય છે

बुद्धीन्द्रियाणि श्रवण त्वगक्षि घ्राण च जिह्वा विषयावबोधनात् ।
वाक्पाणिपादं गुदमप्युपस्थ कर्मेन्द्रियाणि प्रवणानि कर्मसु ॥९४॥

श्रवण त्वक् अक्षि घ्राण जिह्वा च विषयावबोधनात् बुद्धीन्द्रियाणि (उच्यन्ते) कर्मसु प्रवणानि वाक्पाणिपाद गुदम् उपस्थ (इति) कर्मेन्द्रियाणि ।

શ્રવણ, ત્વચા, નેત્ર, ઘ્રાણ અને જીહ્વા-આ વિષયબોધનાં સાધનો હોવાથી બુદ્ધીન્દ્રિયો કહેવાય છે, (જ્યારે) કર્મ કરવાના સાધન વાણી, હાથ, પગ, ગુદા, ઉપસ્થ-જનનેન્દ્રિય, આ કર્મેન્દ્રિયો કહેવાય છે

बुद्धीन्द्रियाणि–बुद्धये = ज्ञानाय इन्द्रियाणि, वाक्पाणिपादम्–वाक् च पाणि च पाद च तेषा समाहार, कर्मेन्द्रियाणि–कर्मण इन्द्रियाणि ।

निगद्यतेऽन्त करणं मनोधीरहङ्कृतिश्चित्तमिति स्ववृत्तिभि ।
मनस्तु सङ्कल्पविकल्पनाभिर्बुद्धि पदार्थाध्यवसायधर्मत ॥९५॥
अत्राभिमानादहमित्यहङ्कृति
स्वार्थानुसन्धानगुणेन चित्तम् ॥९६॥

स्ववृत्तिभि अन्त करण मन धी अहङ्कृति चित्तम् इति निगद्यते, सङ्कल्पविकल्पनाभि मन, पदार्थाध्यवसायधर्मत बुद्धि, अत्र अहम् इति अभिमानात् अहङ्कृति स्वार्थानुसन्धानगुणेन (च) चित्तम् (कथ्यते) ।

વિભિન્ન વૃત્તિઓને-સંવેદનોને લીધે અંતઃકરણ-આંતર જ્ઞાનસાધન (એક જ હોવા છતાં) મન બુદ્ધિ, અહંકાર અને ચિત્ત, આમ ચાર નામોથી ઓળખાવાય છે સંકલ્પ-વિકલ્પની વૃત્તિઓથી એ 'મન', પદાર્થની નિશ્ચાયક બનવાથી 'બુદ્ધિ', દેહમા 'હુ'પણાનુ અભિમાન કરવાથી 'અહંકાર' અને અભિપ્રેત વિષયમા પરોવાયેલુ રહે ત્યારે 'ચિત્ત' કહેવાય છે

सङ्कल्प नाभि –सङ्कल्प च विकल्पन च ते आभ्नीं यासा ताभि, पदार्था धर्मत –पदार्थस्य] अध्यवसाय –निश्चय स एव धर्म

तस्मात्, स्वार्थ...गुणेन–स्वस्य अर्थस्य अनुसंधानम् एव गुणः तेन।

प्राणापानव्यानोदानसमाना भवत्यसौ प्राणः ।
स्वयमेव वृत्तिभेदाद् विकृतिभेदात् सुवर्णसलिलादिवत् ॥९७॥

सुवर्णसलिलादिवत् असौ प्राणः स्वयम् एव वृत्तिभेदात् प्राणापानव्यानोदानसमानाः भवति।

પોતાના વિકારોને કારણે સોનાની અને જળની બાબતમાં બને છે તેમ, આ પ્રાણ સ્વયં એક જ છે તોયે કાર્યભેદને લીધે પ્રાણ અપાન વ્યાન, ઉદાન અને સમાન નામધારી બને છે.

[પ્રાણ સ્વતઃ એક છે, પરંતુ તે જ્યારે શરીરમાં પ્રવેશે ત્યારે 'પ્રાણ,' દૂષિત બની નીકળે ત્યારે 'અપાન', શરીર તેમજ ઇન્દ્રિયોની પ્રવૃત્તિમાં બલદાતા થઈ 'વ્યાન', ઉપરથી ઓડકારરૂપે બહાર નીકળે કે ઉત્થાનના હેતુ બને ત્યારે 'ઉદાન' અને ધાતુઓની સમતા તથા આમડીની સ્થિતિસ્થાપકતાનો હેતુ બને ત્યારે 'સમાન' કહેવાય છે. ઉદાન મૃત્યુ સમયે જીવને શરીરમાંથી બહાર નીકળવામાં સહાય કરે છે. સ્થૂલ દેહમાં જીવની સ્થિતિ અર્થાત્ જીવન અને લિંગશરીરમાં રહી સંચરણ–લોકાન્તર ગમન વગેરે પ્રાણને આધારે જ થાય છે. માટે પ્રાણને ઉપનિષદોમાં ખૂબ અગત્ય આપવામાં આવી છે. प्रकर्षेण अनिति = गच्छति इति प्राणः પ્રાણ શબ્દની આ નિરુક્તિ આ બધા અર્થો તરફ ઇશારો કરે છે. પ્રાણની પરમાત્મારૂપે ઉપાસનાનું વિધાન ઉપનિષદોમાં અનેક સ્થળે જોવા મળે છે. પ્રાણ શબ્દનો 'બ્રહ્મ' પણ અર્થ થાય છે એમ આચાર્યવરે બ્રહ્મસૂત્રભાષ્યમાં દર્શાવ્યું છે. જુઓ : अत एव प्राणः । –ब्र.सू. १–१–२३

विकृतिभेदात्–विकृतीनां भेदः तस्मात्, सुवर्ण...वत्–सुवर्णं च सलिलं च ते आदिर्नां यस्य तत् इव, वृत्तिभेदात्–वृत्तीनां = कार्याणां भेदः तस्मात्।

સૂક્ષ્મ શરીર :

वागादिपञ्च श्रवणादिपञ्च प्राणादिपञ्चाभ्रमुखानि पञ्च ।
बुद्ध्याद्यविद्यापि च कामकर्मणी पुर्यष्टकं सूक्ष्मशरीरमाहुः ॥९८॥

वागादिपञ्च श्रवणादिपञ्च प्राणादिपञ्च अभ्रमुखानि पञ्च बुद्ध्यादि अविद्या अपि च कामकर्मणी (इति) पुर्यष्टकं सूक्ष्मशरीरम् आहुः ।

વાણી વગેરે કર્મેન્દ્રિયોનું પંચક, શ્રવણ વગેરે જ્ઞાનેન્દ્રિયોનું પંચક, પ્રાણ અપાન વગેરેનું પ્રાણપંચક, આકાશ વગેરે મહાભૂતોનું પંચક, બુદ્ધિ, મન અહંકાર અને ચિત્ત આ ચતુષ્ટય, અવિદ્યા કામના અને કર્મ, આ પુર્યષ્ટકને (શરીરરૂપી નગરના ઘટક આઠ તત્ત્વોને) સૂક્ષ્મશરીર કહે છે

[અહી ચાર પંચકો (પાંચપાંચના સમૂહો) તેમજ એક ચતુષ્ટય આ નમૂહવાચી શબ્દો છે અવિદ્યા કામ અને કર્મ એકેક વસ્તુવાચી છે વ્યક્તિશ ગણીએ તો અહી લિંગશરીર અથવા સૂક્ષ્મશરીર ૨૭ તત્ત્વોનું બનેલુ ગણાવ્યુ છે સાંખ્ય યો. તેમજ વેદાન્તના અન્ય ગ્રંથોમા આને જ આઠ, સત્તર ક ઓગણીસ તત્ત્વોનુ બનેલુ બતાવ્યુ છે તે મતાનુસાર આઠમા પાચ તન્માત્રાઓ, બુદ્ધિ, અહંકાર અને મન ગણાય છે કર્મેન્દ્રિયો ૫ જ્ઞાનેન્દ્રિયો ૫, તન્માત્રાઓ ૫, મન અને બુદ્ધિ, આ ૧૭ તત્ત્વો સૂક્ષ્મશરીરનુ નિર્માણ કરે છે અહી મનમા અહંકારનો ને બુદ્ધિમા ચિત્તનો સમાવેશ કરવો છે તેમને જુદા ગણીએ તો ૧૯ તત્ત્વો થાય આ સૂક્ષ્મ શરીર અતીન્દ્રિય અર્થાત્ ઇન્દ્રિયોથી જોઈ જાણી ન શકાય તવુ છે જીવની આત્યંતિક મુક્તિ ન થાય ત્યા સુધી આના આશ્રયે જ જીવના જન્મ મરણ, લોકાન્તરગમન વગેરે થતા રહે છે]

इदं शरीरं शृणु सूक्ष्मसञ्ज्ञितं लिङ्गं त्वपञ्चीकृतभूतसम्भवम् ।
सवासनं कर्मफलानुभावकं स्वाज्ञानतोऽनादिरुपाधिरात्मनः ॥९९॥

शृणु, इदं सूक्ष्मसञ्ज्ञितं लिङ्गं शरीरं तु अपञ्चीकृतभूतसम्भवम् सवासनं कर्मफलानुभावकं (एतत्) स्वाज्ञानतः आत्मनः अनादिः उपाधिः ।

સાંભળ, 'સૂક્ષ્મ' જેનુ બીજુ નામ છે એવુ આ લિંગશરીર પંચીકરણ થયા પહેલાના મહાભૂતોમાંથી–તન્માત્રામાંથી પેદા થયેલુ છે આમા વાસનાઓ રહે છે જેથી આ જ કર્મનાં ફળોનો અનુભવ કરાવે છે આ સૂક્ષ્મશરીર જ પોતાના–આત્માના અજ્ઞાનને કારણે આત્માની અનાદિ 'ઉપાધિ' છે

[उप=समीपे आधीयते इति उपाधि । ઉપાધિ શબ્દ પારિભાષિક છે વસ્તુને પોતાના સંસર્ગે, આકાર પ્રકાર રૂપ રંગ વગેરેથી પોતાના જેવા ગુણધર્મોવાળી બનાવે-દેખાડે તે ઉપાધિ દા. ત., પીળા કાચના પ્યાલામાં ભરેલું દૂધ પીળું લાગે પ્યાલાનું જે માપ તે માપનું જણાય, પ્યાલો લાંબો-પહોળો, જેવો રંગ તેવો જ એનો પણ આકાર-પ્રકાર અને આમ દૂધને પોતાની વિશેષતાઓ આપનાર પ્યાલો દૂધનો 'ઉપાધિ' કહેવાય અંતઃકરણ વગેરેના ગુણદોષો આત્માના હોય તેમ મનાય ને અનુભવાય છે, એટલે અંતઃકરણ, વગેરે સૂક્ષ્મશરીરના ઘટક તત્ત્વો આત્માની 'ઉપાધિ' છે અહીં અપંચીકૃત ભૂતમાં અન્ય તત્ત્વો ઉપલક્ષણથી સમજવાં ]

[પંચીકરણની સમજ શ્લોક ૯૦ ની ટિપ્પણીમાં આપી છે ]

अपञ्ची सम्भवम्-अपञ्चीकृतभ्य भूतेभ्य सम्भव यस्य तद्, फलानुभावकम्-फलानाम् अनुभावकम् ।

स्वप्नो भवत्यस्य विभक्त्यवस्था स्वमात्रशेषेण विभाति यत्र ।
स्वप्ने तु बुद्धि स्वयमेव जाग्रत्कालीननानाविधवासनाभि ।
कर्त्रादिभाव प्रतिपद्य राजते यत्र स्वय ज्योतिरय परात्मा ॥१००॥

स्वप्न अस्य विभक्त्यवस्था भवति, यत्र स्वमात्रशेषेण तु स्वयंज्योति अय परात्मा ( विभाति ), स्वप्ने बुद्धि स्वयम् एव जाग्रत्कालीन नानाविधवासनाभि कर्त्रादिभाव प्रतिपद्य राजते ।

આ લિંગશરીરની પોતીકી આગવી અવસ્થા 'સ્વપ્ન' છે જ્યાં આ સ્વયંપ્રકાશ શુદ્ધચેતનરૂપ આત્મા જ (જુદા જુદા પદાર્થો રૂપે) ભાસે છે સ્વપ્નમાં બુદ્ધિ જાગ્રતકાળની વિવિધ વાસનાઓને લીધે કર્તાપણું ધરીને ( આત્માના પ્રકાશમાં ) વિવિધ આકાર પ્રતીત થાય છે

धीमात्रकोपाधिरशेषसाक्षी न लिप्यते तत्कृतकर्मलेशै ।
यस्मादसङ्गस्तत एव कर्मभिर्न लिप्यते किञ्चिदुपाधिना कृते ॥१०१॥

धीमात्रकोपाधि अशेषसाक्षी तत्कर्मलेशै न लिप्यते, यस्मात् असङ्ग तत एव उपाधिना कृतै कर्मभि किञ्चित् न लिप्यते ।

સ્વપ્નમાં બુદ્ધિ જ જેની ઉપાધિ છે તે સર્વસાક્ષી આત્મા બુદ્ધિ દ્વારા કરાતાં (સ્વાપ્નિક) કર્મોથી જરાયે લેપાતો નથી. સ્વભાવે આત્મા અસંગ છે માટે જ બુદ્ધિરૂપી ઉપાધિથી કરાતાં કર્મોથી એ જરાયે લિપ્ત થતો નથી.

धीमात्रकोपाधिः–धीः एव उपाधिः यस्य, अशेषसाक्षी–अशेषाणा साक्षी ।

सर्वव्यापृतिकरणं लिङ्गमिदं स्याच्चिदात्मनः पुंसः ।
वास्यादिकमिव तक्ष्णस्तेनैवात्मा भवत्यसङ्गोऽयम् ॥१०२॥

इदं लिङ्गं चिदात्मनः पुंसः सर्वव्यापृतिकरणं तक्ष्णः वास्यादिकम् इव (भवति), अयम् आत्मा तेन एव असङ्गः ।

આ લિંગ શરીર સચ્ચિદાત્મા પુરુષની બધી ક્રિયાઓનું સાધન છે: સુથાર માટે વાંસલો વગેરે હોય છે તેમ; આમ હોવાથી આત્મા તો અસંગ જ રહે છે.

[તપાવેલા લોઢાને ટીપી પહોળું કરીએ કે વાળીએ ત્યારે તેમાં વ્યાપેલો અગ્નિ પણ પહોળો થતો કે વળતો લાગે પરંતુ અસલમાં લોઢું જ પહોળું થાય છે કે વળે છે અગ્નિ નહિ. તે જ રીતે દુનિયાના વ્યવહારો લિંગશરીરથી થતા હોય છે; પરંતુ એમાં તાદાત્મ્ય સંબંધને લીધે એ આત્મા કરે છે, એવી પ્રતીતિ થાય છે. વાસ્તવમાં આત્મા અસંગ હોવાથી કાંઈ જ કરતો-ધરતો નથી.]

सर्व..करणम्–सर्वासां व्यापृतीनां = व्यापाराणां करणम् ।

अन्धत्वमन्दत्वपटुत्वधर्माः सौगुण्यवैगुण्यवशाद्धि चक्षुषः ।
बाधिर्यमूकत्वमुखास्तथैव श्रोत्रादिधर्मा न तु वेत्तुरात्मनः ॥१०३॥

चक्षुषः सौगुण्यवैगुण्यवशात् हि अन्धत्वमन्दत्वपटुत्वधर्माः (भवन्ति), तथा एव बाधिर्यमूकत्वमुखाः श्रोत्रादिधर्माः न तु वेत्तुः आत्मनः ।

આંખો દોષવાળી કે નિર્દોષ હોવાને લીધે અંધાપો ધુંધળાપણું કે સ્પષ્ટદર્શન થાય છે. આ બધા નેત્રના જ ગુણધર્મો છે; તે જ રીતે બહેરાશ, મૂંગાપણું વગેરે કાન વગેરેના દોષો છે; સાક્ષી જ્ઞાનસ્વરૂપ

આત્માના નહિ. અર્થાત્ અસંગ હોવાથી આત્મા ઇન્દ્રિયોના દોષોથી અલિપ્ત રહે છે.

अन्ध......धर्माः–अन्धत्वं च मन्दत्व च पटुत्वं च तानि एव धर्माः । सौगुण्य...वशात्–सौगुण्य वैगुण्ययोः वशात्, बाधिर्य.....मुखाः बाधिर्यं मूकत्वं मुखे = आदि येषां ते ।

**પ્રાણુ કર્મ**

उच्छ्वासनिःश्वासविजृम्भणक्षुत्प्रस्पन्दनाद्युत्क्रमणादिकाः क्रियाः ।
प्राणादिकर्माणि वदन्ति तज्ज्ञाः प्राणस्य धर्मावशनापिपासे ॥१०४॥

तज्ज्ञाः (वदन्ति यत्) उच्छ्वास निःश्वास विजृम्भण क्षुत् प्रस्पन्दना द्युत्क्रमणादिकाः क्रियाः प्राणकर्माणि वदन्ति, अशनापिपासे प्राणस्य धर्मौ (स्तः) ।

શાસ્ત્રના જાણકારો કહે છે: ઉચ્છ્વાસ, નિઃશ્વાસ, બગાસું, છીંક ખાવી, કાંપવું, ઉછળવું, આ બધી પ્રાણની ક્રિયાઓ છે એમ કહે છે. ભૂખ અને તરસ પ્રાણના ધર્મો છે.

उच्छ्वास ..दिकाः–उच्छ्वासः च.. ...प्रस्पन्दन च तानि आदीनि येषां...प्रस्पन्दनादीनि उत्क्रमण आदि यासां ताः प्रस्पन्दनादीनि च उत्क्रमणादिकाः च । अशनापिपासे–अशना च पिपासा च ।

**અહંકાર**

अन्तःकरणमेतेषु चक्षुरादिषु वर्ष्मणि ।
अहमित्यभिमानेन तिष्ठत्याभासतेजसा ॥१०५॥

वर्ष्मणि एतेषु चक्षुरादिषु आभासतेजसा अहम् इति अभिमानेन अन्तःकरण तिष्ठति ।

શરીરની અંદર આંખ વગેરેના ગોલકોમાં ચિદાભાસના તેજથી અંતઃકરણ 'હું' પણાનો ભાવ ધરે છે

[ આંખ જુએ ત્યારે અંતઃકરણ તેની સાથે એકરૂપ થઈ 'હું' જોઉં છું, એમ આંખની ક્રિયા સાથે અહંભાવ ધરાવે છે. એ જ રીતે બીજી ઇન્દ્રિયોના કાર્યકાળે પણ તેની સાથે અહંકારનો સંબંધ થાય છે, તે તે

ઇન્દ્રિયોના ગ બ ધમા અ ત કરણ હુ પણાનો–અસ્મિતાનો જે ભાવ ધ- છે તેને જ અભિમાન અથવા અહંકાર કહે છે ]

आभासतेजसा–आभासस्य = अत करणे प्रतिबिंबिता प्राप्तस्य चैतन्यस्य तेज तेन ।

> अहकार स विज्ञेय कर्ता भोक्ताऽभिमान्ययम् ।
> सत्त्वादिगुणयोगेन चावस्थात्रयमश्नुते ॥१०६॥

स अहङ्कार विज्ञेय अयम् कर्ता भोक्ता (इति) अभिमानी सत्त्वादिगुणयोगेन च अवस्थात्रयम् अश्नुते ।

ચિદાભાસયુકત અ ત કરણના ઇન્દ્રિયો સાથે એકરૂપ બનતા સ્વરૂપને અહ કાર જાણવો આ અહ કાર જ કર્તા ભોક્તાપણાનુ અભિમાન ધરાવે છે અને સત્ત્વ રજસ્ તથા તમોગુણના સ બ ધથી સુખ–દુ ખ અને મોહની અવસ્થાઓ પામે છે (જાગ્રત્ સ્વપ્ન અને સુષુપ્તિ આ ત્રણ અવસ્થાઓ કહેવાય છે )

सत्त्वादि योगेन–सत्त्वम् आदि यषा ते सत्त्वाद्य च ते गुणा तेषा योग ।

> विषयाणामानुकूल्ये सुखी दु खी विपर्यये ।
> सुख दुख च तद्धर्म सदानन्दस्य नात्मन ॥१०७॥

(स अहकार ) विषयाणाम् आनुकूल्ये सुखी, विपर्यये (च) दु खी सुख दु ख च तद्धर्म , सदा आनन्दस्य आत्मन न ।

( આ અહ કાર ) અનુકૂળ વિષયો મળે ત્યાર પોતાને સુખી અને પ્રતિકૂળ મળે ત્યાર દુ ખી થાય છે સુખ અને દુ ખ અહ કારના ધર્મ છે, સદા આનન્દસ્વરૂપ આત્માના નહિ.

**પ્રેમ અને આનંદની એકરૂપતા**

> आत्मार्थत्वेन हि प्रेयान् विषयो न स्वत प्रिय ।
> स्वत एव हि सर्वेषामात्मा प्रियतमो मत ॥१०८॥

विषय आत्मार्थत्वेन हि प्रेयान् न स्वत प्रिय , यत सर्वेषाम् आत्मा स्वत एव हि प्रियतम (भवति) ।

વિષય આત્માનું પ્રયોજન સારે છે માટે પ્રિય બને છે, આપોઆપ પ્રિય થતો નથી. કારણ કે સ્વાભાવિક રીતે જ સૌને આત્મા અતિપ્રિય હોય છે.

[ સ્ત્રી, પુત્ર, ધન વગેરે પ્રિય વસ્તુઓ પ્રત્યેનો પ્રેમ આત્માના આનંદ માટે જ છે એમને પ્રેમ કરવા ખાતર કોઈ પ્રેમ કરતું નથી. પ્રેમ ન કરે તો આત્મા અસુખ અનુભવે છે માટે પ્રેમ કરાય છે. 'आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति' बृ. उपनिषद् २–५. ]

तत आत्मा सदानन्दो नास्य दुःखं कदाचन ।
यत्सुषुप्तौ निर्विषय आत्मानन्दोऽनुभूयते ।
श्रुतिः प्रत्यक्षमैतिह्यमनुमानं च जाग्रति ॥१०९॥

ततः आत्मा सदा आनन्दः, अस्य दुःखं कदाचन न, यत् सुषुप्तौ निर्विषयः आत्मानन्दः अनुभूयते । ( अत्र ) श्रुतिः प्रत्यक्षम् ऐतिह्यम् अनुमानं च जाग्रति ।

ઉપર કહ્યા પ્રમાણે આત્મા સદા આનંદરૂપ છે એ કદિ દુઃખરૂપ હોતો નથી. માટે જ ગાઢ નિદ્રામાં વિષયશૂન્ય આત્મા આનંદરૂપે અનુભવાય છે. આ બાબતમાં શ્રુતિવચનો, અનુભવ, ઇતિહાસ અને અનુમાન સાક્ષી છે.

[ 'रसो वै सः' 'आनन्दो ब्रह्मेति व्यजानात्' વગેરે શ્રુતિવચનો આત્માને આનંદસ્વરૂપ નિરૂપે છે. સૌ કોઈ જાતને જ ચાહે છે: ડૂબવાની અણીએ પહોંચેલી વાંદરી પોતાના બચ્ચા પર ચઢી ગયાનું દૃષ્ટાન્ત જાણીતું છે. જાતને બચાવવા સર્વ કાંઈ છોડી ભાગ્યાના અનેક ઐતિહાસિક દાખલા છે. અનુમાન પણ આનું જ સમર્થન કરે છે. ]

## માયાનું નિરૂપણ

अव्यक्तनाम्नी परमेशशक्तिरनाद्यविद्या त्रिगुणात्मिका परा ।
कार्यानुमेया सुधियैव माया यया जगत् सर्वमिदं प्रसूयते ॥११०॥

अव्यक्तनाम्नी अनाद्यविद्या त्रिगुणात्मिका (या) परा परमेशशक्तिः (सा) सुधिया एव कार्यानुमेया माया, यया इदं सर्वं जगत् प्रसूयते ।

'અવ્યક્ત' એવા નામવાળી અનાદિ અવિદ્યા સત્ત્વાદિ ત્રણ ગુણો ધરાવે છે ને જે પરમાત્માની પરા શક્તિ છે. તે બુદ્ધિશાળીઓ વડે જગત રૂપ કાર્યને હેતુ તરીકે સમજી અનુમાન કરવાથી સમજાતી 'માયા' છે. આ માયાથી જ આ બધું જગત્ ઉત્પન્ન થાય છે.

[ ઘડાનું ઉપાદાન કારણ જેમ માટી છે તેમ જગતનું ઉપાદાન કારણ કાંઈ હોવું જોઈએ. દરેક ઉત્પન્ન વસ્તુ પોતાના ઉપાદાન કારણમાંથી જન્મે છે. આ સાધારણ નિયમને આધારે જગતને પણ ઉત્પન્ન થતું જોનાર તર્કશીલ વ્યક્તિ જગતના કારણનું અનુમાન કરે છે. આ અનુમાનથી સિદ્ધ થતું કારણ 'માયા' છે.

त्रिगुणात्मिका—त्रयः गुणाः एव आत्मा = स्वरूपं यस्याः सा ।

सन्नाप्य सन्नाप्युभयात्मिका नो भिन्नाप्यभिन्नाप्युभयात्मिका नो ।
साङ्गाप्यनङ्गाप्युभयात्मिका नो महाद्भुताऽनिर्वचनीयरूपा ॥१११॥

(इयम्) सत् न, असत् न, उभयात्मिका अपि नो, भिन्ना अपि (न), अभिन्ना अपि (न), उभयात्मिका (अपि) नो, साङ्गा अपि (न) अनङ्गा अपि (न), उभयात्मिका (अपि) नो, अनिर्वचनीया महाद्भुता ।

આ માયા 'સત્' નથી, અસત્ નથી, સત્ અસત્ એમ ઉભયાત્મિકા પણ નથી; ભિન્ન નથી, અભિન્ન નથી, ભિન્ન-અભિન્ન એમ ઉભયાત્મિકા પણ નથી; અંગસહિત નથી, અંગરહિત નથી, અને સાંગ-અનંગ એમ ઉભયાત્મિકા પણ નથી; જેનું આ કે તે એમ નિર્વચન ન થઈ શકે એવી આ માયા અત્યંત અદ્ભુત છે.

[ જ્ઞાનથી અજ્ઞાનરૂપ માયા ટળે છે માટે તે સત્ નથી, સત્ ટળે નહિ. એની જાત તેમજ જગતના પદાર્થોરૂપે પ્રતીતિ થાય છે માટે સસલાના શિંગડાની જેમ અસત્ પણ નથી. સત્-અસત્ બન્નેનું સાથે હોવું અશક્ય છે માટે ઉભયરૂપ પણ નથી. આત્માની સાથે જ અહંકારાદિ જગતરૂપે પ્રતીત થાય છે એટલે આત્માથી ભિન્ન પણ નથી, મુક્તદશામાં હોતી નથી એટલે આત્માથી અભિન્ન પણ નથી, ભિન્ન

અભિન્ન એ વિરોધી ધર્મો એક સાથે સંભવતા નથી એટલે ભિન્ન-અભિન્ન પણ નથી (નિદ્રામાં અનુભવાતા અજ્ઞાનરૂપે હોવાથી) અંગ સહિત પણ નથી અને વિવિધ પદાર્થો રૂપે ભાસતી હોવાથી અંગરહિત (નિરવયવ) પણ નથી માટે જ આ માયા અનિર્વચનીય અને આશ્ચર્યકારક છે ]

अनिर्वचनीया–न निर्वक्तु शक्य रूप यस्या सा ।

शुद्धाद्वयब्रह्मविबोधनाश्या सर्पभ्रमो रज्जुविवेकतो यथा ।
रजस्तम सत्त्वमिति प्रसिद्धा गुणास्तदीया प्रथिता स्वकार्यै ॥१२२॥

(इय माया) यथा रज्जुविवेकत सर्पभ्रम (तथा) शुद्धाद्वयब्रह्मविबोधनाश्या । तदीया रज तम सत्त्वम् इति प्रसिद्धा गुणा स्वकार्यै प्रथिता ।

જેમ દોરડાને સ્પષ્ટપણે જાણવાથી એના વિષે થયેલો સર્પભ્રમ નષ્ટ છે તેમ શુદ્ધ અદ્વિતીય બ્રહ્મજ્ઞાનથી માયા નાશ પામે છે માયાના ગુણ રજસ્ તમસ્ અને સત્ત્વ નામથી જાણીતા છે માયાના કાર્ય–જગત તેમ જાગતિક પદાર્થોમાં અનુભવાતા દુઃખ મોહ અને જ્ઞાન ઉપરથી માયારૂપ કારણમાં આ ગુણો હોવાનો નિશ્ચય થાય છે

शुद्धा नाश्या–शुद्धम् अद्वय च तत् ब्रह्म तस्य विबोधन नाश्या, रज्जुविवेकत –रज्ज्वा विवेकत ।

विक्षेपशक्ती रजस क्रियात्मिका यत प्रवृत्ति प्रसृता पुराणी ।
रागादयोऽस्या प्रभवन्ति नित्य दु खादयो ये मनसो विकारा ॥१२३॥

रजस क्रियात्मिका विक्षेपशक्ति यत पुराणी प्रवृत्ति प्रसृता । अस्या रागादय नित्य प्रभवन्ति ये (च) मनस दु खादय विकारा प्रभवन्ति ।

રજોગુણમાંથી ક્રિયાત્મક વિક્ષેપશક્તિ પેદા થાય છે જેનાથી અનાદિકાળથી બધી ક્રિયાઓ થતી રહે છે આ વિક્ષેપશક્તિમાંથી જ રાગ–દ્વેષ વગેરે તેમજ મનનાં દુઃખ વગેરે વિકારો પણ હંમેશાં ઉત્પન્ન થાય છે

विक्षेपशक्ति –विक्षेपरूपा शक्ति, क्रियात्मिका–क्रिया आत्मा = स्वरूप यस्या सा, रागादय –राग आदि येषा ते, दु खाद्य –दु ख आदि येषा ते ।

काम क्रोधो लोभदम्भाद्यसूयाहङ्कारेर्ष्यामत्सराद्यास्तु घोरा ।
धर्मा एते राजसा पुम्प्रवृत्तिर्यस्मादेषा तद्रजो बन्धहेतु ॥११४॥

काम क्रोध लोभदम्भादि असूयाऽहङ्कारेर्ष्यामत्सराद्या तु घोरा एते धर्मा राजसा, यस्मात् एषा पुम्प्रवृत्ति तद् रज बन्धहेतु ।

કામ ક્રોધ, લોભ, દભ, અસૂયા (પારકાના ગુણોમા દોષ જોવા) અહકાર ઈર્ષ્યા, મત્સર (બીજાની ચઢતી ન સહન કરવી) વગેર ભયકર ધર્મો (દોષો) રજોગુણના સ તાનો છે રજોગુણથી જ જીવ કર્મોમા પ્રવૃત્ત થાય છે ને તે જ બધનનુ કારણ છે

असूया द्या –असूया अहकार ईर्ष्या मत्सर ते आद्या येषा ते । पुम्प्रवृत्ति –पुस प्रवृत्ति ।

एषावृतिर्नाम तमोगुणस्य शक्तिर्यया वस्त्ववभासतेऽन्यथा ।
सैषा निदान पुरुषस्य ससृतेर्विक्षेपशक्ते प्रसरस्य हेतु ॥११५॥

यया वस्तु अन्यथा अवभासते एषा तमोगुणस्य आवृति नाम शक्ति, एषा स पुरुषस्य ससृते निदान विक्षेपशक्ते (च) ससृते प्रसरस्य (च) हेतु ।

જેનાથી વસ્તુ કઈ હોય ને કઈ ભાસે છ એ તમોગુણની આવરણ' નામની શક્તિ છે આ તે છે જે પુરુષના સ સારનુ મૂળ કારણ છે અને વિક્ષેપ શક્તિના પથારાનુ-વિસ્તારનુ યે કારણ છે

[ દોરડુ પહેલા અ ધારાથી ઢ કાઈ જાય દેખાતુ બધ થાય, ત્યા જ તે સાપ રૂપે ભાસે છે એ જ રીતે પહેલા આત્મા અવિદ્યાની આવરણ શક્તિથી ઢ કાઈ જાય ત્યારે જ વિક્ષેપ શક્તિ તેમાં નાના પ્રકારના આકાર પ્રકાર પેદા કરી શકે છે આ આકાર પ્રકારામા ન્નન્ય બુદ્ધિથી વ્યવહાર કરવો એનુ નામ જ સ સાર. ]

प्रज्ञावानपि पण्डितोऽपि चतुरोऽप्यत्यन्तसूक्ष्मार्थदृग्
व्यालीढस्तमसा न वेत्ति बहुधा सम्बोधितोऽपि स्फुटम् ।
भ्रान्त्यारोपितमेव साधु कलयत्यालम्बते तद्गुणान्
हन्तासौ प्रबला दुरन्ततमसः शक्तिर्महत्यावृतिः ॥११६॥

प्रज्ञावान् अपि पण्डितः अपि, चतुरः, सूक्ष्मार्थदृक् अपि, तमसा व्यालीढः, बहुधा सम्बोधितः अपि, स्फुटं न वेत्ति, भ्रान्त्या आरोपितम् एव साधु कलयति, तद्गुणान् आलम्बते, हन्त! दुरन्ततमसः असौ महती आवृतिः प्रबला शक्तिः ।

પ્રજ્ઞાવાન્ પંડિત કાર્યદક્ષ અને સૂક્ષ્મ અર્થને દેખતી દૃષ્ટિવાળોય તમોગુણથી ગ્રસ્ત બનેલો જીવ, અનેક રીતે સમજાવવા છતાં, સ્પષ્ટ સમજતો નથી. ભ્રાંતિથી સત્ય પર આરોપિત અસત્યને જ (બ્રહ્મમાં આરોપિત સંસારને જ) સાચો માને છે ને તેના (આરોપિત સંસારના) ગુણોને જ વળગી રહે છે. સાચે જ, આ દુસ્તર તમોગુણનું મહાન આવરણ પ્રબળ શક્તિશાળી છે.

अभावना वा विपरीतभावना सम्भावना विप्रतिपत्तिरस्याः ।
संसर्गयुक्तं न विमुञ्चति ध्रुवं विक्षेपशक्तिः क्षपयत्यजस्रम् ॥११७॥

अस्याः संसर्गयुक्तम्, अभावना विपरीत भावना असम्भावना विप्रतिपत्तिः वा ध्रुवं न मुञ्चति, विक्षेपशक्तिः (अपि) अजस्रं क्षपयति ।

આ આવરણશક્તિના વશમાં આવેલાને અભાવના (કાંઈ ન સૂઝવું), વિપરીતભાવના (ઊલટું સૂઝવું), અસંભાવના (સત્યને અસંભવ માનવું), વિપ્રતિપત્તિ (સંશયગ્રસ્ત બનવું), આ બધા મનોવિકારો કાયમ ડામાડોળ બનાવી દે છે. વળી વિક્ષેપશક્તિ પણ એને નિરંતર તીવ્ર કર્યા કરે છે.

अज्ञानमालस्यजडत्वनिद्रा-
प्रमादमूढत्वमुखास्तमोगुणाः ।
एतैः प्रयुक्तो न हि वेत्ति किञ्चित्
निद्रालुवत् स्तम्भवदेव तिष्ठति ॥११८॥

अज्ञानम् आलस्य-जडत्व-निद्रा प्रमाद-मूढत्वमुखाः तमोगुणाः, एतैः प्रयुक्तः किञ्चित् न हि वेत्ति: निद्रालुवत् (वा) स्तम्भवत् एव तिष्ठति ।

અજ્ઞાન, આળસ, જડતા, નિદ્રા, પ્રમાદ (બેદરકારી) અને મૂઢતા વગેરે તમસૂના ગુણો છે. આની અસર તળે જીવ કાંઈ સમજતો નથી, નિદ્રાળુની કે થાંભલાની જેમ (જડ જેવો) થઈ રહે છે.

अज्ञान...मुखाः–आलस्यं च जडत्वं च निद्रा च प्रमादः च मूढत्व च तानि मुखानि = आदीनि येषा ते ।

सत्त्वं विशुद्धं जलवत् तथापि
ताभ्यां मिलित्वा सरणाय कल्पते ।
यत्रात्मबिम्बः प्रतिबिम्बितः सन्
प्रकाशयत्यर्क इवाखिलं जडम् ॥११९॥

सत्त्वं जलवत् विशुद्ध तथा अपि ताभ्या मिलित्वा सरणाय कल्पते, यत्र आत्मबिम्बः प्रतिबिम्बितः सन् अर्कः इव अखिलं जडं प्रकाशयति ।

સત્ત્વગુણ (જો કે) જળની જેમ સ્વચ્છ છે છતાંયે, રજસ્ અને તમસૂની સાથે ભેળસેળ થયેલું હોવાથી સંસારનું કારણ બને છે. સત્ત્વમાં આત્મારૂપી બિંબ પ્રતિબિંબિત થઈને સૂર્યની જેમ સમસ્ત જડ વસ્તુઓને પ્રકાશિત કરે છે.

[બુદ્ધિ સત્ત્વગુણનું કાર્ય છે. પરંતુ સત્ત્વપ્રધાન હોવા છતાંયે તે રજસ્–તમસૂથી સાવ મુક્ત હોતી નથી. સત્ત્વપ્રાધાન્યને લીધે તે દર્પણની જેમ સ્વચ્છ છે જેથી આત્માના પ્રતિબિંબને ઝીલે છે અને પોતે પ્રકાશિત બની અન્ય ઇન્દ્રિયાદિનેય પ્રકાશિત કરે છે. બુદ્ધિઘટક સત્ત્વગુણની સ્વચ્છતા કે અસ્વચ્છતાની માત્રા પ્રમાણે વ્યક્તિનાં જ્ઞાન પ્રવૃત્તિપરાયણતા કે મૂઢતાનું પ્રમાણ નક્કી થાય છે. આ શ્લોક પ્રમાણે આચાર્ય જીવસ્વરૂપને લગતા ત્રણ : प्रतिबिम्ब अवच्छेद અને आभास મતોમાંથી પ્રતિબિંબવાદનું સમર્થન કરતા લાગે છે.]

**मिश्रस्य सत्त्वस्य भवन्ति धर्मास्त्वमानिताद्या नियमा यमाद्याः ।**
**श्रद्धा च भक्तिश्च मुमुक्षुता च दैवी च सम्पत्तिरसन्निवृत्तिः ॥१२०॥**

अमानित्वाद्याः, यमाद्याः नियमाः, श्रद्धा च भक्तिः मुमुक्षुता च दैवी च सम्पत्तिः, असन्निवृत्तिः, (एते) तु मिश्रस्य सत्त्वस्य धर्माः सन्ति ।

અમાનિત્વ વગેરે, યમો સહિત નિયમો, શ્રદ્ધા, ભક્તિ, મુમુક્ષુતા અને દૈવી સંપત્તિ તેમજ અસત્ વસ્તુઓનો ત્યાગ; આ બધા મિશ્ર સત્ત્વના ધર્મો–ગુણો છે.

[ગીતાના તેરમા અધ્યાયમાં 'अमानित्वमदम्भित्वम्'થી શરૂ થતા શ્લોક ૭થી ૧૧ સુધી જ્ઞાન રૂપે વર્ણવેલા ૧૭ ગુણો, અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ–આ પાંચ યોગસૂત્રે બતાવેલા યમો, યોગ-સૂત્રાનુસાર શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપૂજા–આ પાંચ નિયમો, ગીતાના ૧૬ મા અધ્યાયમાં આરંભમાં દૈવી સંપત્તિ તરીકે વર્ણવેલા અભયાદિ ૨૪ સદાચારો અને અન્ય આમાં દર્શાવેલા શ્રદ્ધા મુમુક્ષુતા અને ત્યાગ (વૈરાગ્ય) સત્ત્વપ્રધાન અંતઃકરણના ધર્મો છે, જે સાધકની પરમાર્થસિદ્ધિ માટે અનિવાર્ય છે.]

असन्निवृत्तिः—असतः = अविद्याप्रसूतात् मोहकारकात् मिथ्याभूतात् जगतः—निवृत्तिः ।

**विशुद्धसत्त्वस्य गुणाः प्रसादः स्वात्मानुभूतिः परमा प्रशान्तिः ।**
**तृप्तिः प्रहर्षः परमात्मनिष्ठा यया सदाऽऽनन्दरसं समृच्छति ॥१२१॥**

विशुद्धसत्त्वस्य गुणाः—प्रसादः स्वात्मानुभूतिः परमा प्रशान्तिः तृप्तिः प्रहर्षः (च) परमात्मनिष्ठा यया सदा आनन्दरसं समृच्छति ।

સત્ત્વ અધિક વિશુદ્ધ હોય ત્યારે એમાં આ પ્રમાણે ગુણો હોય છે: પ્રસન્નતા, આત્માનુભવ, ( પ્રતિકૂળ દશામાંયે ) પ્રશાન્તિ, તૃપ્તિ, પ્રહર્ષ અને પરમાત્મામાં નિયત સ્થિતિ, જેના લીધે (સિદ્ધ વ્યક્તિ) સદા આનંદરસ પામતો રહે છે.

[ ૧૨૦ મા શ્લોકમાં પરમાર્થપ્રાપ્તિ માટે ઉત્સુક સાધકમાં ગુણોનો વિચાર થયો છે ને આ શ્લોકમાં પૂર્ણપણે નિર્મળબુદ્ધિ આત્મ-જ્ઞાનીની સ્થિતિનું વર્ણન છે. ]

विशुद्धसत्त्वस्य–विशुद्धं सत्त्वं यस्य तस्य, परमात्मनिष्ठा–नियमेन यया स्थीयते सा निष्ठा परमात्मनि निष्ठा, आनन्दरसम्–आनन्द एव रसः–रस्यते आस्वाद्यते इति रसः–आनन्दास्वाद इति भावः।

## કારણ શરીર

**अव्यक्तमेतत् त्रिगुणैर्निरुक्तं तत् कारणं नाम शरीरमात्मनः।**
**सुषुप्तिरेतस्य विभक्त्यवस्था प्रलीनसर्वेन्द्रियबुद्धिवृत्तिः ॥१२२॥**

त्रिगुणैः निरुक्तम् एतत् अव्यक्तम्, तत् आत्मनः 'कारणं' नाम शरीरम्; एतस्य विभक्त्यवस्था प्रलीन सर्वेन्द्रियबुद्धिवृत्तिः सुषुप्तिः।

(અહીં જે) ત્રણ ગુણોવાળી અવિદ્યા–માયાનું નિરુપણ કર્યું તે 'અવ્યક્ત' છે, તે જ આત્માનું 'કારણ' શરીર છે. આની પોતીકી અવસ્થા સુષુપ્તિ છે, જેમાં બધી ઇન્દ્રિયો અને બુદ્ધિના વ્યાપારો વિલીન થઈ જાય છે. અર્થાત્ સુષુપ્તિમાં આત્મા અને અવિદ્યા જ રહે છે ને અન્ય સર્વની સ્વરૂપ પ્રચ્યુતિ થાય છે.

प्रलीन…वृत्तिः–प्रलीनानि सर्वेन्द्रियाणि बुद्धिवृत्तयः च यस्यां सा।

**सर्वप्रकारप्रमितिप्रशान्तिर्बीजात्मनावस्थितिरेव बुद्धेः।**
**सुषुप्तिरेतस्य किल प्रतीतिः किञ्चिन्न वेद्मीतिजगत्प्रसिद्धेः ॥१२३॥**

बुद्धेः सर्वप्रकारप्रमितिप्रशान्तिः बीजात्मनावस्थितिः एव सुषुप्तिः, 'किञ्चित् न वेद्मि' इति जगत्प्रसिद्धेः किल एतस्य प्रतीतिः।

જ્યાં બુદ્ધિ દરેક જાતનું જ્ઞાન મેળવવાનું છોડી દે અને બીજ-રૂપમાં જ રહે છે તે અવસ્થા સુષુપ્તિ છે. 'હું કાંઈ જાણતો નથી' આ જાતની પ્રસિદ્ધ ઉક્તિથી આની પ્રતીતિ થાય છે.

सर्व.. प्रशान्तिः–सर्वप्रकाराणां प्रमितीनां प्रशान्तिः, बीजात्मना–बीजम् एव आत्मा = स्वरूपं तेन।

**देहेन्द्रियप्राणमनोऽहमादयः सर्वे विकारा विषयाः सुखादयः।**
**व्योमादिभूतान्यखिलं च विश्वमव्यक्तपर्यन्तमिदं ह्यनात्मा ॥१२४॥**

देहेन्द्रियप्राणमनोऽहमादयः सर्वे विकाराः, सुखादयः विषयाः, व्योमादिभूतानि, अव्यक्तपर्यन्तम् इदं अखिलं विश्वं च हि अनात्मा।

દેહ ઇન્દ્રિયો, પ્રાણ, મન અને અહંકાર આ બધા વિકારો, સુખ, દુઃખ વગેરે વિષયો, આકાશ વગેરે પાંચ મહાભૂતો અને અવ્યક્ત (પ્રકૃતિ કે માયા) સુધીનું આ બધળું વિશ્વ; આ બધું અનાત્મા છે.

माया मायाकार्यं सर्वं महदादिदेहपर्यन्तम् ।
असदिदमनात्मकं त्वं विद्धि मरुमरीचिकाकल्पम् ॥१२५॥

माया महदादिदेहपर्यन्तम् इदं सर्वं माया कार्यं (च) त्वम् असत् अनात्मकं मरुमरीचिकाकल्पं विद्धि ।

માયા અને મહત્(બુદ્ધિ)થી લઈ દેહ સુધીનું આ સર્વ માયાથી પેદા થયેલું જગત્ અસત્ અને અનાત્મરૂપ છે, એને તું મૃગજળ સમાન જાણ.

अथ ते सम्प्रवक्ष्यामि स्वरूपं परमात्मनः ।
यद्विज्ञाय नरो बन्धात् मुक्तः कैवल्यमश्नुते ॥१२६॥

अथ ते परमात्मनः स्वरूपं वक्ष्यामि, यद् विज्ञाय नरः बन्धात् मुक्तः कैवल्यम् अश्नुते ।

હવે હું તને પરમાત્માનું (વિશુદ્ધ આત્માનું) સ્વરૂપ સમજાવીશ જેનો સાક્ષાત્કાર થવાથી જીવનો બંધનથી છુટકારો થાય છે ને તે મુક્તિ મેળવે છે.

अस्ति कश्चित् स्वयं नित्यमहंप्रत्ययलम्बनः ।
अवस्थात्रयसाक्षी सन् पञ्चकोशविलक्षणः ॥१२७॥

अहंप्रत्ययलम्बनः कश्चित् स्वयं नित्यः अस्ति, (यः) अवस्थात्रय साक्षी सन् पञ्चकोशविलक्षणः (वर्तते) ।

'હું' શબ્દથી બોધાતો અને સ્વયંરૂપે વ્યક્ત થતો કોઈ નિત્ય પદાર્થ છે, જે જાગ્રત વગેરે ત્રણ અવસ્થાઓનો સાક્ષી છે અને અન્નમય વગેરે પાંચ કોશોથી જુદો છે.

अहं...लम्बनः-अहंप्रत्ययस्य आलम्बनः; अवस्था...साक्षी-अवस्थानां त्रयस्य साक्षी, पञ्च... विलक्षण-पञ्चकोशेभ्यः विलक्षणः ।

यो विजानाति सकलं जाग्रत्स्वप्नसुषुप्तिषु ।
बुद्धितद्वृत्तिसद्भावमभावमहमित्ययम् ॥१२८॥

यः अहम् इति अयम् जाग्रत्स्वप्नसुषुप्तिषु बुद्धि-तद्वृत्तिसद्भावम् अभावं (च) सकलं विजानाति ।

અહંવૃત્તિનો આધાર છે આત્મા, જે જાગ્રત, સ્વપ્ન તેમજ સુષુપ્તિમાં બુદ્ધિ અને તેની વિષયાકાર પામતી વૃત્તિઓને તથા બધા પ્રકારના અભાવને જાણે છે.

[આત્મા જાગ્રત અને સ્વપ્નમાં બુદ્ધિ તથા તેની વૃત્તિઓને અને સુષુપ્તિમાં લીન બનેલી બુદ્ધિ તથા બુદ્ધિવૃત્તિઓના અભાવને જાણે છે.]

बुद्धि...भावम्-बुद्धिः च तस्या वृत्तयः च तासां सद्भावः तम् ।

यः पश्यति स्वयं सर्वं यं न पश्यति कश्चन ।
यश्चेतयति बुद्ध्यादि न तु यं चेतयत्ययम् ॥१२९॥

यः स्वयं सर्वं पश्यति, यं न कश्चन पश्यति, यः बुद्ध्यादि चेतयति, यं तु न अयं चेतयति ।

જે આત્મા સર્વને જુએ છે પણ જેને કોઈ જોતું નથી, જે બુદ્ધિ વગેરેને ચેતન બનાવે છે, પરંતુ એને બુદ્ધિ વગેરે કોઈ જ ચેતન બનાવતું નથી

[કેવળ આત્મા જ ચેતન અને દ્રષ્ટા છે જ્યારે બુદ્ધિ વગેરે બધા આત્મભિન્ન તત્ત્વો અચેતન અને દૃશ્ય-પ્રકાશ્ય છે.]

येन विश्वमिदं व्याप्तं यत् न व्याप्नोति किञ्चन ।
आभारूपमिदं सर्वं यं भान्तमनुभात्ययम् ॥१३०॥

येन इदं विश्वं व्याप्तम्, यत् न किञ्चन व्याप्नोति, इदं सर्वम् आभारूपम्, अयं यं भान्तम् अनुभाति ।

જેણે સંપૂર્ણ વિશ્વને વ્યાપ્ત કરેલું છે પરંતુ જેને કોઈ વ્યાપ્ત કરતું નથી આ સઘળું વિશ્વ આભાસરૂપ છે ને આત્માના પ્રકાશે પ્રકાશિત થાય છે.

[तमेव भान्तमनुभाति सर्वम् વગેરે શ્રુતિવચનો અને न तद्भासयते सूर्यः વગેરે ગીતાવચનોનો આમાં પડઘો છે ]

यस्य सन्निधिमात्रेण देहेन्द्रियमनोधियः ।
विषयेषु स्वकीयेषु वर्तन्ते प्रेरिता इव ॥१३१॥

यस्य सन्निधिमात्रेण देहेन्द्रियमनोधियः स्वकीयेषु विषयेषु प्रेरिता इव वर्तन्ते ।

જેની સમીપતાથી જ દેહ, ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ પ્રેરિત થતાં હોય તેમ, પોતપોતાના વિષયોમાં પ્રવર્તિત થાય છે અર્થાત્ આત્માના અજવાળે જ બુદ્ધિ વગેરે વિષયો ગ્રહણ કરે છે, (જો કે આત્મા તેમને તેમ કરવા પ્રેરતો નથી, તે તો અસંગ દ્રષ્ટા જ છે)

सन्निधिमात्रेण–सन्निधि एव इति सन्निधिमात्रं तेन, देहे धियः – देहः च इन्द्रियाणि च मनः च धीः च ।

अहङ्कारादिदेहान्ता विषयाश्च सुखादयः ।
वेद्यन्ते घटवद्येन नित्यबोधस्वरूपिणा ॥१३२॥

नित्यबोधस्वरूपिणा येन अहङ्कारादिदेहान्ता सुखादयः विषयाः घटवद् वेद्यन्ते ।

અહંકારથી લઈ દેહ સુધીનાં આધ્યાત્મિક ઉપકરણો તથા સુખ વગેરે વિષયો નિત્ય જ્ઞાનસ્વરૂપ આત્માથી, દીવાથી ઘડાની જેમ જણાય છે

नित्य स्वरूपिणा –नित्यबोधः स्वरूपम् अस्ति यस्य तेन ।

एषोऽन्तरात्मा पुरुषः पुराणो निरन्तराखण्डसुखानुभूतिः ।
सदैकरूपः प्रतिबोधमात्रो येनेषिता वागसवश्चरन्ति ॥१३३॥

एषः अन्तरात्मा पुराणः पुरुषः, निरन्तराखण्डसुखानुभूतिः, सदा एकरूपः, प्रतिबोधमात्रः, येन इषिता वागसवः चरन्ति ।

આ અન્તરાત્મા અનાદિ પુરુષ છે, નિરંતર અખંડ સુખાનુભૂતિરૂપ છે, સદા એકરૂપ અને જ્ઞાનસ્વરૂપ છે આ આત્માની પ્રેરણાથી જ વાણી વગેરે ઇન્દ્રિયો અને પ્રાણો કાર્યરત બને છે

निर भूतिः –निरन्तरा अखण्डा च असौ अनुभूतिः, प्रति मात्रः– प्रतिबोधः एव इति प्रतिबोधमात्रः । वागासवः –वाक् च असवः च ।

**આત્મસ્વરૂપ**

अत्रैव सत्त्वात्मनि धीगुहायामव्याकृताकाश उरुप्रकाशः ।
आकाश उच्चैः रविवत् प्रकाशते स्वतेजसा विश्वमिदं प्रकाशयन्॥१३४॥

अत्र एव सत्त्वात्मनि धीगुहायाम् अव्याकृताकाशे, उरुप्रकाशः आकाशे उच्चैः रविवत्, स्वतेजसा इदं विश्वं प्रकाशयन् प्रकाशते ।

આ સત્ત્વમયી બુદ્ધિગુફામાં અવ્યક્ત આકાશની અંદર, ઉગ્ર પ્રકાશવાળો આત્મા, ઊંચે આકાશમાં સૂર્યની જેમ, પોતાના તેજથી સમગ્ર વિશ્વને પ્રકાશિત કરે છે ને સ્વયં પ્રકાશિત થાય છે.

[છાન્દોગ્યોપનિષદ્‌મા હૃદયપુંડરીક સ્થિત આકાશાન્તર્ગત આત્માની ચર્ચા છે તેનો અહીં અનુસાર છે.]

ज्ञाता मनोऽहङ्कृतिविक्रियाणां देहेन्द्रियप्राणकृतक्रियाणाम् ।
अयोऽग्निवत् तामनुवर्तमानो न चेष्टते नो विकरोतिकिञ्चन ॥१३५॥

मनोहङ्कृतिविक्रियाणा देहेन्द्रियप्राणकृतक्रियाणा ज्ञाता, अयोऽग्निवत् तान् अनुवर्तमानं, न चेष्टते नो किञ्चन विकरोति ।

આત્મા મન તેમજ અહંકારના વિકારોને, પરિવર્તનોને તથા દેહ, ઇન્દ્રિયો અને પ્રાણની ક્રિયાઓને જાણે છે. લોઢાના ગોળામાં પ્રવેશેલો અગ્નિ જેમ લોઢાના આકારપ્રકારને ધારણ કરે છે તેમ આત્મા દેહ વગેરેની બાબતમાં કરે છે પરંતુ તે સ્વભાવે કોઈ ચેષ્ટા કે વિકારનો કર્તા નથી

मनो...क्रियाणाम्ः–मनः च अहङ्कृतिः च तयोः विक्रियाणाम्, देहे...णाम्–देहः च इन्द्रियाणि च प्राणाः च तैः कृताना क्रियाणाम् । अयोग्निवत्–अयसि अग्निः अथवा अयोमयः अग्निः स इव ।

न जायते नो म्रियते न वर्धते
न क्षीयते नो विकरोति नित्यः ।
विलीयमानेऽपि वपुष्यमुष्मिन्
न लीयते कुम्भ इवाम्बरं क्वचित् ॥१३६॥

(अयम् आत्मा) नित्य (सन्) न जायते नो म्रियते न वर्धते न क्षीयते नो विकरोति, अमुष्मिन् वपुषि विलीयमानेऽपि, कुम्भे अम्बरम् इव, क्वचित् न लीयते ।

આ આત્મા નિત્ય છે માટે જન્મતો નથી, મરતો નથી, મોટો કે નાનોયે થતો નથી, એ પરિવર્તન પણ પામતો નથી, આ શરીર નાશ પામે ત્યારે (ઘડો ફૂટતાં) ઘડામાંના આકાશની જેમ એ ક્યાંય લીન થતો નથી

प्रकृतिविकृतिभिन्न शुद्धबोधस्वभाव
सदसदिदमशेष भासयन्निर्विशेष ।
विलसति परमात्मा जाग्रदादिष्ववस्था-
स्वहमहमिति साक्षात् साक्षिरूपेण बुद्धे ॥१३७॥

प्रकृतिविकृतिभिन्न , शुद्धबोधस्वभाव , निर्विशेष सन् असत् इदम् अशेष भासयन्, परमात्मा, जाग्रदादिषु अवस्थासु अहम् अहम् इति बुद्धे साक्षात् साक्षिरूपेण विलसति ।

પ્રકૃતિ (જગતનુ મૂળ કારણ) તેમજ તેના (મહત્ વગેરે) વિકારોથી ભિન્ન, શુદ્ધ જ્ઞાનસ્વરૂપ અને નિર્વિશેષ પરમ આત્મા સત્ (ઇન્દ્રિયગ્રાહ્ય) અસત્ (આકાશ વગેરે અનુમેય) આ સઘળા વિશ્વને પ્રકાશિત કરે છે અને જાગ્રત્, સ્વપ્ન તેમજ સુષુપ્તિ આ ત્રણ અવસ્થાઓમાં 'હુ' 'હુ' એવા સ વેદન રૂપે અનુભવાય છે ને બુદ્ધિનો સાક્ષી બની પ્રકાશિત થાય છે

प्रकृति भिन्न –प्रकृति च विकृति च ताभ्या भिन्न , साक्षिरूपेण– साक्षिण रूप तेन, निर्विशेष –निर्गत विशेष = बुद्ध्यादितादात्म्यजन्य यस्य स ।

नियमितमनसामु त्व स्वमात्मानमात्म-
न्ययमहमिति साक्षाद् विद्धि बुद्धिप्रसादात् ।
जनिमरणतरङ्गापारससारसिन्धु
प्रतर भव कृतार्थो ब्रह्मरूपेण सस्थ ॥१३८॥

त्वं नियमितमनसा-आत्मनि स्वम् अमुम् आत्मानम् बुद्धिप्रसादात् 'अयम् अहम् अहम्' इति साक्षात् विद्धि, ब्रह्मरूपेण संस्थः (च) जनिमरण-तरङ्गापारसिन्धुं प्रतर, कृतार्थः भव।

તું સંયમિત મન અને બુદ્ધિની પ્રસન્નતાના બળે પોતાના અંતઃ-કરણમાં જ પોતાના આત્માને 'હું' 'હું' શબ્દના વિષય રૂપે જાણ. વળી બ્રહ્મભાવની સ્થિતિ મેળવી જન્મ-મરણરૂપી તરંગોવાળા અપાર સંસાર-સાગરને તરી જા ને જીવનને સફળ કર.

नियमितमनसा–नियमितं च तत् मनः तेन, बुद्धिप्रसादात्–बुद्धेः प्रसादः तस्मात्, जनि...सिन्धुम्–जनिः च मरणं च ते एव तरङ्गाः यस्मिन् तादृशः यः अपारः सिन्धुः = संसार सिन्धुः तम्, कृतार्थः कृतः = संपादितः अर्थः = जीवनप्रयोजनं येन सः ।

**અધ્યાસ**

अत्राऽनात्मन्यहमिति मतिर्बन्ध एषोऽस्य पुंसः
प्राप्तोऽज्ञानाज्जननमरणक्लेशसम्पातहेतुः ।
येनैवायं वपुरिदमसत्सत्यमित्यात्मबुद्ध्या
पुष्यत्युक्षत्यवति विषयैस्तन्तुभिः कोशकृद्वत् ॥१३९॥

अत्र अनात्मनि अहम् इति मतिः एषः अस्य पुंसः अज्ञानात् जननमरणक्लेशसम्पातहेतुः बन्धः, येन एव अयम्, असत् इदं वपुः सत्यम् इति आत्मबुद्ध्या तन्तुभिः कोशकृद्वत्, विषयैः पुष्यति उक्षति अवति (च)।

અનાત્મ રૂપ દેહ વગેરે વસ્તુઓમાં 'હું' એવી બુદ્ધિ હોવી એ જ આ જીવનો અજ્ઞાનને લીધે જન્મ-મરણ વગેરે ક્લેશોના કારણ રૂપ બંધ છે. આને લીધે જ જીવ મિથ્યાભૂત આ શરીરને સત્ય અને સ્વસ્વરૂપ માનીને, રેશમનો કીડો કોશને કરે તેમ, પોષે છે, સજાવે છે અને રક્ષે છે.

जनन...हेतुः–जननं च मरणं च तयोः क्लेशस्य सम्पातस्य हेतुः, आत्मबुद्ध्या–आत्मा इति बुद्धिः तया ।

अतस्मिंस्तद्बुद्धिः प्रभवति विमूढस्य तमसा
विवेकाभावाद्वै स्फुरति भुजगे रज्जुधिषणा ।

अतोऽनर्थव्रातो निपतति समादातुरधिकः
ततो योऽसद्ग्राहः स हि भवति बन्धः शृणु सखे ॥१४०॥

*विमूढस्य तमसा असस्मिन् सद्बुद्धिः प्रजायते, विवेकाभावात् वै भुजगे रज्जुधिषणा स्फुरति, ततः समादातुः अधिकः अनर्थव्रातः निपतति, सखे ! शृणु, यः च असद्ग्राहः स हि बन्धः भवति ।*

મૂઢ માનવને તમોગુણને લીધે જે જે ન હોય તેમાં તે હોવાની બુદ્ધિ થાય છે (દા. ત.) વિવેક ન હોવાને લીધે જ દોરડામાં સાપની બુદ્ધિ (ભ્રાંતિ) થાય છે. આવી ખોટી બુદ્ધિવાળાને જ અનેક પ્રકારના અનર્થો ઘેરી વળે છે માટે હે મિત્ર! સાંભળ. આ જે (ભ્રાંતિજન્ય) અસદ્ગ્રહ (જે જ્યાં ન હોય તેને ત્યાં સમજી લેવું તે) જ બંધન છે.

[અંધારાથી ઢંકાવાને લીધે દોરડું દેખાતું નથી. ન દેખાતા દોરડામાં જ સાપ કે તેના જેવી બીજી ચીજની ભ્રાંતિ થાય છે. સાપની ભ્રાંતિ થતાં જ ભય કંપ વગેરે અનિષ્ટો જન્મે છે. આ અનિષ્ટોનું મૂળ સાપ જ્યાં નથી ત્યાં તેને સમજવા રૂપી ભ્રાંતિ છે. આવું જ બ્રહ્મને–આત્માને દેહ વગેરે સ્વરૂપે સમજવાથી થાય છે. ખોટી સમજથી આ રૂપે માની લીધેલા દેહ વગેરેના વિકારો આત્માના છે આવી ધારણા જ બધાં દુઃખનું મૂળ છે. હું શુદ્ધ નિર્વિકાર બ્રહ્મ છું, આવી સાચી સમજ હોય તો દોરડાને દોરડા તરીકે જોઈએ ત્યારે થાય છે તેમ આત્માને કોઈ દુઃખ થતું નથી.]

रज्जुधिषणा—रज्ज्वां धिषणा, असद्ग्राहः—असतः ग्राहः = ग्रहणम् ।

अखण्डनित्याद्वयबोधशक्त्या स्फुरन्तमात्मानमनन्तवैभवम् ।
समावृणोत्यावृतिशक्तिरेषा तमोमयी राहुरिवार्कबिम्बम् ॥१४१॥

तमोमयी एषा आवृतिशक्तिः राहुः अर्कबिम्बम् इव, अखण्डनित्याद्वयबोधशक्त्या स्फुरन्तम्, अनन्तवैभवम्, आत्मानं समावृणोति ।

અવિદ્યાની આ તમોગુણમયી આવરણશક્તિ રાહુ સૂર્યને ઢાંકે તેમ અખંડ, નિત્ય અદ્વિતીય અને જ્ઞાનશક્તિથી સ્ફુરાયમાણ અનંત ઐશ્વર્યસંપન્ન આત્માને ઢાંકી દે છે.

अखण्ड...शक्त्या—अखण्डा नित्या अद्वया च बोधशक्तिः तया ।

तिरोभूते स्वात्मन्यमलतरतेजोवति पुमा-
नानात्मानं मोहादहमिति शरीरं कलयति ।
ततः कामक्रोधप्रभृतिभिरमुं बन्धनगुणैः
परं विक्षेपाख्या रजस उरुशक्तिर्व्यथयति ॥१४२॥

अमलतरतेजोवति स्वात्मनि तिरोभूते, पुमान् मोहाद् अनात्मानं शरीरम् 'अहम्' इति कलयति, ततः परं विक्षेपाख्या रजसः उरुशक्तिः अमुं कामक्रोधप्रभृतिभिः बन्धनगुणैः व्यथयति ।

અત્યન્ત સ્વચ્છ તેજવાળો આત્મા આવરણ શક્તિથી ઢંકાઈ જતાં મોહવશાત્ પોતાને અનાત્મભૂત શરીર માની બેસે છે. તે પછી વિક્ષેપ નામની રજોગુણની પ્રબળ શક્તિ કામ ક્રોધ વગેરે બંધનમાં નાખનાર વિકારોથી એને હેરાન કર્યા કરે છે.

[પ્રકૃતિના સત્ત્વ રજસ્ અને તમસ્ નામના ત્રણ ઘટક અવયવોને 'ગુણ' કહે છે. ગુણ શબ્દનો બીજો અર્થ દોરડું થાય છે. જેમ દોરડું બાંધવાનું સાધન છે તેમ પ્રકૃતિના આ ત્રણ ગુણો પણ બાંધે છે. ગુણ શબ્દ અહીં બંધન કરનાર એ અર્થમાં સમજવો.]

अमलतरतेजोवति–अमलतर तेजः अस्ति अस्य तस्मिन् ।

महामोहग्राहग्रसनगलितात्मावगमनो
धियो नानावस्थाः स्वयमभिनयंस्तद्गुणतया ।
अपारे संसारे विषयविषपूरे जलनिधौ
निमज्ज्योन्मज्ज्यायं भ्रमति कुमतिः कुत्सितगतिः ॥१४३॥

(ततः) महामोहग्राहग्रसनगलितात्मावगमनः अयं कुमतिः, तद्गुणतया धियः नानावस्थाः स्वयम् अभिनयन्, अपारे विषयविषपूरे संसारे जलनिधौ, निमज्ज्य उन्मज्ज्य कुत्सितगतिः भ्रमति ।

(વિક્ષેપ શક્તિની અસર નીચે) આ કુમતિ જીવ મહામોહરૂપી મગરથી ગળાવાઈને આત્મજ્ઞાનહીન બને છે. તેમજ બુદ્ધિના ગુણોથી એકાકાર બની બુદ્ધિની જુદી જુદી અવસ્થાઓને પોતાની માની વર્તે છે. પરિણામે હીન ગતિ પામી વિષયોરૂપી વિષથી ભરેલા સંસારરૂપી અપાર સમુદ્રમાં ડૂબકાં ખાતો ખાતો ભટકયા કરે છે.

[આત્મા સ્વભાવે નિર્મળ અને નિષ્ક્રિય હોવા છતાં, ત્રણ ગુણોવાળી અને ખાસ કરીને વિક્ષેપશક્તિવાળી રાજસિક બુદ્ધિની સાથે તાદાત્મ્ય થતાં, પોતાને સુખી દુઃખી, કર્તા, ભોક્તા, સંસારી માની બેસે છે ને બુદ્ધિવગેરેના ગુણધર્મોને સ્વકીય સમજી જન્મ, જરા, મરણના ચક્રમાં અટવાયા કરે છે]

महामोह मत –महामोह एव मोह तेन मग्न तेन गलितम् आत्मन अवगमन = ज्ञान यस्य स तद्गुणतया–तस्या = बुद्धया गुणा यस्मिन् स तद्गुण तस्य भाव तया । विषय पूरे–विषया एव विष तस्य पूर यस्मिन् स तस्मिन् । कुत्सितगति –कुत्सिता = निन्द्या गति यस्य ।

भानुप्रभासाञ्जनिताभ्रपङ्क्तिर्भानु तिरोधाय विजृम्भते यथा ।
आत्मोदिताहङ्कृतिरात्मतत्त्व तथा तिरोधाय विजृम्भते स्वयम् ॥१४४॥

यथा भानुप्रभासात् जनिता अभ्रपङ्क्ति भानु तिरोधाय विजृम्भते तथा आत्मोदिताहङ्कृति आत्मतत्त्व तिरोधाय स्वय विजृम्भते ।

જેમ સૂર્યના તાપથી (જળની વરાળ બની) ઉત્પન્ન થયેલાં વાદળો સૂર્યને ઢાંકી દઈ ફેલાય છે તેમ આત્મામાંથી જ જન્મેલો અહંકાર આત્માને ઢાંકી દઈ પોતાની જાતને (આત્માના સ્થાને) રજૂ કરે છે

[જગતના બધા પદાર્થોનું ઉપાદાન કારણ માયાધિષ્ઠાન આત્મા છે આત્માની શક્તિનું નામ માયા છે આ માયાશક્તિના રજોગુણ તથા તમોગુણની પ્રધાનતાવાળા અંશમાંથી (અવિદ્યા આનું જ નામ છે) અહંકાર પેદા થાય છે આમ અહંકારનું મૂળ ઉત્પત્તિસ્થાન આત્મા જ છે છતાંયે પોતાના જનક આત્માને અહંકાર છાવરી લઈ એને સ્થાને પોતાને બેસાડી દે છે]

भानुप्रसादात्–भानो प्रभाव तस्मात्, जनिताभ्रपंक्ति–जनिता चासौ अभ्राणा पक्ति, आत्मोदिताहंकृति–आत्मन उदिता या अहकृति ।

### આવરણશક્તિ અને વિક્ષેપશક્તિનો પરિચય

कवलितदिननाथे दुर्दिने सान्द्रमेघै-
व्यथयति हिमझञ्झावायुरुग्रो यथैतान् ।
अविरततमसात्मन्यावृते मूढबुद्धिं
क्षपयति बहुदुःखैस्तीव्रविक्षेपशक्तिः ॥१४५॥

दुर्दिने सान्द्रमेघैः कवलितदिननाथे (सति), यथा उग्रः हिमझञ्झा वायुः ऐतान् व्यथयति (तथा) अविरततमसा आत्मनि आवृते (सति) तीव्रविक्षेपशक्तिः मूढबुद्धिं बहुदुःखैः क्षपयति ।

દુર્દિનમાં (ધૂળોટથી દિવસમાં અંધારું થઈ જાય ત્યારે) જેમ ઘટાટોપ કરી રહેલાં વાદળો વડે સૂર્ય ઢંકાઈ જતાં ઉગ્ર ઠંડો વંટોળિયો સૌને અકળાવી મૂકે છે, તેમ તમોગુણના સતત આવરણથી આત્મા ઢંકાઈ જતાં, તીવ્ર બનેલી વિક્ષેપશક્તિ મૂઢ મનુષ્યને (વિવેક વગરનાને) અનેક પ્રકારનાં દુઃખોથી હેરાન કરી દે છે.

कवलित...नाथः–कवलितः चासौ दिननाथः = सूर्यः तस्मिन्, हिम . वायुः–हिमः चासौ झञ्झावायुः, अविरततमसा–अविरत च तत् तमः तेन, तीव्रविक्षेपशक्तिः–तीव्रा चासौ विक्षेपशक्तिः ।

एताभ्यामेव शक्तिभ्यां बन्धः पुंसः समागतः ।
याभ्यां विमोहितो देहं मत्वात्मानं भ्रमत्ययम् ॥१४६॥

एताभ्याम् एव शक्तिभ्यां पुंसः बन्धः समागतः, याभ्यां विमोहितः अयम् देहम् आत्मानं मत्वा विमोहितः (भवति) ।

અવિદ્યાની આ આવરણ તથા વિક્ષેપ નામની બે શક્તિઓથી જ આત્મા બંધન અનુભવે છે આ બેથી વિમૂઢ બનીને, છવ દેહને આત્મા માની, મોહમાં ફસાય છે.

### બંધ શું છે ?

बीजं संसृतिभूमिजस्य तु तमो देहात्मधीरंकुरो
रागः पल्लवमम्बु कर्म तु वपुः स्कन्धोऽसवः शाखिकाः ।
अग्राणीन्द्रियसंहतिश्च विषयाः पुष्पाणि दुःखं फलं
नानाकर्मसमुद्भवं बहुविधं भोक्ताऽत्र जीवः खगः ॥१४७॥

तमः संसृतिभूमिजस्य तु बीजम्, देहात्मधीः अंकुरः, राग पल्लवम्, कर्म अंबु, वपुः तु स्कन्धः, असवः शाखिकाः, इन्द्रियसंहतिः अग्राणि, विषयाः पुष्पाणि, नानाकर्मसमुद्भवं बहुविधं दुःखं फलम्; अत्र भोक्ता जीवः खगः (वर्तते) ।

(સંસારરૂપી વૃક્ષનાં અંગોનો રૂપકો સાથે પરિચય આપતાં જણાવે છે:)

અજ્ઞાન સંસારરૂપી વૃક્ષનું બીજ છે, દેહને જ આત્મા માનવો એ અંકુર છે, રાગ પાંદડાં છે, સારાંનરસાં કર્મો જળ છે, શરીર થડ છે, પ્રાણો શાખાઓ છે, ઇન્દ્રિયો ટોચો છે, વિષયો ફૂલ છે, અને અનેક પ્રકારનાં કર્મોના ફળરૂપે અનેક પ્રકારે આવી પડતાં દુઃખો ફળ છે; આ સંસારરૂપી વૃક્ષનો ભોગવનાર જીવ વૃક્ષ પર બેઠેલા પક્ષીના સ્થાને છે.

संसृतिभूमिजस्यः–संसृतिः एव भूमिजः तस्य, देहा...धीः–देहः एव आत्मा इति धीः, कर्मसमुद्भवम्–कर्मणः समुद्भवः यस्य तत् ।

अज्ञानमूलोऽयमनात्मबन्धो नैसर्गिकानादिरनन्त ईरितः ।
जन्माप्ययव्याधिजरादिदुःखप्रवाहपातं जनयत्यमुष्य ॥१४८॥

अज्ञानमूलः अयम् अनात्मबन्धः नैसर्गिकः, अनादिः, अनन्तः, ईरितः । (अयम्) अमुष्य जन्माप्ययव्याधिजरादिदुःखप्रवाहपातं जनयति ।

(જીવનું) અજ્ઞાનમાંથી ઉદ્ભવેલું આ (દેહેન્દ્રિયાદિથી થતું) અનાત્માએ કરેલું બંધન સ્વાભાવિક અનાદિ અને અનન્ત કહેવાય છે. આ બંધન કર્તા અનાત્મા જ આત્માને જન્મ, મરણ, રોગ, ઘડપણ વગેરે દુઃખોના પ્રવાહમાં ધકેલે છે.

अज्ञानमूलः–अज्ञानं मूलं यस्य सः, अनात्मबन्धः–अनात्मना (कृतः) बन्धः, जन्मा...पातम्–जन्म च अप्ययः = मरणं च व्याधिः च जरा च तदादिभिः कृतस्य दुःखस्य प्रवाहे पातम् ।

**આત્મા અને અનાત્માનો વિવેક :**

नास्त्रैर्न शस्त्रैरनिलेन वह्निना
छेत्तुं न शक्यो न च कर्मकोटिभिः ।
विवेकविज्ञानमहासिना विना
धातुः प्रसादेन सितेन मञ्जुना ॥१४९॥

न अस्त्रैः न शस्त्रैः न अनिलेन न वह्निना न च कर्मकोटिभिः, (अपि तु) विवेकविज्ञानमहासिना धातुः प्रसादेन सितेन मञ्जुना विना, न छेत्तुं शक्यः ।

(આ બંધન) અસ્ત્ર, શસ્ત્ર, પવન, અગ્નિ કે કરોડો કર્મોથી નહિ પરંતુ વિધાતાની વિશુદ્ધ કૃપાથી પ્રાપ્ત થયેલા નિર્મળ વિવેક–વિજ્ઞાન રૂપી તલવારથી જ છેદી શકાય છે.

कर्मकोटिभिः–कर्मणा कोटयः ताभिः, विवेक...महासिना–विवेक एव विज्ञानं तदेव महासिः = महाखड्गः तेन ।

श्रुतिप्रमाणैकमतेः स्वधर्मनिष्ठा तयैवात्मविशुद्धिरस्य ।
विशुद्धबुद्धेः परमात्मवेदनं तेनैव संसारसमूलनाशः ॥१५०॥

श्रुतिप्रमाणैकमतेः स्वधर्मनिष्ठा, तया एव आत्मविशुद्धिः, विशुद्धबुद्धेः अस्य परमात्मवेदनम्, तेन एव संसारसमूलनाशः ।

જેને શ્રુતિરૂપી પ્રમાણમાં પાકો વિશ્વાસ હોય તેની સ્વધર્મમાં નિષ્ઠા થાય છે ને નિષ્ઠા થતાં આત્મા–બુદ્ધિની શુદ્ધિ થાય છે, વિશુદ્ધ-બુદ્ધિવાળા જીવને પરમાત્માનું જ્ઞાન થાય છે ને જ્ઞાનથી જ સંસારનો મૂળ સાથે નાશ થાય છે.

श्रुति...मतेः–श्रुतिः एव प्रमाणं तत्र एका मतिः यस्य तस्य, आत्मविशुद्धिः–आत्मनः = बुद्धेः विशुद्धिः, परमात्मवेदनम्–परमश्चासौ आत्मा तस्य वेदनम्, संसार...नाशः–संसारस्य मूलेन = मूलाज्ञानेन सहितः नाशः ।

कोशैरन्नमयाद्यैः पञ्चभिरात्मा न संवृतो भाति ।
निजशक्तिसमुत्पन्नैः शैवालपटलैरिवाम्बुवापीस्थम् ॥१५१॥

आत्मा निजशक्तिसमुत्पन्नैः अन्नमयाद्यैः पञ्चभिः कोशैः, शैवालपटलैः वापीस्थम् अम्बु इव, संवृतः न भाति ।

આત્મા પોતાની શક્તિથી ઉત્પન્ન થયેલા દેહ વગેરે પાંચ કોશોથી શેવાળના પડોથી વાવના પાણીની જેમ ઢંકાઈ જાય છે, જેથી સ્પષ્ટપણે ભાસતો નથી

[પાણીમાંથી શેવાળ પેદા થાય છે ને પછી પાણીને ઢાંકે છે એ જ રીતે અવિદ્યાવશાત્ આત્મામાંથી જ પ્રગટ થયેલા દેહ વગેરે કોશો આત્માને ઢાંકે છે ને એના સાચા રૂપમાં પ્રગટ થવા દેતા નથી એ કોશો જ આત્માનું સ્થાન લઈ બેસે છે]

निज समुत्पन्नैः–निजा चासौ शक्तिः तस्याः समुत्पन्नैः अन्नमयाद्यैः–अन्नमयः आद्यः येषां तैः शैवालपटलैः–शैवालस्य पटलैः, वापीस्थम् वाप्यां तिष्ठतीति वापीस्थम् ।

तच्छैवालापनये सम्यक् सलिलं प्रतीयते शुद्धम् ।
तृष्णासन्तापहरं सद्यः सौख्यप्रदं परं पुंसः ॥१५२॥
पञ्चानामपि कोशानामपवादे विभात्ययं शुद्धः ।
नित्यानन्दैकरसः प्रत्यग्रूपः परः स्वयञ्ज्योतिः ॥१५३॥

(यथा) तच्छैवालापनये पुंसः सद्यः तृष्णासन्तापहरं परं सौख्यप्रदं शुद्धं सलिलं स्पष्टं प्रतीयते, (तथा) पञ्चानाम् अपि कोशानाम् अपवादे नित्यानन्दैकरसः प्रत्यग्रूपः स्वयञ्ज्योतिः शुद्धः अयं प्रकाशते ।

જેમ શેવાળ દૂર થતાં પ્રાણીને તરત જ તરસના સન્તાપથી મુક્ત કરતું અને પરમ સુખ આપતું શુદ્ધ જળ સ્પષ્ટ દેખાય છે (તેમ) પાંચે કોશોનો બાધ થતાં (એ આત્મા નથી એવું સમજાતાં) નિત્ય આનંદસ્વરૂપ, કુશળતાથી હંમેશાં પ્રત્યક્ષ થતો સ્વયંપ્રકાશ શુદ્ધ આત્મા પ્રકાશિત થાય છે

तृष्णासंतापहरम्—तृष्णायाः सन्तापं हरति इति तम्, नित्यानन्दैकरसः—नित्यः आनन्दः एव एकः रसः यस्य, प्रत्यग्रूपः—प्रत्यक् = अन्तर्वर्ति अपरोक्षं रूपं यस्य सः ।

आत्मानात्मविवेकः कर्तव्यो बन्धमुक्तये विदुषा ।
तेनैवानन्दी भवति स्वं विज्ञाय सच्चिदानन्दम् ॥१५४॥

विदुषा बन्धमुक्तये आत्मानात्मविवेकः कर्तव्यः, तेन सच्चिदानन्दं स्वं विज्ञाय आनन्दी भवति ।

વિદ્વાને બંધનમાંથી છૂટવા માટે આત્મા અને અનાત્માનો વિવેક (પૃથકતાનો વિચાર) કરવો જોઈએ. આમ કરવાથી તે પોતાના આત્માને સત્, જ્ઞાન અને આનંદરૂપ અનુભવીને આનંદરૂપ બની જાય છે.

मुञ्जादिषीकामिव दृश्यवर्गात् प्रत्यञ्चमात्मानमसङ्गमक्रियम् ।
विविच्य तत्र प्रविलाप्य सर्वं तदात्मना तिष्ठति यः स मुक्तः ॥१५५॥

यः मुञ्जात् इषीकाम् इव दृश्यवर्गात् प्रत्यञ्चम् असङ्गम् अक्रियम् आत्मानं विविच्य, तत्र सर्वं प्रविलाप्य तदात्मना तिष्ठति, सः मुक्तः ।

જે વિવેકી મુંજમાંથી તેની સળીની જેમ દૃશ્ય જગતમાંથી (દેહ, ઇન્દ્રિયો, બુદ્ધિ વગેરેમાંથી) અપરોક્ષતયા અનુભવાતા અસંગ અને અક્રિય આત્માનો વિવેક કરી, આત્મામાં જ સર્વનો વિલય કરી આત્મસ્વરૂપે જ રહે છે, તે જ મુક્ત છે.

[મુંજ ઘાસ સુકાઈ જાય ત્યારે એનું ઉપરનું કવચ અને અંદરની સળી છૂટાં પડી જાય છે. કુશળ વ્યક્તિ કવચ અને સળી બન્નેને અખંડ રાખી સળીને બહાર ખેંચી લે છે. તે જ રીતે જ્ઞાની પંચકોશોને જેમના તેમ કાયમ રાખી આત્માને એમનાથી અલગ સમજી અનુભવે છે. આમ કરનારને દેહેન્દ્રિયોમાં આત્મભાવ ન રહેવાથી સંસાર બાંધી શકતો નથી.]

**પાંચ કોશ :**

कोशोऽयमन्नभवनोऽन्नमयस्तु कोशः
चान्नेन जीवति विनश्यति तद्विहीनः ।
त्वक्चर्ममांसरुधिरास्थिपुरीषराशि-
र्नायं स्वयं भवितुमर्हति नित्यशुद्धः ॥१५६॥

अयम् अन्नभवन तु अन्नमय कोश', अन्नेन जीवति, तद्विहीन विनश्यति, अयं त्वक्चर्ममांसरुधिरास्थिपुरीषराशि न स्वयं नित्यशुद्ध भवितुम् अर्हति ।

આ અન્નથી થએલો દેહ અન્નમય કોશ છે, દેહ અન્નથી જીવે છે ને એના વગર નાશ પામે છે ત્વચા (અંદરની પાતળી ચામડી), ચામડી, રુધિર, હાડકાં અને મળમૂત્રનો રાશિ છે માટે દેહ પોતે નિત્ય શુદ્ધ એવો આત્મા બની ન શકે

तद्विहीन'–तेन विहीन त्वक् राशि–त्वक् पुरीषाणां राशि = समूह, नित्यशुद्ध –नित्यश्चासौ शुद्ध ।

पूर्वं जनेरपि मृतेरपि नायमस्ति
जात' क्षण क्षणगुणोऽनियतस्वभाव' ।
नैको जडश्च घटवत् परिदृश्यमान'
स्वात्मा कथं भवति भावविकारवेत्ता ॥१५७॥

अयं जने अपि मृते अपि पूर्वं न अस्ति, क्षणं जात, क्षणगुण, अनियतस्वभाव, न एक जड च परिदृश्यमान, भावविकारवेत्ता कथं स्वात्मा भवति ?

આ દેહ જન્મની પહેલાં અને મૃત્યુ પછી નથી રહેતો ક્ષણમાં જન્મે છે ને ક્ષણિક ગુણવાળો છે, એનો સ્વભાવ અસ્થિર છે (એનું સ્થાયિત્વ નથી), એ કોઈ એકતત્ત્વથી નહિ પણ ઘણી વસ્તુઓના સમૂહરૂપે બનેલો છે જડ છે ઘડાની જેમ દૃશ્ય પદાર્થ છે (દ્રષ્ટા નથી), ભાવ-વિકારોનો જાણનાર આ દેહ આત્મા કેમ હોઈ શકે ?

भावविकारवेत्ता–भावाना विकाराणा वेत्ता, क्षणगुण'–क्षण = क्षणिकता एव गुणो यस्य, अनियतस्वभाव –अनियत = अनेकरूप स्वभावो यस्य स ।

पाणिपादादिमान् देहो नात्मा व्यङ्गेऽपि जीवनात् ।
तत्तच्छक्तेरनाशाच्च न नियम्यो नियामक' ॥१५८॥

पाणिपादादिमान् देह आत्मा न, व्यङ्गे अपि (तस्मिन्) जीवनात् तत्तच्छक्तेः अनाशाच्च नियम्य', न नियामक' ।

હાથપગવાળો આ દેહ આત્મા નથી, કારણ કે એ ખોડખાંપણ-વાળો થાય તોયે જીવન ચાલુ રહે છે અને પુરુષની અન્ય શક્તિ પણ બની રહે છે, વળી આ નિયમ્ય અર્થાત્ શાસિત હોય છે, નિયામક-શાસક હોતો નથી.

पाणि...मान्–पाणिपादादयः सन्ति यस्य असौ ।

देहतद्धर्मतत्कर्मतदवस्थादिसाक्षिणः ।
सत एव स्वतः सिद्धं तद्वैलक्षण्यमात्मनः ॥१५९॥

देह–तद्धर्म–तत्कर्म–तदवस्थादिसाक्षिणः सतः आत्मनः तद्वैलक्षण्य स्वतः सिद्धम् ।

દેહ, દેહના ધર્મો (સ્થૂલતા, કૃશતા વગેરે), દેહનાં કર્મો અને દેહની અવસ્થાઓને સાક્ષીભાવે જોનાર અર્થાત્ તેમનાથી પૃથક્ સાક્ષી એવા સત્યસ્વરૂપ આત્માનું દેહથી વૈલક્ષણ્ય (ભિન્ન સ્વભાવવાળાપણું) આપો-આપ સિદ્ધ થાય છે.

देह ..साक्षिणः–देहः च तस्य धर्माः च तस्य कर्माणि च तस्य अवस्थादयः च तेषा साक्षी तस्य, तद्वैलक्षण्यम्ः–तस्मात् = देहात् वैलक्षण्य = भिन्नस्वरूपत्वम् ।

कुल्यराशिर्मांसलिप्तो मलपूर्णोऽतिकश्मलः ।
कथं भवेदयं वेत्ता स्वयमेतद्विलक्षणः ॥१६०॥

कुल्यराशिः मांसलिप्तः मलपूर्णः अतिकश्मलः अयं, कथम् एतद्विलक्षणः स्वय वेत्ता भवेत् ?

હાડકાંનો માળો, માંસથી લથપથ, મળભર્યો, અત્યંત નિંદ્ય એવો આ દેહ, પોતાનાથી વિલક્ષણ જ્ઞાનસ્વરૂપ એવો આત્મા શી રીતે હોઈ શકે ?

त्वङ्मांसमेदोऽस्थिपुरीषराशावहंमतिं मूढजनः करोति ।
विलक्षणं वेत्ति विचारशीलो निजस्वरूपं परमार्थभूतम् ॥१६१॥

मूढजनः त्वङ्मांसमेदोऽस्थिपुरीषराशौ अहमतिं करोति, विचारशीलः निजस्वरूप परमार्थभूत विलक्षणं वेत्ति।

મૂઢ માણસ ચામડી, માંસ, મેદ, હાડકાં અને મળના ઢગલારૂપ શરીરમાં 'હું' બુદ્ધિ કરે છે. જ્યારે વિચારશીલ જ્ઞાની પોતાના સ્વરૂપને એથી વિલક્ષણ પારમાર્થિક (આત્મારૂપે) સમજે છે.

देहोऽहमित्येव जडस्य बुद्धिर्देहे च जीवे विदुषस्त्वहंधीः ।
विवेकविज्ञानवतो महात्मनो ब्रह्माहमित्येव मतिः सदात्मनि ॥१६२॥

जडस्य देहः अहम् इति-एव बुद्धिः, विदुषः तु देहे च जीवे च अहंधीः, विवेक विज्ञानवतः महात्मनः (पुनः) सदात्मनि 'ब्रह्म अहम्' इति मतिः ।

જડબુદ્ધિ માનવ દેહ 'હું' છું', એમ સમજે છે. (શાસ્ત્રોના શાબ્દિક અર્થ માત્ર જાણનાર) વિદ્વાન દેહ અને જીવમાં 'હું'પણું' માને છે. પરંતુ, વિવેક અને વિજ્ઞાનવાળો મહાત્મા તો સત્યસ્વરૂપ આત્મામાં 'હું બ્રહ્મ છું' એમ ધારણા રાખે છે. અર્થાત્ 'હું' સત્યસ્વરૂપ બ્રહ્મ છું' એવી મહાત્માને સતત પ્રતીતિ રહે છે

अत्रात्मबुद्धिं त्यज मूढबुद्धे त्वङ्मांसमेदोऽस्थिपुरीषराशौ ।
सर्वात्मनि ब्रह्मणि निर्विकल्पे कुरुष्व. शान्तिं परमां भजस्व ॥१६३॥

मूढबुद्धे ! त्वङ्मांसमेदोऽस्थिपुरीषराशौ अत्र आत्मबुद्धिं त्यज, सर्वात्मनि निर्विकल्पे ब्रह्मणि आत्मबुद्धिं कुरुष्व, (तेन) परमां शान्तिं भजस्व ।

હે મંદમતિ, ત્વચા માંસ મેદ હાડકાં અને મળના ભાગરૂપ આ શરીરમાં અહંબુદ્ધિ છોડ અને સર્વના આત્મારૂપે રહેલા નિર્વિકલ્પ (આ કે તે રૂપે ન વર્ણવી શકાય તેવા) બ્રહ્મમાં આત્મબુદ્ધિ કર. આમ કરીને તું પરમ શાન્તિ પામ

सर्वात्मनि–सर्वः च असौ आत्मा अथवा सर्वम् एव आत्मा = स्वरूपं यस्य तस्मिन्, निर्विकल्पे–निर्गताः विकल्पाः = विशेषाः यस्मात् तस्मिन् ।

देहेन्द्रियादावसति भ्रमोदितां विद्वानहंतां न जहाति यावद् ।
तावन्न तस्यास्ति विमुक्तिवार्ताप्यस्त्वेषवेदान्त-नयान्तदर्शी ॥१६४॥

विद्वान् यावत् असति देहेन्द्रियादौ भ्रमोदितां अहन्तां न जहाति, तावत् तस्य विमुक्तिवार्ता अपि न अस्ति, एष तु वेदान्तनयार्थदर्शी अस्तु (नाम)।

વિદ્વાન જ્યાં સુધી મિથ્યાભૂત જૂઠા દેહ, ઇન્દ્રિયો વગેરેમાં અહંતા ધરવાનું ન છોડે ત્યાં સુધી એની મુક્તિની વાત પણ ન થઈ શકે, ભલે ને તે વેદાન્તના સિદ્ધાન્તોનો પૂરેપૂરો જાણકાર હોય.

वेदान्त...दर्शीः–वेदान्ताना नयानां पारं पश्यति इति।

**छाया शरीरे प्रतिबिम्बमात्रे यत्स्वप्नदेहे हृदि कल्पिताङ्गे।**
**यथात्मबुद्धिस्तव नास्ति काचिद् जीवच्छरीरे च तथैवमास्तु ॥१६५॥**

प्रतिबिम्बमात्रे छायाशरीरे, हृदि कल्पिताङ्गे, (च) स्वप्नदेहे, यथा तव काचित् आत्मबुद्धिः नास्ति तथा एव जीवच्छरीरे च मा अस्तु।

પ્રતિબિંબિત થયેલા શરીરમાં, છાયારૂપી શરીરમાં, હૃદયમાં કલ્પેલા શરીરમાં, કે સ્વપ્નમાં દીઠેલા શરીરમાં, જેમ તને હું પણાની બુદ્ધિ થતી નથી, તેમ જ આ જીવતા (જાગ્રતમાં અનુભવાતા) શરીરમાં પણ ન થવી જોઈએ.

प्रति...मात्रे–प्रतिबिम्ब एव इति प्रतिबिम्बमात्र तस्मिन्, छायाशरीरे–छायामयं शरीरं तस्मिन्, कल्पिताङ्गे–कल्पितं च तद् अङ्गम् तस्मिन्, जीवच्छरीरे–जीवत् च तत् शरीरं तस्मिन्।

**देहात्मधीरेव नृणामसद्धियां जन्मादिदुःखप्रभवस्य बीजम्।**
**यतस्ततस्त्वं जहि तां प्रयत्नात् त्यक्ते तु चित्ते न पुनर्भवाशा ॥१६६॥**

यतः देहात्मधीः एव असद्धियां नृणां जन्मादिदुःखप्रभवस्य बीजम्, अतः त्वं तां प्रयत्नात् त्यज, चित्ते तु त्यक्ते न पुनर्भवाशा (वर्तते)।

કારણ કે 'દેહ જ આત્મા છે' એવી જૂઠી ધારણા જ જીવોના જન્મ વગેરે દુઃખોનું બીજ છે. માટે તું તે ખોટી ધારણા છોડ, એ ધારણા-બુદ્ધિ છૂટી જતાં ફરીથી જન્મવાની આશંકા નથી રહેતી.

देहात्मधीः–देहः एव आत्मा इति धीः, असद्धियाम्–असति आत्मधीः येषां तेषाम्, जन्मादि...प्रभवस्य–जन्म आदि येषां तेषां दुःखानां प्रभवः = उत्पत्तिः तस्य।

**પ્રાણમયકોશ**

कर्मेन्द्रियैः पञ्चभिरञ्चितोऽयं प्राणो भवेत् प्राणमयस्तु कोशः ।
येनात्मवानन्नमयोऽन्नपूर्णः प्रवर्ततेऽसौ सकलक्रियासु ॥१६७॥

पञ्चभिः कर्मेन्द्रियैः अञ्चितः अयं प्राणः प्राणमयः तु कोशः भवेत्, येन असौ अन्नपूर्णः अन्नमयः सकलक्रियासु प्रवर्तते ।

પાંચ કર્મેન્દ્રિયો સહિત પ્રાણ જ પ્રાણમય કોશ છે. પ્રાણમય કોશના સથવારાથી જ અન્નથી બનેલો અન્નમય કોશ (દેહ) બધી ક્રિયાઓમાં પ્રવૃત્ત થાય છે.

नैवात्मायं प्राणमयो वायुविकारो
गन्ताऽऽगन्ता वायुवदन्तर्बहिरेषः ।
यस्मात् किञ्चित् क्वापि न वेत्तीष्टमनिष्टं
स्वं वान्यं वा किञ्चन नित्यं परतन्त्रः ॥१६८॥

वायुविकारः प्राणमयः अयं न एव आत्मा, एषः वायुवद् अन्तः बहिः गन्ता आगन्ता, यस्मात् (अयम्) क्व अपि किञ्चित् इष्टम् अनिष्टं वा न वेत्ति, स्वं वा अन्यं वा किञ्चन (न वेत्ति), नित्यं परतंत्रः ।

વાયુથી બનેલો આ પ્રાણમય કોશ આત્મા નથી જ. આ કોશ તો વાયુની જેમ અંદર ને બહાર આવજા કર્યા કરે છે. કારણ કે પ્રાણમય કોશ ઇષ્ટ કે અનિષ્ટ કશું જાણતો નથી, પોતાને કે બીજાનેય જાણતો નથી, માટે સદાયે પરતંત્ર છે.

**મનોમય કોશ :**

ज्ञानेन्द्रियाणि च मनश्च मनोमयः स्यात्
कोशो ममाहमिति वस्तुविकल्पहेतुः ।
संज्ञादिभेदकलनाकलितो बलीयान्
तत्पूर्वकोशमभिपूर्य विजृम्भते यः ॥१६९॥

ज्ञानेन्द्रियाणि च मनः च 'मम, अहम्', इति विकल्पहेतुः मनोमयः कोशः स्यात्. यः संज्ञादिभेदकलनाकलितः बलीयान् पूर्वकोशम् अभिपूर्य विजृम्भते ।

જ્ઞાનેન્દ્રિયો (આંખ, કાન વગેરે પાંચ) અને મન આ બધાં 'હું' ને 'મારું' એવા વિકલ્પો કરનારાંનો સંયુક્તપણે 'મનોમય કોશ' કહેવાય છે, જે નામ વગેરેના ભેદોની કલ્પના કરે છે, બળજ્ઞાન છે અને દેહ તથા પ્રાણમયકોશોને વ્યાપ્ત કરી રહ્યો છે.

ज्ञानेन्द्रियाणि–ज्ञानाय इन्द्रियाणि, संज्ञा...कलितः–संज्ञादीना भेदाना कल्नया कलितः ।

पञ्चेन्द्रियैः पञ्चभिरेव होतृभिः प्रचीयमानो विषयाज्यधारया ।
जाज्वल्यमानो बहुवासनेन्धनैर्मनोमयाग्निर्दहति प्रपञ्चम् ॥१७०॥

पञ्चेन्द्रियैः पञ्चभिः होतृभिः एव विषयाज्यधारया प्रचीयमानः, बहुवासनेन्धनैः जाज्वल्यमानः मनोमयाग्निः प्रपञ्चं दहति ।

પાંચ જ્ઞાનેન્દ્રિયોરૂપી હોતાઓ વડે અપાતી શબ્દાદિવિષયોરૂપી ઘીની ધારાઓથી ભભૂકતો અને અનેક વાસનાઓરૂપી બળતણોથી વધુ ચમકતો, આ મનોમય કોશરૂપી અગ્નિ, સમસ્ત સંસારને સંતપ્ત કરે છે.

न ह्यस्त्यविद्या मनसोऽतिरिक्ता
मनो ह्यविद्या भवबन्धहेतुः ।
तस्मिन् विनष्टे सकलं विनष्टं
विजृम्भितेऽस्मिन् सकलं विजृम्भते ॥१७१॥

मनसः अतिरिक्ता हि अविद्या न, मनः हि भवबन्धहेतुः अविद्या, तस्मिन विनष्टे सकलं विनष्टम्, अस्मिन् विजृम्भिते (च) सकलं विजृम्भते ।

મનથી અતિરિક્ત કોઈ 'અવિદ્યા' નથી, મન જ સંસારબંધનની હેતુ એવી અવિદ્યા છે. એનો નાશ થતાં સમગ્ર સંસાર નષ્ટ થાય છે ને એ જાગ્રત થતાં બધું જાગ્રત થઈ જાય છે.

[ગાઢ નિદ્રામાં, મૂર્છામાં અને સમાધિમાં મન આત્મામાં બૂઠું બની જાય છે, લીન થઈ જાય છે, ત્યારે દુનિયા અને એનાં સુખદુઃખ હોતાં નથી. પણ જેવું તે જાગે કે બધાં જાગતાં થઈ જાય છે.]

**પ્રાણમયકોશ**

*कर्मेन्द्रियैः पञ्चभिरञ्चितोऽयं प्राणो भवेत् प्राणमयस्तु कोशः ।*
येनात्मवानन्नमयोऽन्नपूर्णः प्रवर्ततेऽसौ सकलक्रियासु ॥१६७॥

पञ्चभिः कर्मेन्द्रियैः अञ्चितः अयं प्राणः प्राणमयः तु कोशः भवेत्, येन असौ अन्नपूर्णः अन्नमयः सकलक्रियासु प्रवर्तते ।

પાંચ કર્મેન્દ્રિયો સહિત પ્રાણ જ પ્રાણમય કોશ છે. પ્રાણમય કોશના સહવાસથી જ અન્નથી બનેલો અન્નમય-કોશ (દેહ) બધી ક્રિયાઓમાં પ્રવૃત્ત થાય છે.

नैवात्मापि प्राणमयो वायुविकारो
गन्ताऽऽगन्ता वायुवदन्तर्बहिरेषः ।
यस्मात् किञ्चित् क्वापि न वेत्तीष्टमनिष्टं
स्वं वान्यं वा किञ्चन नित्यं परतन्त्रः ॥१६८॥

वायुविकारः प्राणमयः अयं न एव आत्मा, एषः वायुवद् अन्तः बहिः गन्ता आगन्ता, यस्मात् (अयम्) क्व अपि किञ्चित् इष्टम् अनिष्टं वा न वेत्ति, स्वं वा अन्यं वा किञ्चन (न वेत्ति), नित्यं परतन्त्रः ।

વાયુથી બનેલો આ પ્રાણમય કોશ આત્મા નથી જ, આ કોશ તો વાયુની જેમ અંદર ને બહાર આવજા કર્યા કરે છે કારણ કે પ્રાણમય કોશ ઇષ્ટ કે અનિષ્ટ કશું જાણતો નથી, પોતાને કે બીજાનેયે જાણતો નથી, માટે સદાયે પરતંત્ર છે.

**મનોમય કોશ :**

ज्ञानेन्द्रियाणि च मनश्च मनोमयः स्यात्
कोशो ममाहमिति वस्तुविकल्पहेतुः ।
संज्ञादिभेदकलनाकलितो बलीयान्
तत्पूर्वकोशमभिपूर्य विजृम्भते यः ॥१६९॥

ज्ञानेन्द्रियाणि च मनः च 'मम, अहम्', इति विकल्पहेतुः मनोमयः कोशः स्यात्, यः संज्ञादिभेदकलनाकलितः बलीयान् पूर्वकोशम् अभिपूर्य विजृम्भते ।

જ્ઞાનેન્દ્રિયો (આંખ, કાન વગેરે પાંચ) અને મન આ બધાં 'હું' ને 'મારું' એવા વિકલ્પો કરનારાંનો સંયુક્તપણે 'મનોમય કોશ' કહેવાય છે, જે નામ વગેરેના ભેદોની કલ્પના કરે છે, બળવાન છે અને દેહ તથા પ્રાણમયકોશોને વ્યાપ્ત કરી રહ્યો છે.

ज्ञानेन्द्रियाणि–ज्ञानाय इन्द्रियाणि, संज्ञा...कलितः–संज्ञादीना भेदाना कल्पनया कलितः ।

पञ्चेन्द्रियैः पञ्चभिरेव होतृभिः प्रचीयमानो विषयाज्यधारया ।
जाज्वल्यमानो बहुवासनेन्धनैर्मनोमयाग्निर्दहति प्रपञ्चम् ॥१७०॥

पञ्चेन्द्रियैः पञ्चभिः होतृभिः एव विषयाज्यधारया प्रचीयमानः, बहुवासनेन्धनैः जाज्वल्यमानः मनोमयाग्निः प्रपञ्चं दहति ।

પાંચ જ્ઞાનેન્દ્રિયોરૂપી હોતાઓ વડે અપાતી શબ્દાદિવિષયોરૂપી ઘીની ધારાઓથી ભભૂકતો અને અનેક વાસનાઓરૂપી બળતણોથી વધુ ચમકતો, આ મનોમય કોશરૂપી અગ્નિ, સમસ્ત સંસારને સંતપ્ત કરે છે.

न ह्यस्त्यविद्या मनसोऽतिरिक्ता
मनो ह्यविद्या भवबन्धहेतुः ।
तस्मिन् विनष्टे सकलं विनष्टं
विजृम्भितेऽस्मिन् सकलं विजृम्भते ॥१७१॥

मनसः अतिरिक्ता हि अविद्या न, मनः हि भवबन्धहेतुः अविद्या, तस्मिन् विनष्टे सकलं विनष्टम्, अस्मिन् विजृम्भिते (च) सकलं विजृम्भते ।

મનથી અતિરિક્ત કોઈ 'અવિદ્યા' નથી, મન જ સંસારબંધનની હેતુ એવી અવિદ્યા છે. એનો નાશ થતાં સમગ્ર સંસાર નષ્ટ થાય છે ને એ જાગ્રત થતાં બધું જાગ્રત થઈ જાય છે.

[ગાઢ નિદ્રામાં, મૂર્છામાં અને સમાધિમાં મન આત્મામાં બૂઠું બની જાય છે, લીન થઈ જાય છે, ત્યારે દુનિયા અને એનાં સુખદુઃખ હોતાં નથી. પણ જેવું તે જાગે કે બધાં જાગતાં થઈ જાય છે.]

स्वप्नेऽर्थशून्ये सृजति स्वशक्त्या
भोक्त्रादिविश्वं मन एव सर्वम् ।
तथापि जाग्रत्यपि नो विशेष-
स्तत्सर्वमेतन् मनसो विजृम्भणम् ॥१७२॥

अर्थशून्ये स्वप्ने मन एव सर्वं भोक्त्रादिविश्वं स्वशक्त्या सृजति तथा जाग्रति अपि नो विशेषः, सर्वम् एतत् मनसः विजृम्भणम् ।

જ્યારે કાંઈ હોતું નથી એવી સ્વપ્ન અવસ્થામાં મન જ ભોક્તા અને ભોગરૂપી વિશ્વને પોતાની શક્તિથી સર્જે છે, જાગ્રતમાં પણ એવું જ થાય છે, આ બધો મનનો જ ખેલ છે.

[સ્વપ્નમાં દૂરદેશમાં જુદી જ વસ્તુઓની વચ્ચે પોતાની જાતને વિવિધ સુખદુઃખાત્મક ભોગોનો અનુભવ થાય છે. આમાંનું કાંઈ જ હોતું નથી. મનની જ એ બધી સૃષ્ટિ છે. એ જ રીતે જાગ્રતમાં અનુભવાતું જગત પણ મનની જ માયાનું સર્જન છે. વાસ્તવિક નથી.]

सुषुप्तिकाले मनसि प्रलीने नैवास्ति किञ्चित् सकलप्रसिद्धेः ।
अतो मनः कल्पित एव पुंसः संसार एतस्य न वस्तुतोऽस्ति ॥१७३॥

सकलप्रसिद्धेः सुषुप्तिकाले मनसि प्रलीने न एव किञ्चित् अस्ति, अतः पुंसः मनः कल्पितः एव संसारः, एतस्य वस्तुतः न अस्ति ।

સૌ કોઈ જાણે છે કે, ગાઢનિદ્રામાં મન પ્રલીન થતાં કાંઈ જ હોતું નથી અર્થાત્ કશાનું યે અસ્તિત્વ વર્તાતું નથી. માટે પુરુષનો સંસાર મનથી કલ્પેલો જ હોય છે. (સંસાર મનની કલ્પના જ છે) વાસ્તવમાં તે પુરુષનો આત્માનો નથી.

वायुनाऽऽनीयते मेघः पुनस्तेनैव नीयते ।
मनसा कल्प्यते बन्धो मोक्षस्तेनैव कल्प्यते ॥१७४॥

वायुना मेघः आनीयते, पुनः तेन एव नीयते, (तद्वत्) मनसा बन्धः कल्प्यते, मोक्षः (अपि) तेन एव कल्प्यते ।

પવન વાદળોને લઈ આવે છે ને વળી તે જ તેને દૂર લઈ જાય છે, એ જ રીતે મનથી જ બંધની કલ્પના જન્મે છે ને મોક્ષ પણ તે જ કલ્પે છે.

देहादिसर्वविषये परिकल्प्य रागं
बध्नाति तेन पुरुषं पशुवद् गुणेन ।
वैरस्यमत्र विषवत्सु विधाय पश्चा-
देनं विमोचयति तन्मन एव बन्धात् ॥१७५॥

देहादिसर्वविषये राग परिकल्प्य गुणेन पशुवत् पुरुषं बध्नाति, पश्चात् विषवत्सु अत्र वैरस्य विधाय, एनं तत् मन एव बन्धात् विमोचयति ।

મન, દેહ વગેરે વિષયોમાં રાગ જગાડીને દોરડાથી પશુની જેમ જીવને બાંધે છે ને પછી તે મન જ વિષયોને વિષ સમાન સમજાવીને એમાં વૈરાગ્ય પેદા કરી, બન્ધનમાંથી જીવને છોડાવે છે.

देहादिसर्वविषये–देहादिः च असौ सर्वः विषयः तस्मिन् ।

तस्मान्मनः कारणमस्य जन्तोर्बन्धस्य मोक्षस्य च वा विधाने ।
बन्धस्य हेतुर्मलिनं रजोगुणैर्मोक्षस्य शुद्धं विरजस्तमस्कम् ॥१७६॥

तस्मात् अस्य जन्तोः बन्धस्य मोक्षस्य च विधाने मनः कारणम्, रजोगुणैः मलिनं बन्धस्य हेतुः, विरजस्तमस्कं शुद्धं (च) मोक्षस्य हेतुः ।

માટે આ જીવના બંધન તેમજ મોક્ષના નિર્માણમાં મન જ કારણ છે, રજોગુણ વડે (રજમાંથી પેદા થયેલા કામક્રોધ લોભથી) મલિન બનેલું મન બંધનનું કારણ છે અને રજ તેમજ તમોગુણથી મુક્ત થયેલું શુદ્ધ મન મોક્ષનું કારણ છે

विरज स्कम्–विगते रजस्तमसी यस्य तत् विरजस्तमस्कम् ।

विवेकवैराग्यगुणातिरेकात्
शुद्धत्वमासाद्य मनो विमुक्त्यै ।
भवत्यतो बुद्धिमतो मुमुक्षो-
स्ताभ्यां दृढाभ्यां भवितव्यमग्रे ॥१७७।

मनः विवेकवैराग्यगुणातिरेकात् शुद्धत्वम् आसाद्य विमुक्त्ये भवति, अतः बुद्धिमतः मुमुक्षोः अग्रे ताभ्यां दृढाभ्यां भवितव्यम् ।

વિવેક અને વૈરાગ્ય સારી પેઠે પકવ થાય ત્યારે મન શુદ્ધ બનીને મુક્તિદાયી થાય છે, માટે બુદ્ધિમાન મુમુક્ષુના વિવેક અને વૈરાગ્ય સૌ પ્રથમ દૃઢ થવાં જોઈએ

विवेक वैराग्य-विवेकवैराग्ययो गुणतो अतिरेकात् = परिपाकात् ।

मनो नाम महाव्याघ्रो विषयारण्यभूमिषु ।
चरत्यत्र न गच्छन्तु साधवो ये मुमुक्षवः ॥१७८॥

मनः नाम महाव्याघ्रः विषयारण्यभूमिषु चरति, (अतः) अत्र ये मुमुक्षवः साधवः (ते) न गच्छन्तु ।

મનરૂપી બળવાન વાઘ વિષયોના જંગલમાં ઘૂમતો રહે છે, માટે વિષયારણ્યમાં મોક્ષકામી સાધકોએ ન જવું

मनः प्रसूते विषयानशेषान् स्थूलात्मना सूक्ष्मतया च भोक्तुः ।
शरीरवर्णाश्रमजातिभेदान् गुणक्रियाहेतुफलानि नित्यम् ॥१७९॥

मनः स्थूलात्मना सूक्ष्मतया च भोक्तुः अशेषान् विषयान् प्रसूते, शरीरवर्णाश्रम जातिभेदान्, गुणक्रियाहेतुफलानि (च) नित्यं प्रसूते ।

મન જ સ્થૂલ અને સૂક્ષ્મસ્વરૂપે ભોક્તા જીવને સમગ્ર વિષયો પેદા કરી અર્પણ કરે છે, એ જ વળી શરીર બ્રાહ્મણાદિ વર્ણો, સ્ત્રી પુરુષાદિ જાતિઓના ભેદ પાડે છે અને ગુણ ક્રિયા તેમજ વિવિધાકાર ફળોને નિરંતર પેદા કરતું રહે છે

असङ्गचिद्रूपममुं विमोह्य देहेन्द्रियप्राणगुणैर्निबध्य ।
अहंममेति भ्रमयत्यजस्रं मनः स्वकृतेषु फलोपभुक्तिषु ॥१८०॥

(આગળ કહેલી વાત સ્પષ્ટ કરતાં કહે છે) મન જ અસંગ ચૈતન્યસ્વરૂપ આત્માને મોહમાં નાખી દેહ, ઈન્દ્રિયો અને પ્રાણના ગુણોથી બાંધી નિરંતર હું મારું, આવી ભ્રમણામાં નાખી, જુદાંજુદાં જન્મો તેમજ કર્મફળોના ભોગમાં ભટકાવે છે

मनः असङ्गचिद्रूपम् अमुं विमोह्य देहेन्द्रियप्राणगुणैः निबध्य अहंमम इति अजस्रम् स्वकृतेषु फलोपभुक्तिषु भ्रमयति ।

अध्यासदोषात् पुरुषस्य संसृतिरध्यासबन्धस्त्वमुनैव कल्पितः ।
रजस्तमोदोषवतोऽविवेकिनो जन्मादिदुःखस्य निदानमेतत् ॥१८१॥

पुरुषस्य अध्यासदोषात् संसृतिः, अमुना एव अध्यासबन्धः कल्पितः, रजस्तमोदोषवतः अविवेकिनः जन्मादिदुःखस्य एतत् निदानम् ।

પુરુષ અધ્યાસરૂપી દોષને લીધે સંસારમાં પડે છે. અધ્યાસનું બંધન મનની જ કલ્પનાથી આવે છે. રજ તથા તમોગુણના દોષથી અવિવેકી બનેલા જીવના જન્મમરણ વગેરે દુઃખનું મૂળ આ મન જ છે.

["अतस्मिंस्तद्बुद्धिरध्यासः" (બ્ર. સૂ. શાં. ભાષ્ય) જે જે ન હોય તેને તે માની લેવું એ અધ્યાસ અર્થાત્ ભ્રમ છે. દોરડું સાપ નથી છતાં તેને સાપ માનવું એ અધ્યાસ છે. એ જ રીતે સત્ય જ્ઞાન આનંદરૂપ આત્માને દેહ વગેરે માની લેવો એ અધ્યાસ છે. અધ્યાસ-ભ્રમ થયા પછી આરોપવિષય દોરડા અને આરોપ્ય સાપનો અવિવેક થાય છે, જેને લીધે સાપ હાલે છે, મને કરડશે, આવી આવી કલ્પનાઓથી ભય, કંપ થાય છે. આવું જ આત્માને દેહ માની લેતાં જન્મમરણની કલ્પના તેમજ તેથી પેદા થતા દુઃખની બાબતમાં થતું હોય છે.]

अतः प्राहुर्मनोऽविद्यां पण्डितास्तत्त्वदर्शिनः ।
येनैव भ्राम्यते विश्वं वायुनेवाभ्रमण्डलम् ॥१८२॥

अतः तत्त्वदर्शिनः पण्डिताः मनः अविद्याम् आहुः, येन एव वायुना अभ्रमण्डलम् इव विश्वं भ्राम्यते ।

માટે જ સત્યદર્શી વિવેકી વિદ્વાનો મનને જ અવિદ્યા અજ્ઞાન કહે છે. જે અવિદ્યાને કારણે વાયુથી મેઘમંડળની જેમ, વિશ્વચક્ર ઘૂમ્યા કરે છે. અર્થાત્ અજ્ઞાનને કારણે સંસારની ચક્કી ચાલ્યા કરે છે.

तत्त्वदर्शिनः-तत्त्व पश्यन्ति ते तत्त्वदर्शिन' ।

तन्मनःशोधनं कार्यं प्रयत्नेन मुमुक्षुणा ।
विशुद्धे सति चैतस्मिन् मुक्तिः करफलायते ॥१८३॥

વિવેક અને વૈરાગ્ય સારી પેઠે પ્રકટ થાય ત્યારે મન શુદ્ધ બનીને મુક્તિલાભી થાય છે, માટે બુદ્ધિમાન મુમુક્ષુનાં વિવેક અને વૈરાગ્ય સૌ પ્રથમ દૃઢ થવાં જોઈએ

विवेक रेकात्-विवेकवैराग्ययो गुणयो अतिरेकात् = परिपाकात्।

मनो नाम महाव्याघ्रो विषयारण्यभूमिषु ।
चरत्यत्र न गच्छन्तु साधवो ये मुमुक्षव ॥१७८॥

*मन नाम महाव्याघ्र विषयारण्यभूमिषु चरति, ( अत ) अत्र ये मुमुक्षव साधव ( ते ) न गच्छन्तु ।*

મનરૂપી બળવાન વાઘ વિષયોના જંગલમાં ઘૂમતો રહે છે, માટે વિષયારણ્યમાં મોક્ષકામી સાધકોએ ન જવું

मन प्रसूते विषयानशेषान् स्थूलात्मना सूक्ष्मतया च भोक्तु ।
शरीरवर्णाश्रमजातिभेदान् गुणक्रियाहेतुफलानि नित्यम् ॥१७९॥

मन स्थूलात्मना सूक्ष्मतया च भोक्तु अशेषान् विषयान् प्रसूते, शरीरवर्णाश्रम जातिभेदान् गुणक्रियाहेतुफलानि (च) नित्य प्रसूते ।

મન જ સ્થૂલ અને સૂક્ષ્મસ્વરૂપે ભોક્તા જીવને સમગ્ર વિષયો પેદા કરી અર્પણ કર છે, એ જ વળી શરીર બ્રાહ્મણાદિ વર્ણ, સ્ત્રી પુરુષરૂપી જાતિઓના ભેદ પાડે છે અને ગુણ ક્રિયા તમજ વિવિધપ્રકાર ફળોને નિરંતર પેદા કરતું રહે છે

असङ्गचिद्रूपममु विमोह्य देहेन्द्रियप्राणगुणैर्निबध्य ।
अहममेति भ्रमयत्यजस्र मन स्वकृत्येषु फलोपभुक्तिषु ॥१८०॥

(આગળ કહેલી વાત સ્પષ્ટ કરતાં કહે છે) મન જ અસંગ ચૈતન્યસ્વરૂપ આત્માને મોહમાં નાખી દઈ, ઇન્દ્રિયો અને પ્રાણના ગુણથી બાંધી નિરંતર હું મારું, આવી ભ્રમણામાં નાખી, જુદાંજુદાં કર્મો તમજ કર્મફળોના ભોગમાં ભટકાવે છે

मन असङ्गचिद्रूपम् अमु विमोह्य देहेन्द्रियप्राणगुणै निर्बध्य अहंमम इति अजस्रम् स्वकृत्येषु फलोपभुक्तिषु भ्रमयति ।

अध्यासदोषात् पुरुषस्य संसृतिरध्यासबन्धस्त्वमुनैव कल्पितः ।
रजस्तमोदोषवतोऽविवेकिनो जन्मादिदुःखस्य निदानमेतत् ॥१८१॥

पुरुषस्य अध्यासदोषात् संसृतिः, अमुना एव अध्यासबन्धः कल्पितः, रजस्तमोदोषवतः अविवेकिनः जन्मादिदुःखस्य एतत् निदानम् ।

પુરુષ અધ્યાસરૂપી દોષને લીધે સંસારમાં પડે છે. અધ્યાસનું બંધનેય મનની જ કલ્પનાથી આવે છે. રજ તથા તમોગુણના દોષથી અવિવેકી બનેલા જીવના જન્મમરણ વગેરે દુઃખનું મૂળ આ મન જ છે.

["अतस्मिंस्तद्बुद्धिरध्यासः" (બ્ર. સૂ. શાં. ભાષ્ય) જે જે ન હોય તેને તે માની લેવું એ અધ્યાસ અર્થાત્ ભ્રમ છે. દોરડું સાપ નથી છતાં તેને સાપ માનવું એ અધ્યાસ છે. એ જ રીતે સત્ જ્ઞાન આનંદરૂપ આત્માને દેહ વગેરે માની લેવો એ અધ્યાસ છે. અધ્યાસ–ભ્રમ થયા પછી આરોપવિષય દોરડા અને આરોપ્ય સાપનો અવિવેક થાય છે, જેને લીધે સાપ હાલે છે, મને કરડશે, આવી આવી કલ્પનાઓથી ભય, કંપ થાય છે. આવું જ આત્માને દેહ માની લેતાં જન્મમરણની કલ્પના તેમજ તેથી પેદા થતા દુઃખની બાબતમાં થતું હોય છે.]

अतः प्राहुर्मनोऽविद्यां पण्डितास्तत्त्वदर्शिनः ।
येनैव भ्राम्यते विश्वं वायुनेवाभ्रमण्डलम् ॥१८२॥

अतः तत्त्वदर्शिनः पण्डिताः मनः अविद्याम् आहुः, येन एव वायुना अभ्रमण्डलम् इव विश्वं भ्राम्यते ।

માટે જ તત્ત્વદર્શી વિવેકી વિદ્વાનો મનને જ અવિદ્યા અજ્ઞાન કહે છે. જે અવિદ્યાને કારણે વાયુથી મેઘમંડળની જેમ, વિશ્વચક્ર ઘૂમ્યા કરે છે. અર્થાત્ અજ્ઞાનને કારણે સંસારની ચક્કી ચાલ્યા કરે છે.

तत्त्वदर्शिनः–तत्त्वं पश्यन्ति ते तत्त्वदर्शिनः ।

तन्मनःशोधनं कार्यं प्रयत्नेन मुमुक्षुणा ।
विशुद्धे सति चैतस्मिन् मुक्तिः करफलायते ॥१८३॥

मुमुक्षुणा प्रयत्नेन तन्मनः शोधनं कार्यम्, एतस्मिन् विशुद्धे सति मुक्तिः करफलायते ।

મોક્ષકામી મનુષ્યે પ્રયત્નપૂર્વક બંધનકારી મનને શુદ્ધ કરવું જોઈએ. મન શુદ્ધ થતાં મુક્તિ હાથમાં રહેલા ફળની જેમ સ્પષ્ટ બની જાય છે.

मोक्षैकसक्त्या विषयेषु रागं निर्मूल्य संन्यस्य च सर्वकर्म ।
सच्छ्रद्धया यः श्रवणादिनिष्ठो रजःस्वभावं स धुनोति बुद्धेः ॥१८४॥

श्रवणादिनिष्ठः यः मोक्षैकसक्त्या विषयेषु रागं निर्मूल्य, सच्छ्रद्धया सर्वकर्म संन्यस्य च, (तिष्ठति) सः बुद्धेः रजः स्वभावं धुनोति ।

શ્રવણ મનન અને નિદિધ્યાસનમાં પ્રવૃત્ત થઈ જે મોક્ષમાત્રની આસક્તિથી વિષયોના રાગનું ઉન્મૂલન કરી સાચી શ્રદ્ધાથી બધાં કર્મોનો સંન્યાસ કરે છે, તે જ બુદ્ધિમાં ઘર કરી રહેલા રજોગુણને ખંખેરી શકે છે.

[આસક્તિ ન રહેતાં પાકા પાનની જેમ કર્મો સરી પડે છે. આસક્તિનું મૂળ અહંકાર છે. અહંકાર જતાં કર્તૃત્વભાવના સ્વયં સરી પડે છે એનું જ નામ કર્મસંન્યાસ.]

मनोमयो नापि भवेत् परात्मा
ह्याद्यन्तवत्त्वात् परिणामिभावात् ।
दुःखात्मकत्वाद् विषयत्वहेतो-
र्द्रष्टा हि दृश्यात्मतया न दृष्टः ॥१८५॥

मनोमयः हि आद्यन्तवत्त्वात्, परिणामिभावात्, दुःखात्मकत्वात्, विषयत्वहेतोः अपि, न परात्मा भवेत्; द्रष्टा हि दृश्यात्मना न दृष्टः ।

આ મનરૂપી કોશ ઉત્પત્તિ અને નાશવાન છે, પ્રતિક્ષણ બદલાતો રહે છે, દુ:ખસ્વરૂપ છે અને આત્માથી ભિન્ન છે. માટે આ પણ વિશુદ્ધ આત્મા હોઈ શકે નહિ; આત્મા તો દ્રષ્ટા છે, એ કદિ દૃશ્યસ્વરૂપે હોઈ શકે નહિ. અર્થાત્ મન દૃશ્ય–આવું કે તેવું છે એમ વિષય રૂપે જણાય તેવું–છે ને આત્મા કદિ વિષય બનતો નથી, દ્રષ્ટા–આત્મા, વિષયી–જાણનાર જ હોય છે.

**વિજ્ઞાનમય કોશ :**

बुद्धिर्बुद्धीन्द्रियैः सार्धं सवृत्तिः कर्तृलक्षणः ।
विज्ञानमयकोशः स्यात् पुंसः संसारकारणम् ॥१८६॥

बुद्धीन्द्रियैः सार्धं सवृत्तिः बुद्धिः (एव) कर्तृलक्षणः विज्ञानमयः कोशः पुंसः संसारकारणं स्यात् ।

જ્ઞાનેન્દ્રિયોની સાથે વિવિધ વૃત્તિઓ સહિત કર્તાપણાના સ્વભાવવાળી બુદ્ધિ 'વિજ્ઞાનમય' કોશ છે. આ બુદ્ધિ જ પુરુષના જન્મમરણાદિરૂપ સંસારનું કારણ છે.

[બુદ્ધિ આત્માનો જાણે મુખ્ય અમાત્ય છે એની જ શક્તિઓ જ્ઞાનેન્દ્રિયો દ્વારા બહાર વ્યક્ત થાય છે. 'આ ઘડો છે', 'આ કપડું છે', આવી જ્ઞાનની આકૃતિઓ બુદ્ધિની વૃત્તિઓ કહેવાય છે. બુદ્ધિ પૂરેપૂરી સાત્ત્વિક હોય તો આત્માના સ્વાભાવિક સ્વરૂપને પ્રગટ કરે છે અથવા પ્રગટ થવા દે છે. શુદ્ધ બુદ્ધિ મન વગેરેને વશમાં રાખી આત્માને બંધન કરે એવી પ્રવૃત્તિઓ થવા દેતી નથી.]

अनुव्रजच्चित्प्रतिबिम्बशक्तिर्विज्ञानसंज्ञः प्रकृतेर्विकारः ।
ज्ञानक्रियावानहमित्यजस्रं देहेन्द्रियादिष्वभिमन्यते भृशम् ॥१८७॥

अनुव्रजत्-चित्प्रतिबिम्बशक्तिः विज्ञानसंज्ञः प्रकृतेः विकारः, 'अहं ज्ञानक्रियावान्' इति देहेन्द्रियादिषु अजस्रं भृशं मन्यते ।

મન અને ઇન્દ્રિયોની પાછળ જતી (મન-ઇન્દ્રિયો સાથે તાદાત્મ્ય અનુભવતી) ચૈતન્યની પ્રતિબિંબરૂપ શક્તિ અર્થાત્ બુદ્ધિ પ્રકૃતિનું સર્વપ્રથમ સર્જન છે, જેને 'વિજ્ઞાનમય' કોશ કહે છે, 'હું જ્ઞાનવાન છું ક્રિયાવાન છું" આમ સદા દેહેન્દ્રિયોનાં કાર્યોમાં આ વિજ્ઞાનમય અનંત અભિમાન ધરાવે છે.

[બુદ્ધિનો દેહેન્દ્રિયોના કાર્યોમાં આત્મભાવ જ 'અહંકાર' કહેવાય છે. અહંકાર પણ 'વિજ્ઞાનમય' કોશનું જ એક પાસું છે—જેમ ચિત્ત મનોમય કોશનું અંગ છે તેમ.]

मुमुक्षुणा प्रयत्नेन तन्मनः शोधनं कार्यम्, एतस्मिन् विशुद्धे सति मुक्तिः करफलायते ।

મોક્ષકામી મનુષ્યે પ્રયત્નપૂર્વક બંધનકારી મનને શુદ્ધ કરવું જોઈએ. મન શુદ્ધ થતાં મુક્તિ હાથમાં રહેલા ફળની જેમ સ્પષ્ટ બની જાય છે.

**मोक्षैकसक्त्या विषयेषु रागं निर्मूल्य संन्यस्य च सर्वकर्म ।**
**सच्छ्रद्धया यः श्रवणादिनिष्ठो रजःस्वभावं स धुनोति बुद्धेः ॥१८४॥**

श्रवणादिनिष्ठः यः मोक्षैकसक्त्या विषयेषु रागं निर्मूल्य, सच्छ्रद्धया सर्वकर्म संन्यस्य च, (तिष्ठति) सः बुद्धेः रजः स्वभावं धुनोति ।

શ્રવણ મનન અને નિદિધ્યાસનમાં પ્રવૃત્ત થઈ જે મોક્ષમાત્રની આસક્તિથી વિષયોના રાગનું ઉન્મૂલન કરી સાચી શ્રદ્ધાથી બધાં કર્મોનો સંન્યાસ કરે છે, તે જ બુદ્ધિમાં ઘર કરી બેઠેલા રજોગુણને ખંખેરી શકે છે

[આસક્તિ ન રહેતાં પાકા પાનની જેમ કર્મો સરી પડે છે. આસક્તિનું મૂળ અહંકાર છે. અહંકાર જતાં કર્તૃત્વભાવના સ્વયં સરી પડે છે એનું જ નામ કર્મસંન્યાસ.]

**मनोमयो नापि भवेत् परात्मा**
**ह्याद्यन्तवत्त्वात् परिणामिभावात् ।**
**दुःखात्मकत्वाद् विषयत्वहेतो-**
**र्द्रष्टा हि दृश्यात्मतया न दृष्टः ॥१८५॥**

मनोमयः हि आद्यन्तवत्त्वात्, परिणामिभावात्, दुःखात्मकत्वात्, विषयत्वहेतोः अपि, न परात्मा भवेत्; द्रष्टा हि दृश्यात्मना न दृष्टः ।

આ મનરૂપી કોશ ઉત્પત્તિ અને નાશવાન છે, પ્રતિક્ષણ બદલાતો રહે છે, દુઃખસ્વરૂપ છે અને આત્માથી જ્ઞેય છે માટે આ પણ વિશુદ્ધ આત્મા હોઈ શકે નહિ; આત્મા તો દ્રષ્ટા છે, એ કદિ દૃશ્યસ્વરૂપે હોઈ શકે નહિ. અર્થાત્ મન દૃશ્ય—આવું કે તેવું છે એમ વિષય રૂપે જણાય તેવું—છે ને આત્મા કદિ વિષય બનતો નથી, દ્રષ્ટા—આત્મા, વિષયી—જાણનાર જ હોય છે.

દેહમાં તથા દેહ સાથે સંકળાયેલાં આશ્રમ અને આશ્રમને લગતા ધર્મ વગેરે કર્મો તેમજ ગુણોને આ વિજ્ઞાનમય પોતાનાં ગણી એમાં અભિમાન ધરે છે. આત્માની અતિ સમીપ હોવાને લીધે વિજ્ઞાનમય કોશ ખૂબ પ્રકાશમાન છે અને એને કારણે જ એ આત્માની 'ઉપાધિ' છે. ઉપાધિરૂપ વિજ્ઞાનમયમાં હુંપણાના ભ્રમથી જ આત્મા (અસંગ હોવા છતાં) સંસારચક્રમાં ફસાય છે ને ભટકયા કરે છે.

[વસ્તુ જેના સંબંધમાં આવતાં એના ગુણધર્મો ધરાવતી લાગે તેને 'ઉપાધિ' કહે છે. જેમકે, લાલ કાચના પ્યાલામાં ભરેલું દૂધ એ પ્યાલામાં રહે ત્યાં સુધી લાલ લાગે. અંતઃકરણ અથવા બુદ્ધિ આત્માની ઉપાધિ છે એટલે બુદ્ધિના ગુણદોષો કે બુદ્ધિની અવસ્થાઓ આત્માની હોય એમ ભાસે છે. જોકે આ જાતનો ભાસ ભ્રમ જ છે છતાં તેના કારણરૂપ મૂલાવિદ્યા ન ટળે ત્યાં સુધી એ ભ્રમ તૂટતો નથી. 'હું બ્રહ્મ છું' આ જાતનો બોધ થતાં મૂલાવિદ્યા ટળી જાય છે ને એની સંતતિરૂપ અંતઃકરણ વિકારો સાથે લુપ્ત થાય છે.]

## આત્માની અસંગતા

योऽयं विज्ञानमयः प्राणेषु हृदि स्फुरत्स्वयंज्योतिः ।
कूटस्थः सन्नात्मा कर्ता भोक्ता भवत्युपाधिस्थः ॥१९१॥

यः अयं विज्ञानमयः, हृदि प्राणेषु स्फुरत्स्वयंज्योतिः, आत्मा कूटस्थः सन् अपि, उपाधिस्थः कर्ता भोक्ता भवति ।

જે આ હૃદય અને ઇન્દ્રિયોમાં વિજ્ઞાનમય સ્વયંપ્રકાશ આત્મા છે તે સ્વભાવે તો (અસલ સ્વરૂપે તો) કૂટસ્થ અર્થાત્ નિર્વિકાર છે, પરંતુ બુદ્ધિરૂપી ઉપાધિનો સંબંધ હોવાથી, પોતે કર્તા અને ભોક્તા બની રહે છે.

[જેને વિજ્ઞાનમય કહીએ છીએ તેનાં બે પાસાં છે. એક વિશુદ્ધ ચૈતન્ય અને બીજું પ્રકૃતિનું પહેલું સંતાન બુદ્ધિ. બુદ્ધિમાં પ્રવેશેલું કે પ્રતિબિંબિત ચૈતન્ય બુદ્ધિના યોગમાં બુદ્ધિના તાદાત્મ્યથી, અહંકાર,

चित्प्रतिबिम्बशक्तिः-चितः प्रतिबिम्बस्य शक्तिः, विज्ञानसंज्ञः-विज्ञानम् इति संज्ञा यस्य असौ, ज्ञानक्रियावान्-ज्ञानं च क्रिया च स्तः यस्य असौ ।

अनादिकालोऽयमहंस्वभावो जीवः समस्तव्यवहारवोढा ।
करोति कर्माण्यपि पूर्ववासनः पुण्यान्यपुण्यानि च तत्फलानि ॥१८८॥

अनादिकालः अहंस्वभावः अयं समस्तव्यवहारवोढा जीवः पूर्ववासनः पुण्यानि अपुण्यानि च कर्माणि करोति, तत्फलानि च (भुंक्ते इति पर श्लोकेन सम्बन्धः)

અનાદિ કાળથી ચાલ્યો આવતો અહંકારસ્વરૂપ આ વિજ્ઞાનમય કોશ જ સમગ્ર વ્યવહાર ચલાવતો 'જીવ' છે. આ જ પુણ્ય અને પાપો કરે છે તેમજ એમનાં ફળ (ભોગવે છે).

भुङ्क्ते विचित्रास्वपि योनिषु व्रजन्नायाति निर्यात्यध ऊर्ध्वमेषः ।
अस्यैव विज्ञानमयस्य जाग्रत्-स्वप्नाद्यवस्थाः सुखदुःखभोगः ॥१८९॥

एषः विचित्रासु अपि योनिषु व्रजन् अधः ऊर्ध्वं च आयाति निर्याति, अस्य एव विज्ञानमयस्य जाग्रत्-स्वप्नाद्यवस्थाः सुखदुःखभोगः (च) ।

આ બુદ્ધિરૂપ વિજ્ઞાનમય કોશ અનેક પ્રકારની યોનિઓમાં જતો નીચે-ઉપર આવ-જા કરે છે. આની જ જાગ્રત્ સ્વપ્ન અને સુષુપ્તિ આ ત્રણ અવસ્થાઓ છે. આ જ સુખદુઃખનો ભોગ કરે છે.

देहादिनिष्ठाश्रमधर्मकर्मगुणाभिमानं सततं ममेति ।
विज्ञानकोशोऽयमतिप्रकाशः प्रकृष्टसान्निध्यवशात् परात्मनः ।
अतो भवत्येष उपाधिरस्य यदात्मधीः संसरति भ्रमेण ॥१९०॥

अयं देहादिनिष्ठाश्रमधर्मकर्मगुणाभिमानं मम इति (करोति) । अयं विज्ञानकोशः प्रकृष्टसान्निध्यवशात् अतिप्रकाशः. अतः एषः अस्य उपाधिः भवति, यदात्मधीः भ्रमेण संसरति ।

દેહમાં તથા દેહ સાથે સંકળાયેલાં આશ્રમ અને આશ્રમને લગતા ધર્મ વગેરે કર્મો તેમજ ગુણોને આ વિજ્ઞાનમય પોતાનાં ગણી એમાં અભિમાન ધરે છે. આત્માની અતિ સમીપ હોવાને લીધે વિજ્ઞાનમય કોશ ખૂબ પ્રકાશમાન છે અને એને કારણે જ એ આત્માની 'ઉપાધિ' છે. ઉપાધિરૂપ વિજ્ઞાનમયમાં હુંપણાના ભ્રમથી જ આત્મા (અસંગ હોવા છતાં) સંસારચક્રમાં ફસાય છે ને ભટકયા કરે છે.

[વસ્તુ જેના સંબંધમાં આવતાં એના ગુણધર્મો ધરાવતી લાગે તેને 'ઉપાધિ' કહે છે. જેમકે, લાલ કાચના પ્યાલામાં ભરેલું દૂધ એ પ્યાલામાં રહે ત્યાં સુધી લાલ લાગે. અંતઃકરણ અથવા બુદ્ધિ આત્માની ઉપાધિ છે એટલે બુદ્ધિના ગુણદોષો કે બુદ્ધિની અવસ્થાઓ આત્માની હોય એમ ભાસે છે. જોકે આ જાતનો ભાસ ભ્રમ જ છે છતાં તેના કારણરૂપ મૂલાવિદ્યા ન ટળે ત્યાં સુધી એ ભ્રમ તૂટતો નથી. 'હું બ્રહ્મ છું' આ જાતનો બોધ થતાં મૂલાવિદ્યા ટળી જાય છે ને એની સંતતિરૂપ અંતઃકરણ વિકારો સાથે લુપ્ત થાય છે.]

**આત્માની અસંગતા**

योऽयं विज्ञानमयः प्राणेषु हृदि स्फुरत्स्वयंज्योतिः ।
कूटस्थः सन्नात्मा कर्ता भोक्ता भवत्युपाधिस्थः ॥१९१॥

यः अयं विज्ञानमयः, हृदि प्राणेषु स्फुरत्स्वयंज्योतिः, आत्मा कूटस्थः सन् अपि, उपाधिस्थः कर्ता भोक्ता भवति ।

જે આ હૃદય અને ઇન્દ્રિયોમાં વિજ્ઞાનમય સ્વયંપ્રકાશ આત્મા છે તે સ્વભાવે તો (અસલ સ્વરૂપે તો) કૂટસ્થ અર્થાત્ નિર્વિકાર છે, પરંતુ બુદ્ધિરૂપી ઉપાધિનો સંબંધ હોવાથી, પોતે કર્તા અને ભોક્તા બની રહે છે.

[જેને વિજ્ઞાનમય કહીએ છીએ તેનાં બે પાસાં છે, એક વિશુદ્ધ ચૈતન્ય અને બીજું પ્રકૃતિનું પહેલું સંતાન બુદ્ધિ. બુદ્ધિમાં પ્રવેશેલું કે પ્રતિબિંબિત ચૈતન્ય બુદ્ધિના યોગમાં બુદ્ધિના તાદાત્મ્યથી, અહંકાર,

મમકાર વગેરે વિકારોવાળું હોય તેમ ભાસે છે. જો બુદ્ધિરૂપી ઉપાધિના ગુણધર્મો અને આત્માની સચ્ચિદાનંદરૂપતાનો વિવેક–ભેદ અનુભવાય તો, બુદ્ધિજન્ય સંસાર ભાસે તોયે મિથ્યા છે એવી ખાત્રી બની રહે ને સંસારનો મિથ્યાત્વજ્ઞાન સાથેનો અનુભવ બંધન રૂપ બને નહિ. આ સ્થિતિને જ 'જીવનમુક્તિ' કહે છે. ટૂંકમાં સંસાર ચેતન અને જડ તત્ત્વોના વિવેકના અભાવે છે. માટે વિવેક થતાં સુધી જ ટકે છે

स्फुरत्स्वयंज्योतिः–स्फुरन् च स्वयञ्ज्योतिः च, उपाधिस्थः–उपाधौ तिष्ठति इति । कूटस्थः–कूट इव तिष्ठति इति कूटस्थः ।

स्वयं परिच्छेदमुपेत्य बुद्धेस्तादात्म्यदोषेण परं मृषात्मनः ।
सर्वात्मकः सन्नपि वीक्षते स्वयं स्वतः पृथक्त्वेन मृदो घटानिव ॥१९२॥

स्वयं तादात्म्यदोषेण परं मृषात्मनः बुद्धेः परिच्छेदम् उपेत्य, सर्वात्मकः सन् अपि, स्वयं मृदः घटान् इव स्वतः पृथक्त्वेन वीक्षते ।

આત્મા તાદાત્મ્યદોષને કારણે મિથ્યાભૂત બુદ્ધિના યોગને લીધે પરિચ્છેદને (બુદ્ધિની મર્યાદાઓને) પ્રાપ્ત થાય છે અને પોતે સર્વાત્મક હોવા છતાં, પોતાને માટીથી (અલગ મનાતા) ઘડાની જેમ, પોતાથી જ અલગ અનુભવે છે.

[માટી ઘડો બન્યા પછી ઘડાની મર્યાદાઓવાળી બની જાય છે : ઘડાના આકારપ્રકારવાળી દીસે છે, તે જ રીતે સર્વવ્યાપી આત્મા બુદ્ધિરૂપી ઉપાધિથી એકરૂપ થતાં બુદ્ધિના ગુણધર્મો પોતાના હોય તેવો ભ્રમ સેવે છે]

उपाधिसंबन्धवशात् परात्मा ह्युपाधिधर्माननुभाति तद्गुणः ।
अयोविकारानविकारिवह्निवत् सदैकरूपोऽपि परः स्वभावात् ॥१९३॥

परात्मा उपाधिसंबंधवशात् हि तद्गुणः (भूत्वा), अयोविकारान् अविकारिवह्निवत्, सदा एक रूपः अपि, स्वभावात् परः (सन्) अपि उपाधिधर्मान् अनुभाति ।

પરાત્મા (વિશુદ્ધ આત્મા) ઉપાધિ–બુદ્ધિસંબંધને લીધે બુદ્ધિના ગુણો અપનાવી, લોઢામાં પ્રવેશેલો અગ્નિ લોઢાના આકાર-પ્રકારવાળો થઈ જાય તેમ, સદા એકરૂપ અને સ્વભાવે બુદ્ધિથી પર હોવા છતાં,

ઉપાધિ–બુદ્ધિધર્મોનો અનુભવ કરે છે—બુદ્ધિધર્મો તેના હોય એવો ભાસ થાય છે.

अयोविकारान् -अयसः विकाराः तान्, अविकारीवह्निवत्–अविकारी च असौ वह्निः इव, एकरूपः–एकं = अविकारि रूपं यस्य असौ ।

शिष्य उवाचः—**શિષ્ય બોલ્યો :**

भ्रमेणाप्यन्यथा वाऽस्तु जीवभावः परात्मनः ।
तदुपाधेरनादित्वान्नानादेर्नाश इष्यते ॥१९४॥

परात्मनः जीवभावः भ्रमेण अन्यथा वा अस्तु, तदुपाधेः अनादित्वात् अनादेः न नाशः इष्यते ।

પરાત્માનો જીવભાવ ભલે ને ભ્રમથી થયો હોય કે બીજા કારણે હોય, પરંતુ તેની ઉપાધિ તો અનાદિ છે, અને અનાદિનો નાશ થઈ શકે નહિ.

अतोऽस्य जीवभावोऽपि नित्यो भवति संसृतिः ।
न निवर्तेत तन्मोक्षः कथं मे श्रीगुरो वद ॥१९५॥

अतः अस्य जीवभावः अपि नित्यः भवति, (येन) संसृतिः न निवर्तेत, तत् मोक्षः कथम् ? श्रीगुरो (एतत्) मे वद ।

માટે પરાત્માનો જીવભાવ પણ નિત્ય રહેશે અને એનો સંસાર પણ કદિ ટળશે નહિ તો જીવનો મોક્ષ કેમ થાય ? ગુરુદેવ ! આ સમજાવો.

[પરાત્માત્મા અથવા આત્મા એટલે અવિદ્યાના ફંદામાં ન પડયો હોય તેવો સચ્ચિદાનંદ આત્મા અને જે અવિદ્યાના સંસર્ગથી બુદ્ધિ વગેરે સાથે તાદાત્મ્ય સાધી બુદ્ધિ વગેરેના ગુણધર્મોને પોતાના સમજી જન્મ–મરણવાળા સંસારના ચક્રમાં પડયો હોય તે જીવ. 'जिव्' प्राणधारणे પ્રાણ સંબંધ કરનાર આત્મા એટલે જીવ. આત્મા પરમાત્મા, કે જીવ શબ્દોના અર્થનો આ ભેદ સ્પષ્ટ સમજવો ઘટે.]

श्रीगुरुरुवाचः—**શ્રી ગુરુ બોલ્યા**

सम्यक् पृष्टं त्वया विद्वन् ! सावधानेन तच्छृणु ।
प्रामाणिकी न भवति भ्रान्त्या मोहितकल्पना ॥१९६॥

બુદ્ધિમાન વત્સ ! તેં બહુ જ સારો પ્રશ્ન કર્યો છે, સાવધાન થઈને સાંભળ : મોહમાં ડૂબેલા માનવે ભ્રાન્તિથી જે કલ્પના કરી હોય તે પ્રામાણિક (સાચી) હોતી નથી.

भ्रान्तिं विना त्वसङ्गस्य निष्क्रियस्य निराकृतेः ।
न घटेतार्थसंबंधो नभसो नीलतादिवत् ॥१९७॥

असङ्गस्य निष्क्रियस्य निराकृतेः भ्रान्तिं विना, नभसः नीलतादिवत्, अर्थसंबंधः न घटते ।

જે અસંગ નિષ્ક્રિય અને નિરાકાર છે તેવા આત્માનો, આકાશનો નીલિમા વગેરે રંગની સાથે સંબંધ ન હોઈ શકે તેમ, ભ્રમ વગર દુનિયાના પદાર્થો સાથે–દેહ બુદ્ધિ વગેરે સાથે સંબંધ હોઈ શકે નહીં.

असङ्गस्य–न विद्यते सङ्गः यस्य सः तस्य, निष्क्रियस्य–निर्गताः क्रियाः यस्मात् तस्य, निराकृतेः–निर्गताः आकृतयः यस्य तस्य ।

स्वस्य द्रष्टुर्निर्गुणस्याक्रियस्य
प्रत्यग्बोधानन्दरूपस्य बुद्धेः ।
भ्रान्त्या प्राप्तो जीवभावो न सत्यो
मोहापाये नास्त्यवस्तुस्वभावात् ॥१९८॥

निर्गुणस्य अक्रियस्य प्रत्यग्बोधानन्दरूपस्य द्रष्टुः स्वस्य, बुद्धेः भ्रान्त्या प्राप्तः जीवभावः न सत्यः, अवस्तुस्वभावात् मोहापाये न अस्ति ।

નિર્ગુણ, ક્રિયારહિત, સાક્ષાત્ બોધ અને આનંદરૂપે અનુભવાતા દ્રષ્ટા આત્માને બુદ્ધિ (સાથે તાદાત્મ્યને લીધે થયેલી) ભ્રાન્તિથી જીવભાવ (કર્તા, ભોક્તા, સંસારીપણું) પ્રાપ્ત થયો છે, જે સત્ય નથી. તે જીવભાવ મિથ્યાભૂત હોવાને લીધે મોહ-અજ્ઞાન દૂર થતા રહેતો નથી.

[અવિદ્યાને લીધે બુદ્ધિના ગુણધર્મો પોતાના લેખવાથી શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વરૂપ આત્મા પોતાને સંસારી માને છે. આ માન્યતા ભ્રાંતિ હોવાથી અવિદ્યા દૂર થતાં આપોઆપ ટળી જાય છે–અંધારું દૂર થતાં સાપની ભ્રાંતિની જેમ.]

प्रत्यग्...रूपस्य-प्रत्यग्बोधः आनन्दः च रूपं यस्य सः, अवस्तुस्वभावात्-न वस्तुनः = वास्तविकस्य स्वभावः तस्मात्।

यावद् भ्रान्तिस्तावदेवास्य सत्ता
मिथ्याज्ञानोज्जृम्भितस्य प्रमादात्।
रज्ज्वां सर्पो भ्रान्तिकालीन एव
भ्रान्तेर्नाशे नैव सर्पोऽपि तद्वत् ॥१९९॥

यावद् भ्रान्तिः तावद् एव प्रमादात् मिथ्याज्ञानोज्जृम्भितस्य अस्य सत्ता, रज्ज्वां सर्पः भ्रान्तिकालीनः एव, भ्रान्तेः नाशे सर्पः अपि न एव, तद्वत्।

જ્યાં સુધી ભ્રાંતિ હોય ત્યા સુધી જ અજ્ઞાનને લીધે મિથ્યાજ્ઞાનથી ઉત્પન્ન થયેલા જીવભાવની હયાતી રહે છે. દોરડામાં ભાસતો સર્પ ભ્રાંતિકાળમાં જ હોય છે ને ભ્રાંતિ નષ્ટ થતાં સર્પ જેમ ટળી જાય છે તેમ, જીવનું પણ સમજવું.

मिथ्या...जृम्भितस्य-मिथ्या च तद् ज्ञानं तस्मात् उज्जृम्भितः= उत्पन्नः तस्य, भ्रान्तिकालीन-भ्रान्तेः कालः एव कालः यस्य।

अनादित्वमविद्यायाः कार्यस्यापि तथेष्यते।
उत्पन्नायां तु विद्यायामाविद्यकमनाद्यपि ॥२००॥
प्रबोधे स्वप्नवत् सर्वं सहमूलं विनश्यति।

(यथा) अविद्यायाः तथा कार्यस्य अपि अनादित्वम् इष्यते; उत्पन्नायां तु विद्यायां प्रबोधे स्वप्नवत्, सर्वम् आविद्यकम् अनादि अपि, सहमूलं विनश्यति।

અવિદ્યાની જેમ અવિદ્યાથી બનેલો સંસાર પણ અનાદિ છે. પરંતુ વિદ્યા (આત્માનુભૂતિ) ઉત્પન્ન થતાં જ, જાગી જતાં સ્વપ્નની જેમ અવિદ્યા અને એનાથી પેદા થયેલો સઘળો સંસાર અનાદિ હોવા છતાં, નાશ પામે છે.

अनाद्यपीदं नो नित्यं प्रागभाव इव स्फुटम् ॥२०१॥
अनादेरपि विध्वंसः प्रागभावस्य वीक्षितः।

इदं स्तुत्यम् अनादि अपि प्रागभावः इव नो नित्यम्, अनादेः अपि प्रागभावस्य विध्वंसः वीक्षितः ।

અવિદ્યા અને વિશ્વ અનાદિ છતાં પ્રાગભાવની જેમ નિત્ય નથી. પ્રાગભાવ અનાદિ હોવા છતાં તેનો અંત જોવામાં આવે છે.

[ઘડાની ઉત્પત્તિ પહેલાં એ નથી હોતો. એનું આ ન હોવાપણું 'પ્રાગભાવ' કહેવાય છે. પ્રાગભાવનો આરંભ હોતો નથી, પરંતુ ઘડો ઉત્પન્ન થાય ત્યારે ઘડાના પ્રાગભાવનો અંત તો હોય છે. આવું જ અવિદ્યા અને એના સર્જનનું સમજવું.]

यद्बुद्ध्याद्युपाधिसम्बन्धात् परिकल्पितमात्मनि ॥२०२॥
जीवत्वं न ततोऽन्यत्तु स्वरूपेण विलक्षणम् ।
सम्बन्धः स्वात्मनो बुद्ध्या मिथ्याज्ञानपुरःसरः ॥२०३॥
विनिवृत्तिर्भवेत् तस्य सम्यग्ज्ञानेन नान्यथा ।
ब्रह्मात्मैकत्वविज्ञानं सम्यग्ज्ञानं श्रुतेर्मतम् ॥२०४॥

आत्मनि बुद्ध्याद्युपाधिसंबन्धात् परिकल्पितं यद् जीवत्वं (तत्) ततः अन्यत् स्वरूपेण विलक्षणं न, स्वात्मनः बुद्ध्या सम्बन्धः मिथ्याज्ञानपुरःसरः, तस्य सम्यग्ज्ञानेन विनिवृत्तिः भवेत्, न अन्यथा, ब्रह्मात्मैकत्वविज्ञानं श्रुतेः सम्यग्ज्ञानं मतम् ।

આત્મામાં બુદ્ધિ વગેરે ઉપાધિના સંબંધથી જેની કલ્પના થઈ છે તે જીવત્વ વિશુદ્ધ આત્માથી અલગ નથી. આત્માના બુદ્ધિ સાથેના સંબંધનું કારણ મિથ્યાજ્ઞાન છે. આ મિથ્યાજ્ઞાનની નિવૃત્તિ (હું શુદ્ધ આત્મા છું) આવા આત્મજ્ઞાનથી જ થાય છે, બીજી કોઈ રીતે નહિ. બ્રહ્મ અને આત્માની એકતાનો અનુભવ એ જ શ્રુતિના મતે સમ્યક્ જ્ઞાન છે. અર્થાત્ બ્રહ્મ અને આત્માની ઐક્યાનુભૂતિ જ સમ્યક્જ્ઞાન છે.

बुद्ध्या...संबन्धात्–बुद्ध्यादीना = बुद्धि-प्राण-देहादीनाम् उपाधीना संबधः तस्मात्, मिथ्या...सरः–मिथ्या च तत् ज्ञानं पुरः सरं यस्य सः, ब्रह्म...विज्ञानम्–ब्रह्मणः आत्मनः च एकत्वविज्ञानम् ।

तदात्मानात्मनोः सम्यग्विवेकेनैव सिध्यति।
ततो विवेकः कर्तव्यः प्रत्यगात्मासदात्मनोः ॥२०५॥

आत्मानात्मनो विवेकेन एव तत् सिध्यति, ततः प्रत्यगात्मासदात्मनो विवेकः कर्तव्यः।

આત્મા અને અનાત્માનો (આત્મા સિવાયનાં અવિદ્યા તથા જગતૂનો) વિવેક કરવાથી જ બ્રહ્મ અને આત્માની એકતા સિદ્ધ થાય છે, માટે સ્વસ્વરૂપ આત્મા અને ખોટી રીતે આત્મા થઈ બનેલાં બુદ્ધિ વગેરેનો વિવેક કરવો જોઈએ.

प्रत्यगात्मासदात्मनोः–प्रत्यगात्मा असदात्मा च तयोः।

जलं पङ्कवदत्यन्तं पङ्कापाये जलं स्फुटम्।
यथा भाति तथाऽऽत्माऽपि दोषाभावे स्फुटप्रभः ॥२०६॥

अत्यन्तं पङ्कवद् (अपि) जलं पङ्कापाये यथा स्फुटं जलं भाति, तथा आत्मा अपि दोषाभावे स्फुटप्रभः'।

જલ ખૂબ મેલું હોય તોયે કાદવ બેસી જતાં જેમ સાફ-સ્વચ્છ લાગે છે, તેમ આત્મા પણ દોષમુક્ત થતાં સ્પષ્ટપણે પ્રકાશે છે.

पङ्कापाये–पङ्कस्य अपायः तस्मिन्, दोषाभावे–दोषाणाम् अभावः तस्मिन्, स्फुटप्रभः–स्फुटा प्रभा यस्य सः।

असन्निवृत्तौ तु सदात्मनः स्फुटं प्रतीतिरेतस्य भवेत् प्रतीचः।
ततो निरासः करणीय एव सदात्मनः साध्वहमादिवस्तुनः ॥२०७॥

असन्निवृत्तौ तु प्रतीचः अस्य सदात्मनः स्फुटं प्रतीतिः भवेत्, ततः सदात्मनः अहमादिवस्तुनः साधु निरासः करणीयः एव।

(સત્સ્વરૂપ આત્માનો પ્રકાશ થતાં) અસત્સ્વરૂપ અવિદ્યા તેમજ પ્રપંચની નિવૃત્તિ થતાં સત્સ્વરૂપ આત્માની સ્પષ્ટ પ્રતીતિ થાય છે. તે પછી સત્સ્વરૂપ આત્માથી અહંકાર વગેરેનો સારી પેઠે નિરાસ કરવો જોઈએ.

अतो नायं परात्मा स्याद्विज्ञानमयशब्दभाक्।
विकारित्वाज्जडत्वाच्च परिच्छिन्नत्वहेतुतः।
दृश्यत्वाद् व्यभिचारित्वान्नानित्योनित्य इष्यते ॥२०८॥

अयं विज्ञानमयमन्दमायु, विकारित्वात् जडत्वात् परिच्छिन्नत्वहेतुतः दृश्यत्वात् व्यभिचारित्वात् अनित्यः, अतः न नित्य परात्मा इष्यते।

'વિજ્ઞાનમય' શબ્દથી ઓળખાતો આ જીવ વિકારી અર્થાત્ ક્ષણે ક્ષણે બદલાતો હોવાથી, જડ હોવાથી, સીમિતતાને કારણે, દૃશ્ય-વિષય બનતો હોવાથી અને વ્યભિચારી (અનેકગામી) હોવાને લીધે અનિત્ય છે, માટે પરમાત્મા હોઈ ન શકે. અનિત્ય વસ્તુ કદિ નિત્ય ન હોય.

विज्ञान...भाक्-विज्ञानमयः इति शब्दं भजति इति, परिच्छिन्न ...हेतुतः-परिच्छिन्नत्व च असौ हेतुः तस्मात्।

**આનંદમય કોશ :**

आनन्दप्रतिबिम्बचुम्बिततनुर्वृत्तस्तमोजृम्भिता
स्यादानन्दमयः प्रियादिगुणकः स्वेष्टार्थलाभोदयः।
पुण्यस्यानुभवे विभाति कृतिनामानन्दरूपः स्वयं
भूत्वा नन्दति यत्र साधु तनुभृन्मात्रः प्रयत्नं विना ॥२०९॥

आनन्दप्रतिबिम्बचुम्बिततनुः तमोजृम्भिता वृत्तिः आनन्दमयः स्यात्, (अयम्) प्रियादिगुणकः स्वेष्टार्थलाभोदयः (भवति), पुण्यस्य अनुभवे कृतिनाम् आनन्दरूपः स्वयं विभाति, यत्र तनुभृन्मात्रः भूत्वा प्रयत्नं विना नन्दति।

આનન્દસ્વરૂપ આત્માનું જેમાં પ્રતિબિંબ પડે છે તે તમોગુણથી પ્રગટ થતી વૃત્તિ આનંદમય કોશ છે. તે પ્રિય, મોદ અને પ્રમોદ આમ ત્રણ રૂપે ઈચ્છિત વસ્તુ મળતાં પ્રકટ થાય છે. પુણ્ય પાકતાં પુણ્યશાળી વ્યક્તિ સ્વયં આનંદમયરૂપ બની જાય છે. ત્યારે (પુણ્યોદય સમયે) દેહધારી જીવ વગર પ્રયત્ને આનંદિત બની જાય છે.

[પ્રિય વસ્તુની પ્રાપ્તિ થતાં એની પ્રિયતાની માત્રા પ્રમાણે ચિત્ત-વૃત્તિ પ્રિયતા, મોદ અને પ્રમોદ એમ આરોહક્રમે આનંદનો અનુભવ કરે છે. તે અને ગાઢ નિદ્રામાં જે પ્રગાઢ આનંદનો અનુભવ થાય છે એ પણ જીવાત્માની આનંદમયસ્થિતિ જ છે. આ સ્થિતિ સાથે તાદાત્મ્ય પ્રાપ્ત કરનાર જીવને જ 'આનંદમય' કોશ કહે છે. આ દશામાં વિવેક-

ભાન નથી હોતુ એટલે સત્ત્વગુણ અને પ્રવૃત્તિની મ દતા કે અભાવને લીધે રજોગુણ અભિભૂત હોય છે નિદ્રામાં આત્માભાસથી ઝળહળતો તમોગુણ જ અનુભવાકાર બની રહે છે ]

आनन्द तनु —आनन्दस्य प्रतिबिम्बेन चुम्बिता तनु यस्य सा, तमो ता–तमसा जृम्भिता, स्वेष्टार्थलाभोदय –स्वस्य इष्टार्थस्य लाभोदय यस्मिन् ।

आनन्दमयकोशस्य सुषुप्तौ स्फूर्तिरुत्कटा ।
स्वप्नजागरयोरीषदिष्टसन्दर्शनादिना ॥२१०॥

सुषुप्तौ आनन्दमयकोशस्य उत्कटा, स्वप्नजागरयो (तु) इष्टसन्दर्शनादिना ईषत् स्फूर्ति (भवति) ।

ગાઢ નિદ્રામાં આન દમય કોશની ઉત્કટ અને જાગ્રત તથા સ્વપ્નમાં અભીષ્ટ વસ્તુની પ્રાપ્તિ કે દર્શનથી સામાન્ય સ્ફૂર્તિ થતી હોય છે

नैवायमानन्दमय परात्मा सोपाधिकत्वात् प्रकृतेर्विकारात् ।
कार्यत्वहेतो सुकृतक्रियाया विकारसङ्घातसमाहितत्वात् ॥२११॥

सोपाधिकत्वात् प्रकृते विकारात् सुकृतक्रियाया कार्यत्वहेतो विकारसङ्घातसमाहितत्वात्, अयम् आनन्दमय परात्मा न एव ।

બુદ્ધિ વગેરે ઉપાધિવાળો હોવાથી, પ્રકૃતિનો વિકાર હોવાથી, શુભકર્મોના ફળરૂપ બનેલો હોવાથી, પાંચભૌતિક દેહને આશ્રયે રહેલો હોવાથી, આ 'આન દમય 'કોશ પણ શુદ્ધ આ મા નથી જ

विकार स्वात्–विकाराणा सघाते समाहित तस्य भाव तस्मात् ।

पञ्चानामपि कोशाना निषेधे युक्तित श्रुते ।
तन्निषेधावधि साक्षी बोधरूपोऽवशिष्यते ॥२१२॥

युक्तित श्रुते (च), पञ्चानाम् अपि कोशाना निषध (कृते सति), तन्निषेधावधि बोधरूप साक्षी अवशिष्यते ।

શ્રુતિ તથા તર્ક દ્વારા અન્નમયથી લઈ આન દમય સુધી પાચય કોશોનો નિષેધ કરતા તે નિષેધ જ્યા અટકે તે જ્ઞાનસ્વરૂપ સાક્ષી જ બાકી રહે છે

[અગાઉ જણાવેલાં કારણોથી જડતા દશ્યતા અને પરિચ્છિન્નતાથી પાંચેય કોશો અનિત્ય છે એવો નિર્ણય થાય છે અને આ બધાનો

પ્રકાશક આત્મા સાક્ષી અવશિષ્ટ રહે છે. જે અવ્યય અને અવિકારી હોવાથી નિત્ય અને સ્વયંપ્રકાશ છે, એમ શ્રુતિ તથા અનુમાન પ્રમાણથી નક્કી થાય છે.]

योऽयमात्मा स्वयञ्ज्योतिः पञ्चकोशविलक्षणः ।
अवस्थात्रयसाक्षी सन्निर्विकारो निरञ्जनः ।
सदानन्दः स विज्ञेयः स्वात्मत्वेन विपश्चिता ॥२१३॥

यः अयम् आत्मा स्वयञ्ज्योतिः पञ्चकोशविलक्षणः अवस्थात्रयसाक्षी सन् निर्विकारः निरञ्जनः सदानन्दः, सः विपश्चिता स्वात्मत्वेन विज्ञेयः ।

જે આ આત્મા સ્વયંપ્રકાશ પાંચેયકોશોથી ભિન્ન તેમજ જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ આ ત્રણેય અવસ્થાઓનો સાક્ષી બનીને નિર્વિકાર નિરંજન તથા સદા આનંદરૂપ છે, તેને જ વિદ્વાન પોતાનો આત્મા સમજે.

*पञ्चकोशविलक्षणः–पञ्चेभ्यः कोशेभ्यः विलक्षणः = भिन्नस्वरूपः अवस्थात्रयसाक्षी = अवस्थानां त्रयं तस्य साक्षी, निरञ्जनः–निर्गतम् अञ्जनं = मलिनता यस्मात् सः ।*

शिष्य उवाच–શિષ્યે પૂછ્યું :

मिथ्यात्वेन निषिद्धेषु कोशेष्वेतेषु पञ्चसु ।
सर्वाभावं विना किञ्चिन्न पश्याम्यत्र हे गुरो ।
विज्ञेयं किमु वस्त्वस्ति स्वात्मनात्र विपश्चिता ॥२१४॥

हे गुरो ! मिथ्यात्वेन एतेषु पञ्चसु कोशेषु निषिद्धेषु अत्र सर्वाभावं विना न किञ्चित् पश्यामि । अत्र विपश्चिता स्वात्मना विज्ञेयं किमु वस्तु अस्ति ?

ગુરુજી ! મિથ્યા હોવાથી આ પાંચેય કોશોનો નિષેધ કરતાં આ દેહમાં (તથા જગતમાં) સર્વના અભાવ સિવાય મને કાંઈ દેખાતું નથી. તો પછી વિદ્વાને અહીં આત્મારૂપે શી વસ્તુ જાણવી ?

## આત્મસ્વરૂપનું નિરૂપણ

श्रीगुरुरुवाचः–શ્રી ગુરુજી બોલ્યા :

सत्यमुक्तं त्वया विद्वन्निपुणोऽसि विचारणे ।
अहमादिविकारास्ते तदभावोऽयमप्यनु ॥२१५॥

विद्वन् ! त्वया सत्यम् उक्तम् विचारणे निपुणः असि, ते अहमादिविकाराः तद्भावः अपि अयम् अनु ।

હે વિદ્વાન ! તેં સાચું કહ્યું, તું વિચાર કરવામાં નિપુણ છે. અહંકાર વગેરે તારા જ વિકારો છે ને તેમનો અભાવ પણ આત્મારૂપે રહેલા તારામાં જ છે. અર્થાત્ બધાનો બાધ કરતાં આત્મસ્વરૂપ તું જ અવિશિષ્ટ રહે છે. એક માત્ર આત્મા જ સત્તાવાન છે.

सर्वे येनानुभूयन्ते यः स्वयं नानुभूयते ।
तमात्मानं वेदितारं विद्धि बुद्ध्या सुसूक्ष्मया ॥२१६॥

येन सर्वे अनुभूयन्ते, यः स्वयं न अनुभूयते, तं वेदितारम् आत्मानं सुसूक्ष्मया बुद्ध्या विद्धि ।

જે આત્માથી, બુદ્ધિથી લઈ સ્થૂલતમ બધા પદાર્થોનો અનુભવ થાય છે, (પરંતુ) જે આત્મા કોઈથી અનુભવાતો–અનુભવનો વિષય બનતો—નથી તે સર્વવિદ્ આત્માને સૂક્ષ્મ (રજસ્–તમસથી મુક્ત બનેલી) બુદ્ધિથી જાણ.

तत्साक्षिकं भवेत्तत्तद्यद्येनानुभूयते ।
कस्याप्यननुभूतार्थे साक्षित्वं नोपयुज्यते ॥२१७॥

यद् यद् येन अनुभूयते तत् तत् तत्साक्षिकं भवेत्, अननुभूतार्थे कस्य अपि साक्षित्वं न उपयुज्यते ।

જેનાથી જે જે વસ્તુનો અનુભવ થાય તે તે વસ્તુનો તે સાક્ષી બને છે. જેનો અનુભવ ન થયો હોય તે વસ્તુ પ્રત્યે કોઈ સાક્ષી બનતું નથી.

[દેહાદિનો અનુભવ આત્મા કરે છે માટે આત્મા તેમનો સાક્ષી છે. શશશૃંગનો અનુભવ થતો નથી તેથી એનો કોઈ સાક્ષી પણ હોતો નથી.]

तत्साक्षिकम्—सः = आत्मा साक्षी यस्य तत्—तत्साक्षिकम् ।

असौ स्वसाक्षिको भावो यतः स्वेनानुभूयते ।
अतः परं स्वयं साक्षात् प्रत्यगात्मा न चेतरः ॥२१८॥

यतः असौ स्वसाक्षिकः भावः स्वेन अनुभूयते, अतः परं स्वयं साक्षात् प्रत्यगात्मा न च इतरः ।

કારણ કે આત્મા પોતે જ પોતાની સત્તાનો સાક્ષી બની સ્વાનુભવ કરે છે, માટે આ પરમતત્ત્વ આત્મા સાક્ષાત્ અન્તરાત્મા છે, બીજો કોઈ નહિ.

[દેહાદિની જેમ આત્માનો અનુભવ કરનાર અન્ય કોઈ પ્રકાશક નથી એનો અર્થ એ થયો કે આત્મા પોતે જ પોતાની સત્તાનો પ્રકાશક છે, સ્વયં-પ્રકાશ છે]

जाग्रत्स्वप्नसुषुप्तिषु स्फुटतरं योऽसौ समुज्जृम्भते
प्रत्यग्रूपतया सदाहमहमित्यन्तः स्फुरन्नैकधा ।
नानाकारविकारभागिन इमान् पश्यन्नहंधीमुखान्
नित्यानंदचिदात्मना स्फुरति तं विद्धि स्वमेतं हृदि ॥२१९॥

जाग्रत्स्वप्नसुषुप्तिषु यः असौ प्रत्यग्रूपतया अहम् अहम् इति नैकधा स्फुरन् स्फुटतरं समुज्जृम्भते, (तथा च ) नानाकारविकारभागिनः इमान् अहंधीमुखान् पश्यन् हृदि नित्यानंदचिदात्मना स्फुरति, तम् एतं स्वं विद्धि ।

જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ આ ત્રણેય અવસ્થાઓમાં જે અન્તરાત્મા 'હું હું' આવી સંવેદનાથી સ્પષ્ટ ઝગમગે છે, તેમ જ અનેક પ્રકારના આકારો અને વિકારો (પરિણામો) પામતા અહંકાર, બુદ્ધિ વગેરેને નિહાળતો હૃદયમાં નિત્ય આનંદ અને જ્ઞાનસ્વરૂપે સ્ફુરાયમાણ છે, તેને જ તું આત્મા સમજ.

नाना...भागिनः–नाना आकारविकारान् भजन्ति तान्, अहंधी-मुखान्–अहं च धीः च अहंधियौ ते मुखे = आदी येषां तान्, नित्यानन्दचिदात्मना–नित्ये आनन्दचितौ आत्मा = स्वरूपं तेन ।

घटोदके बिम्बितमर्कबिम्बमालोक्य मूढो रविमेव मन्यते ।
तथा चिदाभासमुपाधिसंस्थं भ्रान्त्याहमित्येव जडोऽभिमन्यते ॥२२०॥

मूढः यथा घटोदके बिम्बितम् अर्कबिम्बम् आलोक्य रविम् एव मन्यते, तथा जडः भ्रान्त्या उपाधिसंस्थं चिदाभासम् 'अहम्' इति एव अभिमन्यते ।

મૂઢજન જેમ ઘડાના પાણીમાં પ્રતિબિંબિત થયેલા સૂર્યને જોઈ (સૂર્યપ્રતિબિંબને જ) સૂર્ય માની લે છે, તેમ વિચારહીન જડબુદ્ધિ માનવ ભ્રાંતિથી બુદ્ધિ, દેહાદિ ઉપાધિમાં પ્રતિબિંબિત ચિદાભાસમાં 'હું' –આત્મા તરીકેનું અભિમાન કરે છે, અર્થાત્ બુદ્ધિપ્રતિબિંબિત મિથ્યા જીવને સાચો આત્મા ભજે છે.

उपाधिसंस्थम् – उपाधौ सन्तिष्ठते इति उपाधिसंस्थः तम्, चिदाभासम् – चितः आभासः तम् ।

घटं जलं तद्गतमर्कबिम्बं विहाय सर्वं विनिरीक्ष्यतेऽर्कः ।
तटस्थ एतत् त्रितयावभासकः स्वयं प्रकाशो विदुषा यथा तथा ॥२२१॥
देहं धियं चित्प्रतिबिम्बमेतं विसृज्य बुद्धौ निहितं गुहायाम् ।
द्रष्टारमात्मानमखण्डबोधं सर्वप्रकाशं सदसद्विलक्षणम् ॥२२२॥
नित्यं विभुं सर्वगतं सुसूक्ष्ममन्तर्बहिःशून्यमनन्यमात्मनः ।
विज्ञाय सम्यङ्निजरूपमेतत् पुमान् विपाप्मा विरजो विमृत्युः ॥२२३॥

घटं जलं तद्गतम् अर्कबिम्बं सर्वं विहाय यथा विदुषा एतत्त्रितयावभासकः स्वयंप्रकाशः अर्कः विनिरीक्ष्यते, तथा देहं धियं बुद्धौ गुहायां निहितम् एवं चित्प्रतिबिम्बं विसृज्य, द्रष्टारं सदसद्विलक्षणं सर्वप्रकाशं नित्यं विभुं सर्वगतं सुसूक्ष्मम् अन्तर्बहिः शून्यम् आत्मनः अनन्यम् एतत्निजरूपं, सम्यक् विज्ञाय, पुमान् विपाप्मा विरजः विमृत्युः (भवति) ।

ઘડાને, જળને અને એમાં પડેલા સૂર્યના પ્રતિબિંબને છોડી જેમ વિચક્ષણ માણસ આ ત્રણેયના અવભાસક સ્વયંપ્રકાશ સૂર્યને (તત્ત્વરૂપે) જુએ છે. તેમ, દેહ બુદ્ધિ તેમજ બુદ્ધિરૂપી ગુફામાં પડેલા ચૈતન્યના પ્રતિબિંબરૂપ ચિદાભાસ(જીવ)ને છોડી–મિથ્યા સમજી, એ બધાંના દ્રષ્ટા સત્ય અને અસત્યથી વિલક્ષણ, સર્વપ્રકાશક નિત્ય વિભુ સર્વગામી અતિસૂક્ષ્મ, અંદર કે બહારના ભેદથી વિમુક્ત, પોતાથી અભિન્ન એવા નિજસ્વરૂપને સારી પેઠે જાણી, જ્ઞાની મનુષ્ય નિષ્પાપ અને નિર્મલ બની અમર થઈ જાય છે.

विशोक आनन्दघनो विपश्चित्
स्वयं कुतश्चिन्न बिभेति कश्चित् ।
नाऽन्योऽस्ति पन्था भवबन्धमुक्ते-
र्विना स्वतत्त्वावगमं मुमुक्षोः ॥२२४॥

विशोकः आनन्दघनः कश्चित् विपश्चित् स्वयं कुतश्चित् न बिभेति, मुमुक्षोः तत्त्वावगमं विना भवबन्धविमुक्तेः अन्यः पन्थाः न अस्ति ।

શોકરહિત અને આનન્દસ્વરૂપ બનેલો વિદ્વાન કોઈથી ડરતો નથી. મોક્ષ પામવા ઇચ્છનાર માટે તત્ત્વરૂપ આત્માના જ્ઞાન વિના સંસારના બંધનથી છૂટવાનો બીજો કોઈ માર્ગ નથી, અર્થાત્ પોતાને બ્રહ્મરૂપ સમજવાથી—અનુભવવાથી સર્વ ક્લેશો છૂટે છે.

ब्रह्माभिन्नत्वविज्ञानं भवमोक्षस्य कारणम् ।
येनाद्वितीयमानन्दं ब्रह्म सम्पद्यते बुधैः ॥२२५॥

ब्रह्माभिन्नत्वविज्ञानं भवमोक्षस्य कारणम्, येन बुधैः अद्वितीयम् आनन्दं ब्रह्म सम्पद्यते ।

બ્રહ્મ અર્થાત્ પરમાત્મા અને જીવાત્માની એકતાનું જ્ઞાન જ સંસારમાંથી મુક્ત થવાનું કારણ છે. વિદ્વાનો આ અભેદજ્ઞાનથી અદ્વિતીય આનંદરૂપ બ્રહ્મ બની જાય છે.

[ब्रह्मविद् ब्रह्मैव भवति : બ્રહ્મજ્ઞાની બ્રહ્મ જ બની જાય છે. આ શ્રુતિવચનનો જ અહીં વિસ્તાર છે. ]

ब्रह्मा'''विमृज्ञान—ब्रह्मणः अभिन्नत्वस्य विज्ञानम् ।

ब्रह्मभूतस्तु संसृत्यै विद्वान्नावर्तते पुनः ।
विज्ञातव्यमतः सम्यग्ब्रह्माभिन्नत्वमात्मनः ॥२२६॥

ब्रह्मभूतः तु विद्वान् पुनः संसृत्यै न आवर्तते, अतः आत्मनः ब्रह्माभिन्नत्वं सम्यक् विज्ञातव्यम् ।

પોતાને બ્રહ્મસ્વરૂપ જાણતો વિદ્વાન ફરી સંસારચક્રમાં-જન્મમરણની જંજાળમાં-ફસાતો નથી. એટલા માટે આત્માનું બ્રહ્મથી અભિન્નપણું સારી પેઠે જાણી લેવું.

सत्यं ज्ञानमनन्तं ब्रह्म विशुद्धं परं स्वतःसिद्धम् ।
नित्यानन्दैकरसं प्रत्यगभिन्नं निरन्तरं जयति ॥२२७॥

ब्रह्म सत्यं ज्ञानम् अनन्तं विशुद्धं परं स्वतः सिद्धं नित्यानन्दैकरसं प्रत्यगभिन्नं निरन्तरं (सत्) जयति ।

બ્રહ્મ, સત્ય, જ્ઞાન અનન્ત વિશુદ્ધ સર્વાતિશાયી અને સ્વયંસિદ્ધ છે. નિત્ય આનંદાસ્વાદરૂપ બ્રહ્મ આત્માથી અભિન્ન તથા નિરન્તર વિજયી બની રહે છે,—અર્થાત્ સર્વોત્કૃષ્ટતયા વિદ્યમાન છે

**બ્રહ્મ અને જગતની એકતા :**

सदिदं परमाद्वैतं स्वस्मादन्यस्य वस्तुनोऽभावात् ।
न ह्यन्यदस्ति किञ्चित् सम्यक्परमार्थतत्त्वबोधे हि ॥२२८॥

इदं परमाद्वैतं सत्, स्वस्मात् अन्यस्य वस्तुनः अभावात्, सम्यक् परमार्थतत्त्वबोधे हि अन्यत् किञ्चित् न अस्ति ।

આ બ્રહ્મ સાથે જીવ અને જગતનું શાશ્વત અદ્વૈત જ એક માત્ર સત્ય છે, કારણકે બ્રહ્મ સિવાય બીજી કોઈ ચીજ છે જ નહીં. સારી પેઠે પરમાર્થ તત્ત્વનો બોધ થયા પછી બ્રહ્મ સિવાય બીજુ કોઈ જ રહેતું નથી

यदिदं सकलं विश्वं नानारूपं प्रतीतमज्ञानात् ।
तत्सर्वं ब्रह्मैव प्रत्यस्ताशेषभावनादोषम् ॥२२९॥

यत् अज्ञानात् नाना रूपं प्रतीतम् इदम् सकलं विश्वं तत् सर्वं प्रत्यस्ताशेषभावनादोषं ब्रह्म एव ।

જે અજ્ઞાનથી વિવિધાકાર પ્રતીત થાય છે તે સઘળું વિશ્વ, સમસ્ત ભાવનાઓના દોષનો જ્યાં અંત આવે છે તે બ્રહ્મ જ છે

अस्तरता दोषम्—अस्तः अशेषा भावनादोषा यस्मिन् तत् ।

मृत्कार्यभूतोऽपि मृदो न भिन्नः कुम्भोऽस्ति सर्वत्र तु मृत्स्वरूपात् ।
न कुम्भरूपं पृथगस्ति कुम्भः कुतो मृषा कल्पितनाममात्रः ॥२३०॥

मृत्कार्यभूत कुम्भ अपि सर्वत्र तु मृत्स्वरूपात् मृदः भिन्नः न, न कुम्भरूपं पृथक् अस्ति, मृषा कल्पितनाममात्रः कुम्भः कुतः ?

માટીથી બનેલો ઘડો બધી રીતે માટી રૂપ હોવાથી માટીથી અલગ નથી, ઘડાનું રૂપ પણ ઘડો કે માટીથી અલગ નથી માટીમાં મિથ્યા નામમાત્રથી કલ્પિત હોવાથી ઘડાની અલગ સત્તા જ ક્યાં છે ?

[ વસ્તુ નામ અને આકાર બાદ કરતાં પોતાના ઉપાદાન કારણરૂપ જ હોય છે માટી ઉપાદાન કારણ છે ને તે નિશ્ચિત આકાર તથા નામ ધરે ત્યારે ઘડો કહેવાય છે ઘડો કહેવાય ત્યારે પણ તે વાસ્તવમાં માટી જ છે આવું જ ઉપાદાનકારણ બ્રહ્મ અને એના કાર્યરૂપ જગતની બાબતમાં સમજવું. "वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्" આ છાન્દોગ્ય શ્રુતિનો જ અહીં પડઘો છે]

केनापि मृद्भिन्नतया स्वरूपं घटस्य संदर्शयितुं न शक्यते ।
अतो घटः कल्पित एव मोहान्मृदेव सत्यं परमार्थभूतम् ॥२३१॥

केन अपि घटस्य स्वरूपं मृद्भिन्नतया दर्शयितुं न शक्यते, अतः घटः मोहात् कल्पितः एव मृद् एव परमार्थभूतं सत्यम् ।

કોઈ પણ ઘડાના સ્વરૂપને માટીથી અલગ બતાવી શકતું નથી, આથી સાબિત થાય છે કે ઘડો અજ્ઞાનથી માટીમાં કલ્પવામાં આવે છે ઘડાનું પરમાર્થિક સત્ય માટી જ છે

सद्ब्रह्मकार्यं सकलं सदेव तन्मात्रमेतन्न ततोऽन्यदस्ति ।
अस्तीति यो वक्ति न तस्य मोहो विनिर्गतो निद्रितवत्प्रजल्पः ॥२३२॥

सद्ब्रह्मकार्यं सकलं सत् एव, एतत् तन्मात्रम् न ततः अन्यद् अस्ति अस्ति इति यः वक्ति तस्य मोहः न विनिर्गतः, निद्रितवत् प्रजल्पः ।

सत्यस्वरूप બ્રહ્મથી પેદા થયેલું આ સકલ વિશ્વ સત્યરૂપ જ છે, વિશ્વ બ્રહ્મ જ છે, બ્રહ્મથી ભિન્ન નથી; ભિન્ન છે એમ જે કહે છે તેનું અજ્ઞાન ટળ્યું નથી. એ તો ઊંઘતા માણસની જેમ બકબકાટ કરે છે.

ब्रह्मैवेदं विश्वमित्येव वाणी श्रौती ब्रूतेऽथर्वनिष्ठा वरिष्ठा ।
तस्मादेतद् ब्रह्ममात्रं हि विश्वं नाधिष्ठानाद्भिन्नताऽऽरोपितस्य ॥२३३॥

'इदं ब्रह्म एव' इति एव अथर्वनिष्ठा वरिष्ठा श्रौती वाणी ब्रूते, तस्मात् एतत् विश्वं ब्रह्ममात्रम्, आरोपितस्य अधिष्ठानात् भिन्नता न ।

'આ વિશ્વ બ્રહ્મ જ છે', એમ અતિ શ્રેષ્ઠ અથર્વશ્રુતિ (મુંડકોપનિષદ્)નું વચન સ્પષ્ટપણે કહે છે. માટે વિશ્વ બ્રહ્મસિવાય બીજું કાંઈ નથી. આરોપિત અધિષ્ઠાનથી ભિન્ન નથી હોતું. (વિશ્વ બ્રહ્મમાં આરોપિત છે જેથી અધિષ્ઠાન બ્રહ્મથી ભિન્ન નથી.)

[દોરડારૂપી અધિષ્ઠાનમાં ભ્રમને લીધે સાપની પ્રતીતિ થાય છે. સાપ આરોપિત છે. ઝીણવટથી તપાસીએ તો દોરડા સિવાય સાપ નથી અર્થાત્ દોરડાની સત્તા જ સાપની સત્તા છે. 'सर्वं खल्विदं ब्रह्म' આ અથર્વશ્રુતિ છે.]

सत्यं यदि स्याज्जगदेतदात्मनो-
ऽनन्तत्वहानिर्निगमाप्रमाणता ।
असत्यवादित्वमपीशितुः स्या-
न्नैतत् त्रयं साधु हितं महात्मनाम् ॥२३४॥

यदि एतत् जगत् सत्यं स्यात्, आत्मनः अनन्तत्वहानिः, निगमाप्रमाणता, ईशितुः (च) असत्यवादित्वम् अपि, एतत् त्रयं महात्मनाम् न साधु हितं च ।

જો આ જગત સ્વતઃ સત્ય હોય તો 'આત્મા અનન્ત છે' એમ ન બને અને આત્માની અનંતતાનું પ્રતિપાદન કરતી શ્રુતિ ખોટી ઠરે.

શ્રુતિ ઈશ્વરવાણી છે એટલે ઈશ્વર અસત્યભાષી ગણાય, આ ત્રણેય અસંગતિઓ મહાત્માઓ માટે સારી કે હિતકર નથી

निगमाप्रमाणता–निगमस्य=श्रुतेः अप्रमाणता, असत्यवादित्वम्–असत्यं वदति इति असत्यवादी तस्य भावः ।

ईश्वरो वस्तुतत्त्वज्ञो न चाहं तेष्ववस्थितः ।
न च मत्स्थानि भूतानीत्येवमेव व्यचीक्लृपत् ॥२३५॥

वस्तुतत्त्वज्ञः ईश्वरः 'न च अहं तेषु अवस्थितः, न च भूतानि मत्स्थानि' इति एवम् एव व्यचीक्लृपत् ।

પરમાર્થ વસ્તુના જાણકાર ભગવાન શ્રીકૃષ્ણે 'ન તો હું ભૂતોમાં છું કે ન ભૂતો મારામાં છે' આમ નિશ્ચય સાથે (ગીતામાં) કહ્યું છે

[मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।
मत्स्थानि सर्वभूतानि चाहं तेष्ववस्थितः ॥ અ૦૯ શ્લોક ૪
ગીતાના આ શ્લોક તરફ ઈશારો કર્યો છે]

वस्तुतत्त्वज्ञः–वस्तुनः तत्त्वं जानाति इति, वस्तुतत्त्वज्ञः, मत्स्थानि–मयि इति मत्स्थानि ।

यदि सत्यं भवेद्विश्वं सुषुप्तावुपलभ्यताम् ।
यन्नोपलभ्यते किञ्चिदतोऽसत्स्वप्नवन्मृषा ॥२३६॥

यदि विश्वं सत्यं भवेत् सुषुप्तौ उपलभ्यताम्, यत् (किन्तु सुषुप्तौ) किञ्चित् न उपलभ्यते अतः असत् स्वप्नवत् मृषा ।

જો વિશ્વ સત્ય હોય તો સુષુપ્તિમાંયે પ્રતીત થવું જોઈએ, પરંતુ સુષુપ્તિમાં કશાની પ્રતીતિ થતી નથી માટે વિશ્વ સ્વપ્નની જેમ અસત્ અને મિથ્યા છે

[સુષુપ્તિમાં આત્મા સિવાય કશાયની ઉપલબ્ધિ રહેતી નથી, જાગ્રત્ સ્વપ્ન અને સુષુપ્તિ આ ત્રણેય અવસ્થાઓમાં એકમેકનો અભાવ હોય છે પરંતુ આત્મા ત્રણેય અવસ્થાઓમાં અનુસ્યૂત રહે છે, માટે અવસ્થાઓ મિથ્યા, અવસ્થાઓમાં દેખાતું કે ન દેખાતું વિશ્વ મિથ્યા અને ત્રણેયમાં અબાધિત રહેતો આત્મા સત્ય, આમ નિર્ણય થાય છે ]

अतः पृथङ्नास्ति जगत् परात्मनः पृथक् प्रतीतिस्तु मृषा गुणादिवत् ।
आरोपितस्यास्ति किमर्थवत्ताऽधिष्ठानमाभाति तथा भ्रमेण ॥२३७॥

अतः जगत् परात्मनः पृथक् न अस्ति, पृथक् प्रतीतिः तु गुणादिवत् मिथ्या, आरोपितस्य किम् अर्थवत्ता ? अधिष्ठानं भ्रमेण तथा आभाति ।

જગત (મિથ્યા હોવાથી) પરમાત્માથી જુદું નથી, એનું જે જુદાપણું ભાસે છે તે તો ગુણ જેમ દ્રવ્યથી અલગ ન હોવા છતા અલગ ભાસે છે એના જેવું છે, અર્થાત્ જગતની પૃથક્ પ્રતીતિ મિથ્યા છે. ભલા, આરોપિત વસ્તુ કદિ વાસ્તવિક હોય ખરી ? એ તો (બ્રહ્મરૂપ) અધિષ્ઠાનની જ ભ્રાન્તિજન્ય પ્રતીતિ છે.

भ्रान्तस्य यद्यद् भ्रमतः प्रतीतं ब्रह्मैव तत्तद् रजतं हि शुक्तिः ।
इदंतया ब्रह्म सदैव रूप्यते त्वारोपितं ब्रह्मणि नाममात्रम् ॥२३८॥

(यथा) शुक्तिः हि इदतया रजत (तथा) भ्रान्तस्य यत् यत् भ्रमतः प्रतीत तत् तत् ब्रह्म एव । ब्रह्म सदा एव इदतया रूप्यते, ब्रह्मणि आरोपितं तु नाममात्रम् ।

ભ્રમથી જેમ છિપલી જ 'આ ચાંદી છે' એમ પ્રતીતિપાત્ર બને છે, તેમ અવિદ્યાથી ભ્રાન્ત બનેલાને જે જે જગત્ રૂપે ભાસે છે તે બ્રહ્મ જ છે. બ્રહ્મ જ દુનિયાના પદાર્થોમા 'આ' શબ્દથી નિરૂપાય છે. વ્યાવહારિક વસ્તુઓ તો બ્રહ્મમાં નામમાત્ર જ છે.

[ वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् । છા ઉ ૫. ૬—૧ આ છાન્દોગ્ય શ્રુતિ પ્રમાણે ઘડો, નળિયું, ઈંટ આ બધા શબ્દો વસ્તુત માટીનો જ બોધ કરાવે છે. એમા ઘડા વગેરેના આકારો કલ્પિત છે, જેને લીધે તે તે આકારવાળી માટી માટે નામ તરીકે વપરાય છે. તેઓ કોઈ પરમાર્થના બોધક નથી આવુ જ વિશ્વનુ સમજવું.]

**બ્રહ્મસ્વરૂપ નિરૂપણ :**

अतः परं ब्रह्म सदद्वितीयं विशुद्धविज्ञानघनं निरञ्जनम् ।
प्रशान्तमाद्यन्तविहीनमक्रियं निरन्तरानन्दरसस्वरूपम् ॥२३९॥

अतः परं ब्रह्म सत् अद्वितीयं विशुद्धविज्ञानघनं निरञ्जनं प्रशान्तम् आद्यन्तविहीनम् अक्रियं निरन्तरानन्दरसस्वरूपम् (भवति)।

ઉપર કરેલા વિવરણથી નિશ્ચિત થાય છે કે, પરબ્રહ્મ સત્ય, અદ્વિતીય શુદ્ધવિજ્ઞાનસ્વરૂપ, નિર્મળ, પ્રશાંત, અનાદિ-અનંત, નિષ્ક્રિય અને આંતરબાહ્ય આનંદઘનસ્વરૂપ છે.

आद्यन्तविहीनम्- आदिः च अन्तः च ताभ्यां विहीनम्, निरन्तरानन्दरसस्वरूपम् . निरन्तरः च आनन्दरसः स एव स्वरूपं यस्य तत् ।

निरस्तमायाकृतसर्वभेदं नित्यं सुखं निष्कलमप्रमेयम् ।<br>
अरूपमव्यक्तमनाख्यमव्ययं ज्योतिः स्वयं किञ्चिदिदं चकास्ति ॥२४०॥

निरस्तमायाकृतसर्वभेदं नित्यं सुखं निष्कलम् अप्रमेयम् अरूपम् अव्यक्तम् अनाख्यम् अव्ययं स्वयं ज्योतिः इदं किञ्चित् चकास्ति ।

બ્રહ્મ માયાથી બનતા સર્વભેદોથી મુક્ત, નિત્ય, સુખસ્વરૂપ, નિરવયવ, અચિન્ત્ય, રૂપરહિત, અપ્રગટ, નામરહિત, અવ્યય અને સ્વયં-પ્રકાશ છે, જે જે કંઈ પ્રકાશે છે તે બધું તે જ છે.

ज्ञातृज्ञेयज्ञानशून्यमनन्तं निर्विकल्पकम् ।<br>
केवलाखण्डचिन्मात्रं परं तत्त्वं विदुर्बुधाः ॥२४१॥

बुधाः परं तत्त्वं ज्ञातृज्ञेयज्ञानशून्यम् अनन्तं निर्विकल्पकं केवलाखण्ड-चिन्मात्रं विदुः ।

આત્મજ્ઞાનીઓ બ્રહ્મને જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાનના ભેદ વગરનું, અનન્ત, જેમાં આ કે તે વિકલ્પ થઈ શકતો નથી તેવું અને કેવળ અખંડ પ્રકાશસ્વરૂપ જાણે છે.

ज्ञातृ . शून्यम्—ज्ञाता च ज्ञेयं च ज्ञानं च तैः शून्यम्, निर्विकल्पकम्—निर्गताः विकल्पाः=विशेषाः यस्मात् तत्, केवला—मात्रम्—केवला अखण्डा च चित् एव इति ।

अहेयमनुपादेयं मनोवाचामगोचरम् ।<br>
अप्रमेयमनाद्यन्तं ब्रह्म पूर्णं महन्महः ॥२४२॥

ब्रह्म अहेयम्, अनुपादेयं, मनोवाचाम् अगोचरम्, अप्रमेयम्, अनाद्यन्तं, महत् महः (भवति) ।

બ્રહ્મ ત્યાગી કે પકડી શકાય તેવું નથી, મન અને વાણીનો વિષય બનતું નથી. બુદ્ધિથી ગ્રહણ થતું નથી, એ તો અનાદિ, અનન્ત, પૂર્ણ અને વ્યાપક તેજસ્વરૂપ છે.

**મહાવાકયોનો અર્થવિચાર :**

तत्त्वं पदाभ्यामभिधीयमानयोर्ब्रह्मात्मनोः शोधितयोर्यदीत्थम् ।
श्रुत्या तयोस्तत्त्वमसीति सम्यगेकत्वमेव प्रतिपाद्यते मुहुः ॥२४३॥

यदिदृथ 'तत्त्वमसि' इति तत् त्वं पदाभ्याम् अभिधीयमानयोः शोधितयोः तयोः ब्रह्मात्मनोः, श्रुत्या सम्यक् एकत्वम् एव मुहुः प्रतिपाद्यते ।

'तत्त्वमसि' આ શ્રુતિવાકયના 'तत्' અને 'त्वम्' આ બે પદોથી જેમનો બોધ થાય છે તે બ્રહ્મ અને જીવનું એકત્વ સારી પેઠે વારંવાર શ્રુતિ દ્વારા પ્રતિપાદિત કરવામાં આવે છે.

[છાન્દોગ્ય ઉપનિષદ્માં પિતા ઉદ્દાલક પુત્ર શ્વેતકેતુને 'તું જીવાત્મા જ પરમાત્મા (બ્રહ્મ) છે,' આ વાત દૃષ્ટાન્તો આપી નવ વાર કહે છે. છા. ઉ. અ. ૬–૮. 'तत्त्वमसि' છાન્દોગ્યોપનિષદ્ જે સામવેદનું છે તેનું મહાવાકય છે. એ જ રીતે ઋગ્વેદનું 'प्रज्ञानं ब्रह्म', ઐતરેયોપનિષદ્માં, યજુર્વેદનું 'अहं ब्रह्मास्मि' બૃહદારણ્યકોપનિષદ્માં, અને અથર્વવેદનું 'अयम् आत्मा ब्रह्म' મુંડકોપનિષદ્માં આવેલું છે. જીવબ્રહ્મની એકતાનાં સમર્થક હોવાથી આ વાકયો મહાવાકયો કહેવાય છે.]

ऐक्यं तयोर्लक्षितयोर्न वाच्ययोर्निगद्यतेऽन्योन्यविरुद्धधर्मिणोः ।
खद्योतभान्वोरिव राजभृत्ययोः कूपाम्बुराश्योः परमाणुमेर्वोः ॥२४४॥

खद्योतभान्वोः, राजभृत्ययोः, कूपाम्बुराश्योः परमाणुमेर्वोः इव अन्योन्यविरुद्धधर्मयोः तयो. (जीवब्रह्मणोः) लक्षितयोः ऐक्यं निगद्यते, न वाच्ययोः ।

આગિયો અને સૂર્ય, રાજા અને નોકર, કૂવો અને સાગર, તેમજ પરમાણુ અને મેરુપર્વત, આ બધાં જેમ એકમેકથી વિરુદ્ધ સ્વભાવવાળાં છે; તેમ જીવ અને બ્રહ્મ પણ છે, એટલે તેમનું લક્ષણાથી લક્ષ્યાર્થનું જ ઐકય ગૃહીત થાય છે, અભિધાથી પ્રાપ્ત મુખ્યાર્થનું નહિ.

[શબ્દથી જે સહજ અર્થ સમજાય તે વાચ્યાર્થ ને વાચ્યાર્થ અસંગત જણાતાં તેનો સંબંધી બીજો અર્થ લેવાય તે 'લક્ષ્યાર્થ' કહેવાય છે. જીવ અલ્પજ્ઞ કર્તા-ભોક્તા છે ને બ્રહ્મ સર્વજ્ઞ અકર્તા-અભોક્તા છે. આ વાચ્યાર્થ છે. એટલે એ બન્નેનું ઐક્ય બને નહિ. પરંતુ 'ભાગ-ત્યાગ'નામની લક્ષણાથી જીવ અને બ્રહ્મ બન્નેમાં જે અનુસ્યૂત છે તે 'ચૈતન્ય' માત્રનો સ્વીકાર કરી વિરુદ્ધસ્વભાવનાં જીવગત કર્તૃત્વ-અકર્તૃત્વ અને બ્રહ્મગત ભોક્તૃત્વ-અભોક્તૃત્વનો ત્યાગ કરવો. એમ થતાં ચૈતન્યરૂપે બન્નેની એકતા સ્વીકારવામાં વાંધો આવતો નથી. ખૂબ તેજસ્વી તેમજ બળિયા છોકરાને આપણે 'સિંહ' કહીએ છીએ ત્યારે પણ આવો લાક્ષણિક અર્થ જ લેવાય છે.]

कूपाम्बुराशयोः—कूपश्च अम्बुराशिः च तयोः अन्योन्य...धर्मयोः—अन्योन्ययोः विरुद्धौ च तौ धर्मौ तयोः ।

तयोर्विरोधोऽयमुपाधिकल्पितो न वास्तवः कश्चिदुपाधिरेषः ।
ईशस्य माया महदादिकारणं जीवस्य कार्यं शृणु पञ्चकोशम् ॥२४५॥

तयोः उपाधिकल्पितः अयं विरोधः, एषः उपाधिः न कश्चिद् वास्तवः, ईशस्य माया महदादिकारणं, जीवस्य कार्यं पञ्चकोशं शृणु ।

જીવ અને બ્રહ્મમાં (ઈશ્વરમાં) જે વિરોધ દેખાય છે તે તેમની ઉપાધિને લીધે છે, આ ઉપાધિ કલ્પિતમાત્ર છે, વાસ્તવિક નથી. ઈશ્વરની માયા-પ્રકૃતિ જે મહત્ (હિરણ્યગર્ભ) વગેરેનું કારણ છે તે ઈશ્વરની ઉપાધિ છે, તે જ રીતે પંચકોશરૂપી કાર્ય જીવની ઉપાધિ છે. અર્થાત્ માયા અને પંચકોશરૂપી ઉપાધિને લીધે ચૈતન્યસ્વરૂપે અભિન્ન જીવ-બ્રહ્મમાં ભેદ કલ્પાય છે.

उपाधिकल्पितः—उपाधिभ्यां कल्पितः; महदादिकारणम्—महद् आदि येषां तेषां कारणम् ।

एतावुपाधी परजीवयोस्तयोः सम्यङ्निरासे न परो न जीवः ।
राज्यं नरेन्द्रस्य भटस्य खेटकं तयोरपोहे न भटो न राजा ॥२४६॥

एतौ परजीवयोः उपाधी, तयोः सम्यक् निरासे न परः न जीवः, नरेन्द्रस्य राज्यं भटस्य खेटकः, तयोः अपोहे न राजा न भटः ।

માયા અને પંચકોશ ઈશ્વર અને જીવની ઉપાધિ છે, આ ઉપાધિઓનો સારી પેઠે નિરાસ થતાં ઈશ્વર અને જીવ એમ અલગ તત્ત્વ રહેતાં નથી. (દા.ત.) રાજ્યને લીધે એક માણસ રાજા કહેવાય છે ને બીજો ઢાલ રાખવાથી સૈનિક કહેવાય છે. જો રાજ્ય અને ઢાલનો સંબંધ ન હોય તો ન કોઈ રાજા રહે કે ન સૈનિક.

[એકનો એક માણસ પણ રાજ્ય કરે ત્યારે રાજા ને યુદ્ધ કરે ત્યારે યોદ્ધો કહેવાય છે. આવું જ ઈશ્વર અને જીવનું ઉપાધિભેદથી સમજવું.]

'अथात आदेश' इति श्रुतिः स्वयं निषेधति ब्रह्मणि कल्पितं द्वयम् ।
श्रुतिप्रमाणानुगृहीतयुक्त्या तयोर्निरासः करणीय एव ॥२४७॥

'अथ अतः आदेशः' (बृह० उप०) इति श्रुतिः स्वयं ब्रह्मणि कल्पितं द्वयं निषेधति, (अतः) श्रुतिप्रमाणानुगृहीतयुक्त्या तयोः निरासः करणीयः एव ।

બૃહદારણ્યકોપનિષદ્ 'આ બ્રહ્મમાં કલ્પિત સર્વ કાંઈ નથી' આ પ્રમાણે કહી, સ્વયં બ્રહ્મમાં કલ્પિત સર્વ વસ્તુઓનો નિષેધ કરે છે. માટે શ્રુતિ પ્રમાણથી સંગત યુક્તિ વડે માયા અને પંચકોશરૂપી ઉપાધિઓનો નિષેધ (એ મિથ્યા છે એવી ધારણા) કરવો જોઈએ.

नेदं नेदं कल्पितत्वान्न सत्यं रज्जौ दृष्टव्यालवत् स्वप्नवच्च ।
इत्थं दृश्यं साधुयुक्त्या व्यपोह्य ज्ञेयः पश्चादेकभावस्तयोर्यः ॥२४८॥

रज्जौ दृष्टव्यालवत् स्वप्नवत् च कल्पितत्वात् इदं सत्यं न, इदं (सत्यं) न, इत्थं साधुयुक्त्या दृश्यं व्यपोह्य, पश्चात् तयोः यः एकभावः (सः) ज्ञेयः ।

દોરડામાં દેખેલા સાપની જેમ તથા સ્વપ્નમાં જોયેલા પદાર્થોની જેમ કલ્પિત હોવાથી, આ માયા તેમજ દેહાદિ ઉપાધિઓ 'સાચી નથી,

નથી જ,' એમ પ્રબળ યુક્તિઓથી દશ્યમાત્રનો નિષેધ કરી, ઈશ્વર અને જીવનો વાસ્તવિક અભેદ જાણી લેવો જોઈએ.

ततस्तु तौ लक्षणया सुलक्ष्यौ तयोरखण्डैकरसत्वसिद्धये ।
नालं जहत्या न तथाऽजहत्या किन्तूभयार्थात्मिकयैव भाव्यम् ॥२४९॥

ततः तु तयोः अखण्डैकरसत्वसिद्धये तौ लक्षणया सुलक्ष्यौ, जहत्या अलं न, तथा अजहत्या अलं न, किन्तु उभयार्थात्मिकया एव भाव्यम् ।

(સમગ્ર પ્રપંચનો પરમચૈતન્યમાં બાધ કરતી શ્રુતિ જાણ્યા) પછી જીવાત્મા અને પરમાત્માની અખંડ એકરસચિન્મયતાની સિદ્ધિ માટે લક્ષણાવૃત્તિથી એમને લક્ષિત બનાવવા. આમ કરવામાં 'જહલ્લક્ષણા' કે 'અજહલ્લક્ષણા' પર્યાપ્ત નથી પરંતુ, 'જહદજહલ્લક્ષણા'નું જ અવલંબન લેવું જોઈએ.

[गंगायां घोषः = ગંગામાં ઝૂંપડું છે, આ વાક્યનો ગંગાજળમાં ઝૂંપડું છે એવો વાચ્યાર્થ થાય છે, જે અસંગત છે, કારણ કે જળમાં ઝૂંપડું રહી શકે નહિ. એટલે આવો પ્રયોગ થાય ત્યારે જળ સાથે સામીપ્ય સંબંધ ધરાવતા 'ગંગાના કિનારે' ઝૂંપડું છે, આમ અર્થ લેવાય છે. આ 'જહલ્લક્ષણા' કહેવાય છે, કારણ કે અહીં જળરૂપી વાચ્યાર્થને બિલકુલ છોડી દેવાય છે. 'श्वेतो धावति'=સફેદ (ઘોડો) દોડે છે અહીં શ્વેત શબ્દ રંગનો વાચક છે. રંગ જડ ગુણ હોવાથી દોડી શકે નહિ, એટલે તે જેમાં હોય તે ઘોડો દોડે છે, એવો અર્થ લેવાય છે. અહીં વાચ્યાર્થ શ્વેતનો પણ દોડનાર સાથે 'દોડે છે' ક્રિયામાં અન્વય રહે છે, તેને છોડી દેવાતો નથી, માટે આ 'અજહલ્લક્ષણા' થઈ 'सोऽयं देवदत्तः' = આ તે દેવદત્ત છે. અહીં 'આ' એટલે અત્યારે આ જગાએ રહેલો ને 'તે' એટલે ત્યારે તે જગાએ રહેલો, આમ વાચ્યાર્થ છે. તે જગા તેમજ તે કાળનો અને આ જગા ને આ કાળનો દેવદત્ત સાથે એકીસાથે સંબંધ થઈ શકે નહિ, માટે આપણે તે જગા અને કાળ તેમજ આ જગા અને આ કાળનો ત્યાગ કરી કેવળ દેવદત્ત વ્યક્તિમાત્રને ગ્રહણ કરીએ છીએ. આમ જે શબ્દશક્તિના

આધારે કરીએ છીએ તેને 'જહદજહલ્લક્ષણા' કહે છે. 'જહત્' એટલે વાચ્યાર્થને છોડતી ને 'અજહત્' એટલે ન છોડતી. આ બન્ને જેમાં થાય તે 'જહદજહત્' કહેવાય. સ્થળકાળને છોડાવે ને વ્યક્તિને ન છોડે એવું 'આ તે દેવદત્ત છે' પ્રયોગમાં જોવા મળે છે.

'तत्त्वमसि' વગેરે ચાર મહાવાકયોમાં પણ આમ જ થાય છે; તત્‌ના વાચ્યાર્થમાંથી ઈશ્વરનું સર્વજ્ઞપણું વગેરે છોડાય છે. ત્વમ્ વાચ્યાર્થમાંથી જીવનું અલ્પજ્ઞપણું વગેરે છોડાય છે ને બન્નેમાં રહેલા ચૈતન્ય માત્રનું ગ્રહણ કરાય છે એટલે અહીં 'જહદજહલ્લક્ષણા' માનવામાં આવે છે. આને 'ભાગત્યાગલક્ષણા' પણ કહે છે.

अखण्ड...सिद्ध्यै–अखण्ड च तत् एकरसत्व तस्य सिद्धिः तस्यै, उभय..कया–उभयार्थे आत्मा=स्वरूप यस्याः तया ।

स देवदत्तोऽयमितीह चेकता विरुद्धधर्मांशमपास्य कथ्यते ।
यथा तथा तत्त्वमसीति वाक्ये विरुद्धधर्मानुभयत्र हित्वा ॥२५०॥

'सः अय देवदत्तः' इति इह एकता च यथा विरुद्धधर्मांशम् अपास्य कथ्यते, तथा 'तत्त्वमसि' इति वाक्ये उभयत्र विरुद्धधर्मान् हित्वा (कथ्यते)।

'તે આ દેવદત્ત છે' આ વાકયના અર્થની ઐકય સંગતિ જેમ દેશકાળગત વિરુદ્ધ પરોક્ષતા તથા અપરોક્ષતારૂપી અંશોને છોડી કરાય છે, તેમ 'તત્ત્વમસિ' આ (અને આવાં અન્ય) વાકયમાં ઈશ્વર અને જીવ બન્નેના વિરુદ્ધ ધર્મોની (લક્ષણાથી) વિરુદ્ધ અંશ છોડી સંગતિ કરાય છે.

विरुद्धधर्मांशम्–विरुद्धस्य धर्मस्य धर्माणा वा अंशः तम् ।

संलक्ष्य चिन्मात्रतया सदात्मनोरखंडभावः परिचीयते बुधैः ।
एवं महावाक्यशतेन कथ्यते ब्रह्मात्मनोरैक्यमखण्डभावः ॥२५१॥

एवं संलक्ष्य बुधैः चिन्मात्रतया सदात्मनोः अखण्डभावः परिचीयते. तथैव महावाक्यशतेन ब्रह्मात्मनोः ऐक्यम् अखण्डभावः कथ्यते ।

ઉપર પ્રમાણે લક્ષણાશક્તિનો આશ્રય લઈ વિદ્વાનો ચૈતન્યમાત્રસ્વરૂપે પરમાત્મા અને જીવાત્માની અખંડતાને સમજે છે. તે જ રીતે સેંકડો શ્રુતિનાં મહાવાક્યો બ્રહ્મ અને જીવાત્માની એકતા-અખંડતાનું નિરૂપણ કરે છે.

**બ્રહ્મભાવન :**

अस्थूलमित्येतदसन्निरस्य सिद्धं स्वतो व्योमवदप्रतर्क्यम् ।
यतो मृषामात्रमिदं प्रतीतं जहीहि यत्स्वात्मतया गृहीतम् ।
ब्रह्माहमित्येव विशुद्धबुद्ध्या विद्धि स्वमात्मानमखण्डबोधम् ॥२५२॥

'अस्थूलमनण्वह्रस्वमदीर्घम्' (बृह० उप०) इति एतद् असत् निरस्य स्वतः व्योमवत् अप्रतर्क्यं सिद्धम् यतः मृषामात्रम् इदं प्रतीतम् आत्मतया गृहीतं यत् (तत्) जहीहि, स्वम् अखण्डबोधम् आत्मानं (च) विशुद्धबुद्ध्या 'ब्रह्म अहम्' इति एवं विद्धि ।

બૃહદારણ્યકની 'અસ્થૂલ અનણુ અહ્રસ્વ અદીર્ઘ' વગેરે શબ્દોથી બ્રહ્મને વર્ણવતી શ્રુતિ પ્રમાણે, (આત્મામાં કલ્પાતા શરીર વગેરેના ધર્મોના અધ્યાસને લીધે) બ્રહ્મને લગતી અસત્ સ્થૂલતા વગેરે માન્યતાનો નિષેધ કરતાં, તે સ્વતઃ આકાશની જેમ વ્યાપક અને અપ્રતર્ક્ય છે, એમ સિદ્ધ થાય છે. પ્રતીત થતા આ સકળ મિથ્યા વિશ્વમાં હુંપણું માની લીધું છે તે તજી દે અને પોતાને-અખંડબોધસ્વરૂપ આત્માને- 'હું બ્રહ્મ છું' એમ ખાત્રીપૂર્વક જાણ.

[આત્મા જ બ્રહ્મ છે, પરંતુ એમાં દેહાદિ પંચકોશોનો અધ્યાસ થયો છે જેથી એ સ્થૂલ, લાંબોટૂંકો હોવાની ભ્રાંતિ પેદા થઈ છે. આ ભ્રાંતિને અગાઉ જણાવ્યા પ્રમાણે શ્રુતિવાક્યોનો લક્ષ્યાર્થ ગ્રહણ કરી અર્થાત્ જીવાત્મા અને બ્રહ્મ ચૈતન્યમાત્ર રૂપે એક જ છે એમ સમજી, 'હું બ્રહ્મ જ છું' આવો પાકો નિશ્ચય કરવો એનું જ નામ આત્મ-સાક્ષાત્કાર અથવા મોક્ષ છે.]

मृत्कार्यं सकलं घटादि सततं मृण्मात्रमेवाभित—
स्तद्वत् सज्जनितं सदात्मकमिदं सन्मात्रमेवाखिलम् ।
यस्मान्नास्ति: सतः परं किमपि तत्सत्यं स आत्मा स्वयं
तस्मात् 'तत्त्वमसि' प्रशान्तममलं ब्रह्माद्वयं यत्परम् ॥२५३॥

(यथा) मृत्कार्यं सकलं घटादि सततम् अभितः मृण्मात्रम् एव, तद्वत् सज्जनितं सदात्मकम् इदम् अखिलं सन्मात्रम् एव । यस्मात् किम् अपि सतः परं न अस्ति तत् सत्यं सः आत्मा स्वयम्, तस्मात् यत् परम् अद्वयं प्रशान्तम् अमलं ब्रह्म तत् त्वम् असि ।

જેમ માટીમાંથી બનેલાં સમગ્ર ઘટાદિ પાત્રો કે પદાર્થો અંદર-બહાર સદાને માટે માટી જ છે, તેમ સત્યસ્વરૂપ બ્રહ્મમાંથી પેદા થયેલું આન્તર્બાહ્ય સત્યસ્વરૂપ આ સમસ્ત વિશ્વ સત્ય જ છે. કારણ કે સત્ય સિવાય બીજું કાંઈ નથી માટે આત્મા પણ સત્ય જ છે. અને તેથી જ જે પરમ અદ્વિતીય પ્રશાંત વિશુદ્ધ બ્રહ્મ છે તે જ તું (જીવાત્મા) છે.

निद्राकल्पितदेशकालविषयज्ञात्रादि सर्वं यथा
मिथ्या, तद्वदिहापि जाग्रति जगत्स्वाज्ञानकार्यत्वतः ।
यस्मादेवमिदं शरीरकरणप्राणाहमाद्यप्यसत्
तस्मात् तत्त्वमसि प्रशान्तममलं ब्रह्माद्वयं यत्परम् ॥२५४॥

(स्वप्ने) निद्राकल्पितदेशकालविषयादि सर्वं यथा मिथ्या, तद्वत् इह जाग्रति अपि स्वाज्ञानकार्यत्वतः जगत् (मिथ्या) यस्मात् शरीरप्राणाहमादि इदम् अपि असत्, तस्मात् यत् परं प्रशान्तम् अद्वयं अमलं ब्रह्म 'तत् त्वम्' असि ।

સ્વપ્નમાં નિદ્રાને લીધે કલ્પેલા સ્થળ, કાળ અને પદાર્થો, આ બધું જેમ મિથ્યા છે, તેમ જાગ્રત અવસ્થામાં પણ પોતાના અજ્ઞાનમાંથી પેદા થયેલું હોવાથી જગત્ મિથ્યા છે. કારણ કે શરીર પ્રાણ અને અહંકાર વગેરે આ બધું જગત્ મિથ્યા છે. તેથી જે પરમ પ્રશાન્ત અદ્વિતીય અને નિર્મળ બ્રહ્મ છે 'તે જ તું છે.'

निद्रा...शान्तादि—निद्रया कल्पिताः देशकालविषयज्ञातारः आदयः यस्य तद्, स्वाक्षान...त्मतः—स्वस्य अज्ञानं तस्य कार्यत्वं तस्मात् ।

जातिनीतिकुलगोत्रदूरगं नामरूपगुणदोषवर्जितम् ।
देशकालविषयातिवर्ति यद् ब्रह्म 'तत्त्वमसि' भावयात्मनि ॥२५५॥

जातिनीतिकुलगोत्रदूरगं नामरूपगुणदोषवर्जितं देशकालविषयातिवर्ति यद् ब्रह्म 'तत् त्वम् असि' (इति) आत्मनि भावय ।

જે (બ્રાહ્મણાદિ) જાતિ, નીતિ, કુલ અને ગોત્રથી પર છે, નામ-રૂપ-ગુણ અને દોષથી વર્જિત છે, દેશ કાલ વિષયથીયે અસ્પૃષ્ટ છે, 'તે બ્રહ્મ તું છે', એમ પોતા વિષે ભાવના કર.

जाति. दूरगम्—जातिश्च नीतिश्च कुलं च गोत्रं च तेभ्यः दूरगम्, नाम ..वर्जितम्—नाम...दोषेभ्यः वर्जितम्, देश...यातिवर्ति—देश... विषयान् अतिवर्तते तत् अतिवर्ति ।

यत् परं सकलवागगोचरं गोचरं विमलबोधचक्षुषः ।
शुद्धचिद्घनमनादिवस्तु यद् ब्रह्म तत्त्वमसि भावयात्मनि ॥२५६॥

यद् परं सकलवागगोचरं (सम् अपि) विमलबोधचक्षुषः गोचरं, यत् शुद्धचिद्घनम् अनादिवस्तु, तत् ब्रह्म 'त्वम्' असि (इति) आत्मनि भावय ।

જે સર્વથી પર અને વાણીથી પર છે (છતાંયે) શુદ્ધ જ્ઞાનરૂપી નેત્રથી જાણી શકાય તેવું છે, જે શુદ્ધ ચૈતન્યઘન અને અનાદિ વસ્તુ છે; તું તે બ્રહ્મ જ છે—એવી હૃદયમાં ભાવના કર.

सकलवागगोचरम्—सकलानां वाचाम् अगोचरम्, विमल... चक्षुषः—विमलबोधः एव चक्षुः तस्य

षड्भिरूर्मिभिरयोगि योगिहृद्भावितं न करणैर्विभावितम् ।
बुद्ध्यवेद्यमनवद्यभूति यद् ब्रह्म 'तत्त्वमसि' भावयात्मनि ॥२५७॥

यत् षड्भिः ऊर्मिभिः अयोगि, योगिहृद्भावितं, करणैः न भावितम्, यद् बुद्ध्यवेद्यम्, अनवद्यभूति, तत् ब्रह्म त्वम् असि, (इति) आत्मनि भावय।

જે (ભૂખ, તરસ, શોક, ભ્રમ, જરા અને મૃત્યુ) આ છ વિકારોથી રહિત છે, યોગીઓ જેનું હૃદયમાં ભાવન કરે છે, જે ઇન્દ્રિયોથી પકડાતું નથી, બુદ્ધિથી પણ જાણી નથી શકાતું, 'તે બ્રહ્મ તું છે' એમ ચિત્તમાં ભાવના કર.

भ्रान्तिकल्पितजगत्कलाश्रयं स्वाश्रयं च सदसद्विलक्षणम् ।
निष्कलं निरुपमानमृद्धिमद् ब्रह्म तत्त्वमसि भावयात्मनि ॥२५८॥

(यत्) भ्रान्तिकल्पितजगत्कलाश्रयं स्वाश्रयं सदसद्विलक्षणं निष्कलं निरुपमानम् ऋद्धिमत् च, तत् ब्रह्म त्वम् असि, (इति) आत्मनि भावय।

જે ભ્રાંતિથી કલ્પેલી આ જગત રૂપી કલાનો આધાર છે, જેને કોઈનો આધાર નથી, જે સત્ અસત્ બન્નેથી પૃથક્ છે તેમજ જે નિરવય ઉપમાનરહિત અને ઐશ્વર્યશાલી છે, તે બ્રહ્મ તું છે,—એમ હૃદયમાં ચિન્તન કર.

जन्मवृद्धिपरिणत्यपक्षयव्याधिनाशनविहीनमव्ययम् ।
विश्वसृष्ट्यवनघातकारणं ब्रह्म तत्त्वमसि भावयात्मनि ॥२५९॥

(यद्) जन्मवृद्धिपरिणत्यपक्षयव्याधिनाशनविहीनम्, अव्ययम्, विश्वसृष्ट्यवनघातकारणं ब्रह्म, तत् त्वम् असि, (इति) आत्मनि भावय।

જે જન્મ, વૃદ્ધિ (વધવું), પરિણતિ (બદલાતા રહેવું), ક્ષીણ થવું, વ્યાધિ અને નાશથી (શરીરના આ છ વિકારોથી) રહિત છે, અવિનાશી છે, તેમ જ જે જગતના સર્જન, પાલન અને સંહારનું કારણ છે, તે બ્રહ્મ તું છે–આમ અંતઃકરણમાં ભાવના કર.

जन्म...विहीनम्–जन्म नाशनैः विहीनम्, अव्ययम्–न व्येति तद् अव्ययम्, विश्व.. कारणम्–विश्वस्य सृष्टि–अवन–घाताना कारणम् ।

अस्तभेदमनपास्तलक्षणं निस्तरङ्गजलराशिनिश्चलम् ।
नित्यमुक्तमविभक्तमूर्ति यद् ब्रह्म तत् त्वमसि भावयात्मनि ॥२६०॥

यत् अस्तभेदम् अपास्तलक्षणं, निस्तरङ्गजलराशिनिश्चलं, नित्यमुक्तम्, अविभक्तमूर्ति, तत् ब्रह्म त्वम् असि, (इति) आत्मनि भावय ।

જેમાં ભેદ થઈ શકતો નથી જેનું કોઈ લક્ષણ પણ બની શકતું નથી, જે શાંત સમુદ્ર જેવું નિશ્ચળ છે, નિત્યમુક્ત અને અખંડસ્વરૂપ છે, તે બ્રહ્મ તું છે—એમ પોતાના વિષે ભાવના કર

[જે નિજ વ્યાવર્તક ગુણધર્મોને લીધે અન્યથી અળગું કરી શકાય તેનું જ લક્ષણ બની શકે બ્રહ્મ સર્વમય છે જેથી તેનું ભેદક લક્ષણ થતું નથી]

एकमेव सदनेककारणं कारणान्तरनिरासकारणम् ।
कार्यकारणविलक्षणं स्वयं ब्रह्म तत् त्वमसि भावयात्मनि ॥२६१॥

(यत्) स्वयं एकम् एव सत् अनेककारणम् (यत्) कारणान्तरनिरासकारणं (सत्) कार्यकारणविलक्षणं ब्रह्म, तत् त्वम् असि, (इति) आत्मनि भावय ।

જે સ્વયં એક હોવા છતાં અનેકનું કારણ છે અને જે બીજા કારણોના નિષેધનું કારણ છે, કાર્ય અને કારણભાવથી વિલક્ષણ છે, તે બ્રહ્મ તું છે, એમ આત્મભાવના કર

अनेककारणम्—अनेकेषां बुद्ध्यादिदृश्यवस्तूनां कारणम्, कारणान्तरनिरासकारणम्—अन्यानि कारणानि कारणान्तराणि तेषां निरासस्य कारणम्, कार्यविलक्षणम्—कार्यकारणाभ्यां विलक्षणम् ।

निर्विकल्पकमनल्पमक्षरं यत् क्षराक्षरविलक्षणं परम् ।
नित्यमव्ययसुखं निरञ्जनं ब्रह्म तत्त्वमसि भावयात्मनि ॥२६२॥

यत् निर्विकल्पकम्, अनल्पम्, अक्षरं, क्षराक्षरविलक्षणम्, परं, नित्यम् अव्ययसुखं, निरञ्जनम् (च) ब्रह्म, तत् त्वम् असि, (इति) आत्मनि भावय ।

જે નિર્વિકલ્પ, મહાન અને અવિનાશી છે, જે ક્ષર (દેહાદિ) અને અક્ષર (જીવ)થી ભિન્ન છે, જે પર, નિત્ય, અવ્યય, આનંદરૂપ તેમજ નિર્મળ છે, તે બ્રહ્મ જ તું છે, એમ હૃદયમાં ભાવના કર.

निर्विकल्पकम्-निर्गताः विकल्पाः यस्मात् तत्, क्षराक्षरविलक्षणम्-क्षराक्षराभ्यां विलक्षणम्, अव्ययसुखम्—अव्ययं च तत् सुखं च, निरञ्जनं—निर्गतम् अञ्जन-कल्मषं यस्मात् तत्।

यद्विभाति सदनेकधा भ्रमान्नामरूपगुणविक्रियात्मना।
हेमवत् स्वयमविक्रियं सदा ब्रह्म तत्त्वमसि भावयात्मना २६३॥

यत् सत्, भ्रमाद् नामरूपगुणविक्रियात्मना अनेकधा विभाति, (किन्तु यत्) स्वयं सदा हेमवत् अविक्रियं ब्रह्म, तत् त्वम् असि, (इति) आत्मनि भावय।

જે સત્ય, ભ્રમને લીધે જુદાં જુદાં નામ, રૂપ તેમજ ગુણોના અનેક સ્વરૂપે ભાસે છે, પરંતુ જે સ્વતઃ સદા સુવર્ણની જેમ નિર્વિકાર છે, તે બ્રહ્મ તું છે, એમ આત્મા વિષે ભાવના કર.

[સોનું સ્વયં એકરૂપ છે છતાંયે કંગન, હાર વગેરે નામ અને આકારોમાં ભાસે છે, પરંતુ નામરૂપના ભેદથી એનું વાસ્તવિક સુવર્ણપણું મટતું નથી, એ જ રીતે, જીવ અને જગત્‌સ્વરૂપે અનેક નામરૂપ ધરવા છતાં બ્રહ્મ અવિકારી છે, પોતાને જીવ માને છે છતાંયે તું વાસ્તવમાં બ્રહ્મ જ છે, આવી ભાવના કરવાથી જીવભાવનો ભ્રમ ટળી જશે ને પોતે બ્રહ્મ હોવાની અનુભૂતિ થશે]

नाम ...क्रियात्मना—नाम च रूपं च गुणः च ते एव विक्रिया-आत्मा=स्वरूपं तेन।

यश्चकास्त्यनपरं परात् परं प्रत्यगेकरसमात्मलक्षणम्।
सत्यचित्सुखमनन्तमव्ययं ब्रह्म 'तत्त्वमसि' भावयात्मनि ॥२६४॥

यत् अनपरं चकास्ति, (यत्) परात् परं प्रत्यगेकरसम्, आत्मलक्षणं, सत्यचित्सुखम्, अनन्तम्, अव्ययं ब्रह्म, तत् त्वम् असि (इति) आत्मनि भावय।

જે સર્વોપરિ રહીને પ્રકાશે છે, જે પરથીયે અર્થાત્ અવ્યક્ત પ્રકૃતિથીયે પર છે, જે સ્વસ્વરૂપ આનંદઘન અંતરાત્મા તથા સત્ય, જ્ઞાન તેમજ સુખરૂપ છે, જે અનંત છે, અવ્યય છે, તે બ્રહ્મ જ તું છે, એમ અંતઃકરણમાં ભાવના કર

उक्तमर्थमिममात्मनि स्वयं भावय प्रथितयुक्तिभिर्धिया ।
संशयादिरहितं कराम्बुवत् तेन तत्त्वनिगमो भविष्यति ॥२६५॥

उक्तम् इमम् अर्थम् आत्मनि धिया प्रथितयुक्तिभिः स्वयं भावय, तेन संशयादिरहितं कराम्बुवत् तत्त्वनिगमः भविष्यति ।

ઉપર જણાવેલા વિષયને બુદ્ધિથી વેદાન્તશાસ્ત્રે જણાવેલી યુક્તિઓ વડે સ્વયં વિચાર્યા કર. આમ કરવાથી, હાથમાં લીધેલા જળની જેમ અસંદિગ્ધપણે આત્મતત્ત્વનો બોધ થશે

प्रथितयुक्तिभिः –प्रथिताः च ताः युक्तयः ताभिः, कराम्बुवत्–करे अम्बु इव ।

स्वं बोधमात्रं परिशुद्धतत्त्वं विज्ञाय सङ्घे नृपवच्च सैन्ये ।
तदात्मनैवात्मनि सर्वदा स्थितो विलापय ब्रह्मणि दृश्यजातम् ॥२६६॥

सैन्ये नृपवत्, सङ्घे बोधमात्रं परिशुद्धतत्त्वं स्वं विज्ञाय, तदात्मना आत्मनि सर्वदा स्थितः (सन्), ब्रह्मणि दृश्यजातं विलापय ।

સેનાની વચ્ચે રહેલા રાજાની જેમ, પંચ મહાભૂતોના સમૂહરૂપ દેહમાં રહેલા જ્ઞાનસ્વરૂપ શુદ્ધતત્ત્વ આત્માનું જ્ઞાન મેળવી, તન્મય બની, સદા આત્મામાં જ સ્થિત રહી, આત્મસ્વરૂપ બ્રહ્મમાં સમગ્ર દૃશ્ય જગતનો વિલય કર અર્થાત્ જગત્ બ્રહ્મનો જ વિલાસ હોવાથી એમાં બ્રહ્મદર્શન કર

बुद्धौ गुहायां सदसद्विलक्षणं ब्रह्मास्ति सत्यं परमद्वितीयम् ।
तदात्मना योऽत्र वसेद् गुहायां पुनर्न तस्याङ्गगुहाप्रवेशः ॥२६७॥

बुद्धौ गुहायां सदसद्विलक्षणं परम् अद्वितीयं सत्यं ब्रह्म अस्ति, यः अत्र गुहायां तदात्मना वसेत् तस्य पुनः अङ्गगुहाप्रवेशः न ।

બુદ્ધિરૂપી ગુફામાં સત્ અને અસત્‌થી ભિન્ન, સર્વાતિશાયી, અદ્વિતીય, સત્યસ્વરૂપ બ્રહ્મ છે. જે આ ગુફામાં બ્રહ્મમય થઈને રહે તેનો શરીરરૂપી ગુફામાં ફરી પ્રવેશ થતો નથી. અર્થાત્ બ્રહ્મજ્ઞાની જન્મમરણના ચક્રમાં ફસાતો નથી.

अङ्गगुहाप्रवेशः–अङ्गम् एव गुहा तत्र प्रवेशः ।

## વાસના વિમુક્તિ

ज्ञाते वस्तुन्यपि बलवती वासनाऽनादिरूपा
कर्ताभोक्ताऽप्यहमितिदृढा याऽस्यसंसारहेतुः ।
प्रत्यग्दृष्ट्याऽऽत्मनि निवसता साऽपनेया प्रयत्नाद्
मुक्तिं प्राहुस्तदिह मुनयो वासनातानवं यत् ॥२६८॥

वस्तुनि ज्ञाते अपि, 'अहं कर्ता, भोक्ता अपि', इति या अनादिरूपा बलवती दृढा वासना (सा) अस्य संसारहेतुः, सा प्रत्यग्दृष्ट्या आत्मनि निवसता प्रयत्नात् अपनेया । मुनयः इह यत् वासनातानवं तत् मुक्तिं प्राहुः ।

વસ્તુતત્ત્વ બ્રહ્માત્મૈકયનું જ્ઞાન થવા છતાં, 'હું કર્તા-ભોક્તા છું' આવી અનાદિ કાળથી ચાલી આવતી બલવાન તેમજ અતૂટ વાસના, જીવને સંસારમાં બાંધી રાખે છે. (માટે) આ વાસનાને, અંતરદષ્ટિથી આત્મામાં જ કેન્દ્રિત બનીને પ્રયત્નપૂર્વક ભૂંસી નાખવી. મુનિઓ સંસારમાં વાસના-નાશને જ મુકિત કહે છે

वासनातानवम्–वासनाना तानवम् = अपहृतिः ।

अहं ममेति यो भावो देहाक्षादावनात्मनि ।
अध्यासोऽयं निरस्तव्यो विदुषा स्वात्मनिष्ठया ॥२६९॥

देहादौ अनात्मनि 'अहं', 'मम', इति यः भावः अयम् अध्यासः, विदुषा स्वात्मनिष्ठया निरस्तव्यः ।

દેહ અને ઇન્દ્રિયો વગેરે અનાત્મ વસ્તુઓમાં 'હું' અને 'મારું', આવી જે ભાવના થાય છે તે જ 'અધ્યાસ' (ભ્રમ) છે. વિદ્વાને આત્મ-નિષ્ઠા દ્વારા આ અધ્યાસ ભૂંસી નાખવો જોઈએ.

ज्ञात्वा स्व प्रत्यगात्मानं बुद्धितद्वृत्तिसाक्षिणम् ।
सोऽहमित्येव सद्वृत्त्याऽनात्मन्यात्ममतिं जहि ॥२७०॥

स्व बुद्धितद्वृत्ति साक्षिणं प्रत्यगात्मानं ज्ञात्वा, 'स. अहम्' इति एव सद्वृत्त्या अनात्मनि आत्ममतिं जहि ।

પોતાને બુદ્ધિ અને તેની (વિવિધાકાર) વૃત્તિઓના સાક્ષી, પ્રત્યગાત્મા-અન્તરાત્મારૂપે જાણી, 'હું તે જ છું' (હું બ્રહ્મ જ છું) આવી સદ્વૃત્તિથી અનાત્મપદાર્થોમાં થયેલી આત્મભાવનાનો ત્યાગ કર.

बुद्धि. साक्षिणम्–बुद्धिः च तस्याः वृत्तयः च तासां साक्षी तम् ।

लोकानुवर्तनं त्यक्त्वा त्यक्त्वा देहानुवर्तनम् ।
शास्त्रानुवर्तनं त्यक्त्वा स्वाध्यासापनयं कुरु ॥२७१॥

लोकानुवर्तनं त्यक्त्वा, देहानुवर्तनं त्यक्त्वा, शास्त्रानुवर्तनं त्यक्त्वा, स्वाध्यासापनयं कुरु ।

લોકોનું અનુસરણ કરવાની ચાહના છોડી, દેહમાં આત્મભાવ તજ, શાસ્ત્રચાતુરીનીયે વાસના છોડી, સ્વમાં-શુદ્ધ આત્મામાં જામી પડેલા આ બધાના અધ્યાસને દૂર કર.

स्वाध्यासापनयम्–स्वस्मिन् अध्यासः तस्य अपनयः तम् ।

लोकवासनया जन्तोः शास्त्रवासनयाऽपि च ।
देहवासनया ज्ञानं यथावन्नैव जायते ॥२७२॥

जन्तोः लोकवासनया, शास्त्रवासनया, अपि च देहवासनया, यथावत् ज्ञानं न एव जायते ।

જીવમાં લોકખ્યાતિની, શાસ્ત્રચાતુરીની અને દેહાત્મભાવની વાસના હોય ત્યાં સુધી, સાચું આત્મજ્ઞાન થતું નથી

संसारकारागृहमोक्षमिच्छोऽयोमयं पादनिबद्धशृङ्खलम् ।
वदन्ति तज्ज्ञाः पटुवासनात्रयं योऽस्माद्विमुक्तः समुपैति मुक्तिम् ॥२७३॥

संसारकारागृहमोक्षम् इच्छोः तज्ज्ञाः पद्वासनात्रयम् अयोमयं पादनिबद्ध-शृङ्खलं वदन्ति, यः अस्मात् विमुक्तः (सः) मुक्तिं समुपैति ।

સંસારની કેદમાંથી છૂટવા માગનાર માટે, ઉપર જણાવેલી ત્રણ વાસનાઓ લોઢાની પગે બાંધેલી સાંકળો છે, એમ જ્ઞાનીઓ કહે છે; જે આ સાંકળોથી છૂટકારો મેળવે તે જ મુક્તિ પામે છે.

संसार…मोक्षम्–संसार एव कारागृहं तस्मात् मोक्षः तम् , तत् = ब्रह्म जानन्ति इति तज्ज्ञाः, पादयोः निबद्धं च तत् शृङ्खलम् तत् ।

जलादिसम्पर्कवशात् प्रभूतदुर्गन्धधूतागरुदिव्यवासना ।
सङ्घर्षणेनैव विभाति सम्यग्विधूयमाने सति बाह्यगन्धे ॥२७४॥
अन्तःश्रितानन्तदुरन्तवासनाधूलीविलिप्ता परमात्मवासना ।
प्रज्ञातिसङ्घर्षणतो विशुद्धा प्रतीयते चन्दनगन्धवत् स्फुटा ॥२७५॥

(यथैव) जलादिसम्पर्कवशात् प्रभूतदुर्गन्धधूतागरुदिव्यवासना, सङ्घर्षणेन एव सम्यक् बाह्यगन्धे विधूयमाने सति विभाति, (तथैव) अन्तःश्रितानन्तदुरन्तवासनाधूलीविलिप्ता परमात्मवासना, प्रज्ञातिसङ्घर्षणतः विशुद्धा चन्दन-गन्धवत् स्फुटा प्रतीयते ।

જે રીતે, જલ અને કીચડ વગેરેના સંપર્કને લીધે ભારે દુર્ગન્ધ પેદા થાય છે ને તેથી અગરુચંદનની મીઠી સુવાસ દબાઈ જાય છે. ઘસીને જ્યારે સારી પેઠે ઉપરની દુર્ગન્ધ દૂર કરવામાં આવે ત્યારે અગરુની સ્વાભાવિક સુગંધ પ્રગટ થાય છે. એ જ રીતે અંતઃકરણ અનંત પ્રકારની, મુશ્કેલીથી ટળે એવી વાસનાઓ રૂપી ધૂળથી લેપાયેલું હોવાથી (એમાં વસતા) પરમાત્માની સ્વાભાવિક પ્રકાશ તેમજ આનન્દની વાસના ઢંકાઈ ગયેલી છે. આત્મજ્ઞાનના સતત ઘર્ષણથી જ્યારે સંસારવાસનાઓ ભૂંસાઈ જાય ત્યારે, ચંદનની સુગંધની જેમ આત્મવાસના સ્પષ્ટ પ્રગટ થાય છે.

प्रभूत ..वासना–प्रभूतः च असौ दुर्गन्धः तेन धूता=आवृता अगरोः दिव्या वासना, अन्तः…विलिप्ता–अन्तः=अन्तःकरणे श्रिता अनन्ता दुरन्ता

च वासना एव धूर्ता तया तिरोहिता = आच्छादिता, परमात्मवासना–परमात्मनः वासना = सच्चिदानंदरूपता. प्रज्ञा...णनैः–प्रज्ञया अतिसूक्ष्मेण तस्मात् ।

अनात्मवासनाजालैस्तिरोभूतात्मवासना ।
नित्यात्मनिष्ठया तेषां नाशे भाति स्वयं स्फुटा ॥२७६॥

अनात्मवासनाजालैः आत्मवासना तिरोभूता, तेषां नित्यात्मनिष्ठया नाशे (सति), स्वयं स्फुटा भाति ।

આત્મામાં અધ્યારોપિત દેહાદિની વાસનાઓનાં જાળાંએ આત્મવાસનાને (આત્માના યથાર્થરૂપની પ્રતીતિને) ઢાંકી દીધી છે. સતત આત્મનિષ્ઠાથી એ જાળાંનો નાશ થતાં આત્મવાસના આપોઆપ સ્પષ્ટપણે અનુભૂતગોચર બને છે.

अनात्मवासनाजालैः–अनात्मनां वासनानां जालानि तैः, नित्यात्मनिष्ठया–नित्या = निरंतरा च असौ आत्मनिष्ठा तया ।

यथा यथा प्रत्यगवस्थितं मनः तथा तथा मुञ्चति बाह्यवासनाः ।
निःशेषमोक्षे सति वासनानामात्मानुभूतिः प्रतिबन्धशून्या ॥२७७॥

यथा यथा (ज्ञानिनः) मनः प्रत्यगवस्थितं (भवति) तथा तथा (तत्) बाह्यवासनाः मुञ्चति, वासनानां निःशेषमोक्षे सति, आत्मानुभूतिः प्रतिबन्धशून्या (जायते) ।

જેમ જેમ જ્ઞાનીનું મન અંતરાત્મામાં સ્થિર થાય તેમ તેમ તે બાહ્યવસ્તુઓની વાસનાઓ છોડે છે, વાસનાઓ પૂર્ણપણે છૂટી જાય ત્યારે આત્માની અનુભૂતિ પ્રતિબંધરહિત બની જાય છે.

प्रत्यगवस्थितम्–प्रत्यगात्मनि अवस्थितम्, निःशेषमोक्षे–निःशेषेण मोक्षः तस्मिन्, प्रतिबन्धशून्या–प्रतिबन्धेन शून्या ।

**અધ્યાસનિવૃત્તિ :**

*स्वात्मन्येव सदा स्थित्या मनो नश्यति योगिनः ।*
*वासनानां क्षयश्चातः स्वाध्यासापनयं कुरु ॥२७८॥*

स्वात्मनि एव सदा स्थित्या योगिनः मनः नश्यति, वासनानां क्षयः (च भवति), अतः अध्यासापनयं कुरु ।

ચિત્તવૃત્તિઓ સદા આત્મામાં સ્થિર થવાથી યોગીનું મન (બાહ્ય વિષયોમાં ભટકતી ચિત્તવૃત્તિઓ) નાશ પામે છે, જેને લીધે વાસનાઓનો ક્ષય થાય છે, માટે અધ્યાસને દૂર કર.

[આત્મા અને અનાત્માને પરસ્પરમાં ભેળસેળ કરી ગ્રહણ કરવાં એ અધ્યાસ છે. શુદ્ધ આત્માને જ ચિત્તવૃત્તિ ગ્રહણ કરતી થાય, એમાં જ કેન્દ્રિત બને, ત્યારે અનાત્માનું મિથ્યાત્વ સમજાઈ જાય મિથ્યા વસ્તુના મિથ્યાત્વનો બોધ થયા પછી એમાં આસક્તિ કે એનું બંધન રહે નહિ. ]

तमो द्वाभ्यां रजः सत्त्वात् सत्त्वं शुद्धेन नश्यति ।
तस्मात् सत्त्वमवष्टभ्य स्वाध्यासापनयं कुरु ॥२७९॥

द्वाभ्यां तम , सत्त्वात् रज., शुद्धेन च सत्त्व नश्यति; तस्मात् सत्त्वम् अवष्टभ्य, स्वाध्यासापनय कुरु ।

રજોગુણ અને સત્ત્વગુણથી તમનો, સત્ત્વગુણથી રજનો અને શુદ્ધ આત્મજ્ઞાનથી સત્ત્વગુણનો નાશ થાય છે, માટે શુદ્ધ આત્મજ્ઞાન રૂપી સત્ત્વનું અવલંબન લઈ, આત્મામાં થયેલા અનાત્માના અધ્યાસને દૂર કર.

स्वाध्यासापनयम्–स्वस्मिन् अध्यास' तस्य अपनयः तम् ।

प्रारब्धं पुष्यति वपुरिति निश्चित्य निश्चलः ।
धैर्यमालम्ब्य यत्नेन स्वाध्यासापनयं कुरु ॥२८०॥

प्रारब्ध वपुः पुष्यति इति निश्चित्य, निश्चलः (सन्), धैर्यम् आलम्ब्य, यत्नेन स्वाध्यासापनय कुरु ।

પ્રારબ્ધ(જે કર્મને લીધે આ શરીર મળ્યું છે તે)ને લીધે શરીરનું પોષણ થઈ રહ્યું છે, આમ નિશ્ચય કરી, અડગ બની, ધૈર્યનું અવલંબન કરી, પ્રયત્નપૂર્વક આત્મામાં થયેલા અધ્યાસને દૂર કર.

[જ્ઞાની પણ પ્રારબ્ધકર્માનુસાર સુખદુઃખ ભોગવે છે, પ્રારબ્ધ ખૂટે ત્યાં સુધી એણે શરીર ધારણ કરવું પડે છે. પરંતુ પ્રારબ્ધ અનુસાર આવી પડતાં સુખદુઃખોને કે ભોગોને એ મિથ્યા સમજતો હોય

છે. એટલે સ્વસ્થતા ગુમાવતો નથી. દોરડામાં દેખાતો સાપ મિથ્યા છે એમ જાણ્યા પછી જેમ સાપના જ્ઞાનથી થયેલા ભય કંપ વગેરેની અસર થતી નથી તેમ.]

नाहं जीवः परं ब्रह्मेत्येतद्व्यावृत्तिपूर्वकम् ।
वासनावेगतः प्राप्तस्वाध्यासापनयं कुरु ॥२८१॥

अहं जीवः न, (अपि तु) परं ब्रह्म, इति एतद्व्यावृत्तिपूर्वकं वासना वेगतः प्राप्तस्वाध्यासापनयं कुरु ।

હું જીવ નથી પણ પરબ્રહ્મ છું, આમ નિશ્ચિય કરી, પોતામાં જીવભાવનો નિષેધ કરવા—યથાર્થ પણે સમજવા છતાં, વાસનાના બળે (વારંવાર) પ્રાપ્ત થતા અધ્યાસને દૂર કર.

श्रुत्या युक्त्या स्वानुभूत्या ज्ञात्वा सार्वात्म्यमात्मनः ।
क्वचिदाभासतः प्राप्तस्वाध्यासापनयं कुरु ॥२८२॥

श्रुत्या युक्त्या स्वानुभूत्या (च) आत्मनः सार्वात्म्य ज्ञात्वा, क्वचित् आभासतः प्राप्तस्वाध्यासापनयं कुरु ।

શ્રુતિ, તર્ક અને પોતાના અનુભવથી આત્માને સર્વાત્માથી અભિન્ન જાણ્યા પછી એ ક્વચિત્ ભ્રમવશાત્ અધ્યાસ થવા લાગે તો તેને દૂર કર.

अनादानविसर्गाभ्यामीषन्नास्ति क्रिया मुनेः ।
तदेकनिष्ठया नित्यं स्वाध्यासापनयं कुरु ॥२८३॥

अनादानविसर्गाभ्या मुने ईषत् क्रिया न अस्ति, तद नित्यम् एक निष्ठया स्वाध्यासापनयं कुरु ।

કંઈ લેવાનું કે છોડવાનું ન હોવાથી મુનિએ જરાયે ક્રિયા કરવાની હોતી નથી, માટે અવિરત એકનિષ્ઠાથી આત્મામાં થયેલ અધ્યાસને દૂર કર

अनादानविसर्गाभ्याम्—न आदानविसर्गौ ताभ्याम्, एकनिष्ठया—एका च असौ निष्ठा तया ।

तत्त्वमस्यादिवाक्योत्थब्रह्मात्मैकत्वबोधतः ।
ब्रह्मण्यात्मत्वदार्ढ्याय स्वाध्यासापनयं कुरु ॥२८४॥

'तत्त्वमसि'–आदिवाक्योत्थब्रह्मात्मैकत्वबोधतः ब्रह्मणि आत्मत्वदार्ढ्याय स्वाध्यासापनयं कुरु ।

'તત્ત્વમસિ'–તે પરબ્રહ્મ જ તું છે' વગેરે મહાવાક્યોથી પ્રગટતી બ્રહ્મ અને જીવની એકતાના બોધથી બ્રહ્મમાં આત્મભાવને દૃઢ કરવા અધ્યાસ દૂર કર.

तत्त्व...बोधतः-'तत्त्वमसि' आदि येषां तानि तत्त्वमस्यादीनि च तानि वाक्यानि तेभ्य उत्थं यद् ब्रह्मात्मैकत्वं तस्य बोधः तस्मात्, आत्मत्वदार्ढ्याय–आत्मत्वस्य दार्ढ्यं तस्मै ।

अहंभावस्य देहेऽस्मिन् निःशेषविलयावधि ।
सावधानेन युक्तात्मा स्वाध्यासापनयं कुरु ॥२८५॥

अस्मिन् देहे अहंभावस्य निःशेषविलयावधि सावधानेन युक्तात्मा स्वाध्यासापनयं कुरु ।

આ દેહમાં હુંપણાનો ભાવ પૂર્ણપણે વિલય પામે ત્યાં સુધી, સાવધાનતાથી ચિત્તને આત્મામાં પરોવી, આત્મામાં થતા અધ્યાસને દૂર કર.

निःशेष...वधि–निःशेषेण विलयः एव अवधिः यस्मिन् कर्मणि यथा स्यात् तथा ।

प्रतीतिर्जीवजगतोः स्वप्नवद्भाति यावता ।
तावन्निरन्तरं विद्वन् स्वाध्यासापनयं कुरु ॥२८६॥

विद्वन् ! यावता जीवजगतोः प्रतीतिः स्वप्नवद् भाति, तावत् निरंतरं स्वाध्यासापनयं कुरु ।

હે વિદ્વાન્, જ્યાં સુધી જીવ અને જગતની પ્રતીતિ સ્વપ્ન જેવી ન લાગે ત્યાં સુધી, નિરન્તર સ્વ–આત્મામાં થતા અધ્યાસને દૂર કરતો રહે.

निद्राया लोकवार्तायाः शब्दादेरपि विस्मृतेः ।
क्वचिन्नावसरं दत्त्वा चिन्तयात्मानमात्मनि ॥२८७॥

निद्रायाः लोकवार्तायाः शब्दादेः अपि क्वचित् विस्मृतेः अवसरं न दत्वा, आत्मनि आत्मानं चिन्तय ।

નિદ્રા, લૌકિક વાતચીત કે શબ્દ વગેરે વિષયોને, કદિ પણ આત્મ-વિસ્મરણનું સાધન ન બનવા દેતાં, આત્મામાં (હૃદયમાં) જ આત્માનું ચિન્તન કરતો રહે.

[મુમુક્ષુ સાધકે લોકવ્યવહારમાં રસ ન લેવો કે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ; આ ઇન્દ્રિયોના વિષયોનો સંસર્ગ ન કરવો. કારણ કે એમ કરતાં આત્માનુસંધાન તૂટી જાય ને જૂની વાસનાઓ સળવળવા લાગે]

मातापित्रोर्मलोद्‌भूतं मलमांसमयं वपुः ।
त्यक्त्वा चाण्डालवद्‌दूरं ब्रह्मीभूय कृती भव ॥२८८॥

मातापित्रोः मलोद्‌भूतं मलमांसमयं वपुः चाण्डालवद् दूरं त्यक्त्वा, ब्रह्मीभूय कृती भव।

માતાપિતાના (રજોવીર્યરૂપ) મેલથી પેદા થયેલા અને મળ તથા માંસથી ભરેલા શરીરને, ચંડાળની જેમ દૂર તજીને, બ્રહ્મભાવમાં સ્થિર બની કૃતકૃત્ય થા.

मातापित्रोर्मलोद्‌भूतम्–*माता च पिता च तयोः मलात् उद्‌भूतं तत्*, मलमांसमयम्–*मलमांसप्रचुरमिति मलमांसमयम्*, ब्रह्मीभूय–*ब्रह्म इव भूत्वा इति ब्रह्मीभूय ।*

घटाकाशं महाकाश इवात्मानं परात्मनि ।
विलाप्याखण्डभावेन तूष्णीं भव सदा मुने ॥२८९॥

मुने ! घटाकाशं महाकाशे इव आत्मानं परात्मनि विलाप्य, अखण्डभावेन सदा तूष्णीं भव।

હે મુનિ ! ઘડો ફૂટી જાય ત્યારે એમાંનું આકાશ જેમ વ્યાપક આકાશમાં વિલીન થાય છે તેમ (અહંકારયુક્ત) આત્માને પરમાત્મામાં વિલીન કરી, અખંડબ્રહ્મભાવથી સદા મૌન ધારણ કર.

स्वप्रकाशमधिष्ठानं स्वयंभूय सदात्मना ।
ब्रह्माण्डमपि पिण्डाण्डं त्यज्यतां मलभाण्डवत् ॥२९०॥

स्वप्रकाशम् अधिष्ठानं सदात्मना स्वयंभूय, ब्रह्माण्डं पिण्डाण्डम् अपि, मलभाण्डवत् त्यज्यताम् ।

સ્વયંપ્રકાશ તેમજ સર્વના અધિષ્ઠાન રૂપ આત્મા સાથે એકરૂપ થઈ (હું જ તે આત્મા છું એવી અનુભૂતિ કરી) પિંડ અને બ્રહ્માંડ-રૂપી બન્ને ઉપાધિઓને મળભર્યા વાસણની જેમ તજી દે.

[બ્રહ્માંડ પરમાત્માની વ્યાપક ઉપાધિ છે ને દેહ જીવાત્માની પરિચ્છિન્ન ઉપાધિ છે; આ બન્ને ઉપાધિઓરૂપી ભેદક વસ્તુનો વિલય થતાં, ઉપહિત શુદ્ધ ચૈતન્ય એક અને અદ્વિતીયસ્વરૂપે પ્રકાશે છે.]

चिदात्मनि सदानन्दे देहारूढामहंधियम् ।
निवेश्य लिङ्गमुत्सृज्य केवलो भव सर्वदा ॥२९१॥

देहारूढाम् अहंधियं सदात्मनि चिदात्मनि निवेश्य, लिङ्गम् उत्सृज्य, सर्वदा केवलः भव ।

દેહમાં રૂઢ થયેલી અહંકારબુદ્ધિને સત્યસ્વરૂપ અને ચિત્સ્વરૂપ બ્રહ્મમાં સ્થિર કરી, લિંગશરીરમાંયે અહંબુદ્ધિ તજી; સર્વદા અદ્વિતીય આત્મસ્વરૂપનો અનુભવ કર.

यत्रैष जगदाभासो दर्पणान्तः पुरं यथा ।
तद् ब्रह्माहमिति ज्ञात्वा कृतकृत्यो भविष्यति ॥२९२॥

यत्र (ब्रह्मणि) एषः दर्पणान्तः पुरं यथा जगदाभासः, 'तत् ब्रह्म अहम्', इति ज्ञात्वा कृतकृत्यः भविष्यसि ।

જે બ્રહ્મમાં આ જગત દર્પણમાં પ્રતિબિંબિત નગરની જેમ પ્રતીત થઈ રહ્યું છે તે બ્રહ્મ તું છે, એમ જાણી કૃતકૃત્ય થઈ જઈશ.

यत्सत्यभूतं निजरूपमाद्यं चिदद्वयानन्दमरूपमक्रियम् ।
तदेत्य मिथ्यावपुरुत्सृजैतत् शैलूषवद् वेषमुपात्तमात्मनः ॥२९३॥

चिदद्वयानन्दम् अरूपम् अक्रियं यत् आद्यं निजरूपं तद् एत्य, शैलूषवत् आत्मनः उपात्तम् एतत् मिथ्यावपुः उत्सृज ।

જે અદ્વિતીય ચૈતન્ય અને આનંદસ્વરૂપ તેમજ રૂપરહિત અને નિષ્ક્રિય છે તે પોતાના મૂળ રૂપને પ્રાપ્ત કરી નટ જેમ અપેક્ષાવશાત્ ધારણ કરેલા વેષને છોડી દે, તેમ આત્માના આ દેહાદિ અસત્ય વેષને છોડી દે.

चिदद्वयानन्दम्-चित् च अद्वयं च सत् आनन्दं च, तद्रूपवद्-दीव्य ध्य ।

અહંકારનું ખંડન :

> सर्वात्मना दृश्यमिदं मृषैव
> नैवाहमर्थः क्षणिकत्वदर्शनात् ।
> जानाम्यहं सर्वमिति प्रतीतिः
> कुतोऽहमादेः क्षणिकस्य सिध्येत् ॥२९४॥

इदं दृश्यं सर्वात्मना मृषा एव, (तत्र) क्षणिकत्वदर्शनात् अहम् अर्थः न एव, अहं जानामि सर्वम् इति प्रतीतिः क्षणिकस्य अहमादेः कुतः सिध्येत् ।

આ દૃશ્ય વિશ્વ પૂર્ણપણે મિથ્યા જ છે, એની ક્ષણિકતા સ્પષ્ટ જણાય છે માટે એ અહંપદનો વિષય (અર્થ) ન જ હોઈ શકે. 'હું બધું જાણું છું' આ જાતનું જ્ઞાન ક્ષણિક અહંકાર વગેરેને કેમ થઈ શકે ? અર્થાત્ ક્ષણિક અને પરિચ્છિન્ન અહંકાર જ્ઞાતા આત્મા ન જ બની શકે. એટલે જ્ઞાતા અહં આત્મા છે, અહંકાર નહિ.

> अहंपदार्थस्त्वहमादिसाक्षी नित्यं सुषुप्तावपि भावदर्शनात् ।
> ब्रूते ह्यजो नित्य इति श्रुतिः स्वयं तत्प्रत्यगात्मा सदसद्विलक्षणः ॥२९५॥

अहंपदार्थः तु अहमादिसाक्षी नित्यं सुषुप्तौ अपि भावदर्शनात्, 'अजः नित्यः' इति श्रुतिः स्वयं ब्रूते, तत् प्रत्यगात्मा सदसद्विलक्षणः ।

અહંપદના સાચા અર્થરૂપ આત્મા તો અહંકાર વગેરેનો સાક્ષી છે, જે નિત્ય છે અને સુષુપ્તિમાં પણ સત્તાવાન્ બની રહે છે, માટે જ તે 'અજન્મા અને નિત્ય છે' એમ શ્રુતિ સ્વયં કહે છે તે અહંપદાર્થરૂપ આત્મા–પ્રત્યગાત્મારૂપે અંતરમાં વસે છે ને સત્ અસત્ થી વિલક્ષણ છે

> विकारिणां सर्वविकारवेत्ता नित्योऽविकारो भवितुं समर्हति ।
> मनोरथस्वप्नसुषुप्तिषु स्फुटं पुनः पुनर्दृष्टमसत्त्वमेतयोः ॥२९६॥

विकारिणां सर्वविकारवेत्ता नित्यः अविकारः (च) भवितुं समर्हति । एतयोः (स्थूलसूक्ष्मशरीरयोः) असत्त्वं मनोरथ स्वप्नसुषुप्तिषु पुनः पुनः स्फुटं दृष्टम् ।

પ્રતિક્ષણ બદલાતા અહંકાર વગેરેના પરિવર્તનોનો જાણનાર આત્મા તો નિત્ય અને નિર્વિકાર જ હોઈ શકે, સ્થૂલ અને સૂક્ષ્મશરીરનું

(પ્રાકૃતિક અહંકાર સૂક્ષ્મશરીરનો જ ભાગ છે) અસત્ત્વ (મિથ્યાપણું) મનોરથ–મનોરાજ્ય, સ્વપ્ન અને સુષુપ્તિમાં વારંવાર સાફસાફ જોવામાં આવે છે.

सर्वविकारवेत्ता–सर्वेषां विकाराणां वेत्ता, मनोरथ...सुषुप्तिषु–मनोरथः च स्वप्नः च सुषुप्तिः च तासु ।

अतोऽभिमानं त्यज मांसपिण्डे पिण्डाभिमानिन्यपि बुद्धिकल्पिते ।
कालत्रयाबाध्यमखण्डबोधं ज्ञात्वा स्वमात्मानमुपैहि शान्तिम् ॥२९७॥

अतः मांसपिण्डे, पिण्डाभिमानिनि बुद्धिकल्पिते अपि, अभिमानं त्यज, स्वम् आत्मानं कालत्रयाबाध्यम् अखंड बोधं ज्ञात्वा शान्तिम् उपैहि ।

માટે માંસના પિંડરૂપ દેહમાં અને બુદ્ધિએ કલ્પેલા દેહના અભિમાની અહંકારમાંયે હુંપણાનું અભિમાન છોડ. પોતાના આત્માને ત્રણેય કાળમાં અબાધ્ય તેમજ અખંડ બોધરૂપ જાણીને શાન્તિ પ્રાપ્ત કર.

पिण्डाभिमानिनि–पिण्डे=देहपिण्डे अभिमानः यस्य तस्मिन्, कालत्रयाबाध्यम्–કાળના ભૂતભવિષ્યવર્તમાનના त्रयं तेन अबाध्यः तम् ।

त्यजाभिमानं कुलगोत्रनामरूपाश्रयेष्वार्द्रशवाश्रितेषु ।
लिङ्गस्यधर्मानपि कर्तृतादींस्त्यक्त्वा भवाखण्डसुखस्वरूपः ॥२९८॥

(अतः) आर्द्रशवाश्रितेषु कुलगोत्रनामरूपाश्रयेषु अभिमानं त्यज ।
लिङ्गस्य कर्तृतादीन् धर्मान् अपि त्यक्त्वा अखण्डसुखस्वरूपः भव ।

એટલા માટે જ તાજા મુડદા જેવા આ સ્થૂળ શરીરમાં આરોપાયેલા કુળ, ગોત્ર, નામ અને રૂપને લગતા અભિમાનને તજ. વળી લિંગશરીરમાં આરોપેલા કર્તૃત્વ-ભોક્તૃત્વ વગેરે ધર્મોના અભિમાનને પણ છોડીને અખંડઆનંદસ્વરૂપ બની જા.

आर्द्र...श्रितेषु–आर्द्रं च तत् शवं तत्र आश्रिताः तेषु, कुल...
...श्रितेषु–कुलं च गोत्रं च नाम च रूपं च तानि एव आश्रयाः तेषु, अखण्ड...स्वरूपः–अखण्डं च तत् सुखं स्वरूपं यस्य सः ।

सन्त्यन्ये प्रतिबन्धाः पुंसः संसारहेतवो दृष्टाः ।
तेषामेकं मूलं प्रथमविकारो भवत्यहङ्कारः ॥२९९॥

पुंसः संसारहेतवः अन्ये प्रतिबन्धाः दृष्टाः सन्ति; तेषाम् एकं मूलं प्रथमविकारः अहङ्कारः भवति ।

આત્માને સંસારમાં નાખનાર કારણરૂપ બીજા પણ પ્રતિબંધો છે, (પરંતુ) તે બધાનું એકમાત્ર મૂળ કારણ 'અહંકાર' છે, જે માયાનું પ્રથમ કાર્ય છે.

[માયા અથવા અવિદ્યા સૌ પ્રથમ ચેતનાને ઢાંકનાર અહંકારનું રૂપ લે છે ને અહંકારથી આત્મચેતનાનું યથાર્થ રૂપ ઢંકાતાં, કર્તૃત્વ, ભોક્તૃત્વ, સુખિત્વ, દુઃખિત્વ વગેરે અનેક દુઃખકારક વિક્ષેપો ઉત્પન્ન થાય છે.]

> यावत् स्यात् स्वस्य सम्बन्धोऽहङ्कारेण दुरात्मना ।
> तावन्न लेशमात्रापि मुक्तिवार्ता विलक्षणा ॥३००॥

यावत् स्वस्य दुरात्मना अहङ्कारेण संबन्ध स्यात् तावत् मुक्तिवार्ता विलक्षणा लेशमात्रापि न (स्यात्) ।

જ્યાં સુધી આત્માનો દુરાત્મા અહંકાર સાથે સંબંધ રહે છે, ત્યાં સુધી, મુક્તિ જેવી વિલક્ષણ (અહંકારબંધન કરતાં સર્વથા નિરાળી) સ્થિતિની જરાયે આશા ન રખાય.

दुरात्मना—दुष्टः अथवा दुर्गतः आत्मा = स्वरूपं यस्य तेन, लेशमात्रम्—लेश एव इति लेशमात्रा ।

> अहङ्कारग्रहान्मुक्तः स्वरूपमुपपद्यते ।
> चन्द्रवद्विमलः पूर्णः सदानन्दः स्वयंप्रभः ॥३०१॥

अहङ्कारग्रहात् मुक्तः, चन्द्रवद् निर्मलः, पूर्णः सदानन्दः, स्वयंप्रभः, स्वरूपम् उपपद्यते ।

અહંકારરૂપી રાહુથી મુક્ત બનેલો આત્મા, ચંદ્રની જેમ સ્વચ્છ, પૂર્ણ, સદાઆનંદરૂપ અને સ્વયંપ્રકાશ એવા પોતાના અસલી રૂપને પ્રાપ્ત થાય છે

अहङ्कारग्रहात्—अहङ्कार एव ग्रहः तस्मात्, स्वयंप्रभः—स्वयं प्रभाति इति स्वयंप्रभः ।

यो वा पुरे सोऽहमिति प्रतीतो बुद्ध्या विक्लृप्तस्तमसाऽतिमूढया।
तस्यैव निःशेषतया विनाशे ब्रह्मात्मभावः प्रतिबन्धशून्यः ॥३०२॥

तमसा अतिमूढया बुद्ध्या विक्लृप्तः, पुरे सः अहम् इति यः प्रतीतः तस्य एव निःशेषतया विनाशे ब्रह्मात्मभावः प्रतिबन्धशून्यः (भवति)।

અજ્ઞાનથી અતિમૂઢ બનેલી બુદ્ધિથી જેની કલ્પના થઈ છે ને જે 'શરીરમાં જે છે તે જ હું છું' એવી પ્રતીતિ પામ્યો છે, તે જીવનો બ્રહ્માત્મભાવ અજ્ઞાનનો સમૂલ નાશ થતાં, જરાયે આડખીલી વગર પ્રગટ થાય છે

ब्रह्मात्मभावः–ब्रह्म एव आत्मा इति भावः = स्थितिः, प्रतिबन्ध शून्यः–प्रतिबन्धेन शून्यः ।

ब्रह्मानन्दनिधिर्महाबलवताऽहङ्कारघोराहिना
संवेष्ट्यात्मनि रक्ष्यते गुणमयैश्चण्डैस्त्रिभिर्मस्तकैः ।
विज्ञानाख्यमहासिनाद्युतिमता विच्छिद्य शीर्षत्रयं
निर्मूल्याऽहिमिमं निधिं सुखकरं धीरोऽनुभोक्तुं क्षमः ॥३०३॥

ब्रह्मानन्दनिधिः महाबलवता अहङ्कारघोराहिना आत्मनि गुणमयैः चण्डैः त्रिभिः मस्तकैः संवेष्ट्य रक्ष्यते, धीरः द्युतिमता विज्ञानाख्यमहासिना शीर्षत्रयं विच्छिद्य, इमम् अहिं निर्मूल्य, सुखकरं निधिम् अनुभोक्तुं क्षमः ।

બ્રહ્માનંદરૂપ, પરમ ધનને, મહા બળવાન અહંકારરૂપ ભયાનક સર્પ સત્ત્વ, રજ અને તમ રૂપ ત્રણ પ્રચંડ મસ્તકોથી લપેટી રાખ્યું છે વિવેકી મનુષ્ય તેજસ્વી વિજ્ઞાન નામના મહા ખડ્ગથી એ સર્પના ત્રણેય મસ્તકોને છેદી, સર્પને હણી, સુખનિધાન બ્રહ્માનંદ ધનને અનુભવી શકે છે

ब्रह्मानन्दनिधिः–ब्रह्मानन्दः एव निधिः, अहङ्कारघोराहिना–अहङ्कारः एव घोरः अहिः तेन, विज्ञानाख्यमहासिना–विज्ञानम् इति आख्या यस्य तादृशश्च असौ महान् असिः तेन ।

यावद्वा यत्किञ्चिद्विषदोषस्फूर्तिरस्ति चेद्देहे ।
कथमारोग्याय भवेत्तद्वदहन्तापि योगिनो मुक्त्यै ॥३०४॥

*यावद् देहे यत्किञ्चिद् विषदोषस्फूर्तिः अस्ति (तावत्) कथम् आरोग्याय भवेत्, तद्वत् अहन्ता अपि योगिनः मुक्त्यै (कथं भवेत्)?*

જ્યાં સુધી દેહમાં વિષનો જરા સરખોયે દોષ હોય ત્યાં સુધી દેહ નીરોગ કેમ બની શકે? એ જ રીતે અહંકારનો લેશમાત્ર પણ રહી જાય ત્યાં સુધી યોગીની મુક્તિ પ્રતિબંધરહિત કેમ બને?

अहमोऽत्यन्तनिवृत्त्या तत्कृतनानाविकल्पसंहृत्या ।
प्रत्यक्तत्त्वविवेकादयमहमस्मीति विन्दते तत्त्वम् ॥३०५॥

*अहम अत्यन्तनिवृत्त्या, तत्कृतनानाविकल्पसंहृत्या, प्रत्यक्तत्त्वविवेकात्, 'अयम् अहम् अस्मि' इति तत्त्वं विन्दते ।*

અહંકાર સદાને માટે નિવૃત્ત થતાં અને તેમાંથી ઉદ્ભવેલા વિવિધ વિકલ્પો સમેટાઈ જતાં, પ્રત્યગાત્મ સ્વરૂપનો વિવેક થાય છે, જેથી 'શુદ્ધ આત્મા જ હું છું" આ પ્રકારનો તત્ત્વબોધ થાય છે

तत्कृत संहृत्या—तेन = अहङ्कारेण कृता' ये नाना विकल्पा = देहात्ममत्यादय तेषां संहृति = उपरम तया, प्रत्यक् विवेकात्—प्रत्यक् तत्त्वस्य = अन्तरात्मन विवेक तस्मात् ।

अहङ्कर्तर्यस्मिन्नहमिति मतिं मुञ्च सहसा
विकारात्मन्यात्मप्रतिफलजुषि स्वस्थितिमुषि ।
यदध्यासात् प्राप्ता जनिमृतिजरादुःखबहुला
प्रतीचश्चिन्मूर्तेस्तव सुखतनोः संसृतिरियम् ॥३०६॥

विकारात्मनि आत्मप्रतिफलजुषि स्वस्थितिमुषि अस्मिन् अहङ्कर्तरि, अहम् इति मतिं सहसा मुञ्च, यदध्यासात् प्रतीच चिन्मूर्ते सुखतनो तव जनिमृतिजरादुःखबहुला इयं संसृतिः प्राप्ता ।

આત્માના પ્રતિબિંબવાળા વિકારાત્મક આત્માની વાસ્તવિક સ્થિતિને છુપાવી દેતા આ અહંકારમાં હું પણાની બુદ્ધિનો સર્વથા ત્યાગ કર, કારણ કે અહંકારમાં આત્માનો અધ્યાસ કરવાને લીધે જ પ્રત્યગાત્મસ્વરૂપ, જ્ઞાનમૂર્તિ અને આનંદસ્વરૂપ એવા તને, જન્મ, મરણ ઘડપણ વગેરે દુઃખથી ભરેલો સંસાર થયો છે અર્થાત્ અહંકારમાં આત્મભાન છોડી દેતાં સંસાર અને તેનાં સઘળાં અનિષ્ટોનો અંત આવે છે

आत्मप्रतिफलजुषि–आत्मनः प्रतिफलं = प्रतिबिम्बं जुषति = सेवते इति तस्मिन् । स्वस्थितिमुषि–स्वस्य = आत्मनः स्थितिं = स्वरूप मुष्णाति इति स्वस्थितिमुट् तस्मिन् । चिन्मूर्तेः–चित् = ज्ञानम् एव मूर्तिः तस्य ।

सदैकरूपस्य चिदात्मनो विभोरानन्दमूर्तेरनवद्यकीर्तेः ।
नैवान्यथा क्वाप्यविकारिणस्ते विनाहमध्यासममुष्य संसृतिः ॥३०७॥

सदा एकरूपस्य चिदात्मनः विभोः आनन्दमूर्तेः अनवद्यकीर्तेः क्व अपि अविकारिणः ते, अमुष्य अहमध्यासं विना संसृतिः न एव ।

સદા એકરૂપ, જ્ઞાનસ્વરૂપ, વ્યાપક, આનંદમૂર્તિ, નિષ્કલંક અને ક્યાંય પણ વિકાર ન પામતા એવા તારો–પ્રત્યગાત્મસ્વરૂપનો–અહંકારમા અધ્યાસ કર્યા વગર સંસાર ન જ હોઈ શકે. અર્થાત્ અવિદ્યાજન્ય અહંકારમાં આત્મભાવ માનવાની ભૂલને લીધે જ વિશુદ્ધ આત્મા સંસારી બને છે.

तस्मादहङ्कारमिमं स्वशत्रुं
भोक्तुर्गले कण्टकवत् प्रतीतम् ।
विच्छिद्य विज्ञानमहासिना स्फुटं
भुङ्क्ष्वात्मसाम्राज्यसुखं यथेष्टम् ॥३०८॥

तस्मत् भोक्तुर्गले कण्टकवत् प्रतीतं स्वशत्रुम् इमम् अहङ्कारं विज्ञान-महासिना स्फुटं विच्छिद्य, आत्मसाम्राज्यसुखं यथेष्टं भुङ्क्ष्व ।

માટે ખાનારના ગળામાં કાંટાની જેમ (દુઃખદાતા), આ આત્મશત્રુ અહંકારને વિજ્ઞાનરૂપી મોટા ખડ્ગથી સારી પેઠે વિદારી, આત્મસામ્રાજ્યના સુખને યથેષ્ટપણે ભોગવ.

आत्म...सुखम्–आत्मनः साम्राज्यस्य सुखम्, यथेष्टम्–इष्टम् अनतिक्रम्य इति यथेष्टम् ।

ततोऽहमादेर्विनिवर्त्य वृत्तिं सन्त्यक्तरागः परमार्थलाभात् ।
तूष्णीं समास्स्वात्मसुखानुभूत्या पूर्णात्मना ब्रह्मणि निर्विकल्पः ॥३०९॥

ततः अहमादेः वृत्तिं विनिवर्त्य, परमार्थलाभात् सन्त्यक्तरागः, आत्म सुखानुभूत्या पूर्णात्मना ब्रह्मणि निर्विकल्पः (सन्) तूष्णीं समास्स्व ।

(વિજ્ઞાનથી અજ્ઞાન નિર્મૂળ કર્યા પછી) અહંકાર વગેરેની વૃત્તિનો ઉચ્છેદ કરી, પરમતત્ત્વના લાભને લીધે વિષયરાગથી વિમુક્ત બની, આત્મસુખના અનુભવને કારણે પૂર્ણતાનો અનુભવ કરતો તું પ્રશાંત નિર્વિકલ્પ બન અને મૌન ધારણ કર.

अहमादेः—अहम् आदि वृत्तेः नाशं, परमार्थलाभात्—परम. न मनो अर्थे रागः तस्मात्, आत्म...भूत्या—आत्मनः सुखस्य अनुभूतिः तया ।

समूलकृत्तोऽपि महानहं पुनर्व्युल्लेखितः स्याद्यदि चेतसा क्षणम् ।
सञ्जीव्य विक्षेपशतं करोति नभस्वता प्रावृषि वारिदो यथा ॥३१०॥

महान् अहं समूलकृत्त अपि, यदि चेतसा क्षण व्युल्लेखितः स्यात्, सञ्जीव्य, प्रावृषि यथा नभस्वता वारिदः (तथा) विक्षेपशतं करोति ।

અત્યંત પ્રબળ અહંકાર મૂળમાંથી ઉખેડ્યો હોય તોયે, જો ક્ષણ માટેય ચિત્તની સાથ મળી જાય તો ફરીથી જીવતો બનીને, વર્ષાકાળમાં વાયુના સંસર્ગથી વાદળાંની જેમ, અનેક ઉપદ્રવો સર્જે છે.

**અહંકાર કેમ જીતાય?**

निगृह्य शत्रोरहमोऽवकाशः क्वचिन्न देयो विषयानुचिन्तया ।
स एव सञ्जीवनहेतुरस्य प्रक्षीणजम्बीरतरोरिवाम्बु ॥३११॥

निगृह्य, शत्रोः अहमः विषयानुचिन्तया क्वचित् अवकाशः न देयः, स एव प्रक्षीणजम्बीरतरोः अम्बु इव अस्य सञ्जीवनहेतुः ।

નિગ્રહ કરીને શત્રુરૂપ અહંકારને વિષયચિંતનથી ક્યાંય જરાયે અવકાશ આપવો નહિ, કારણ કે વિષયચિંતન જ, પાણી સૂકા બિજોરાના વૃક્ષને કરે તેમ, અહંકારને નવજીવન આપે છે.

देहात्मना संस्थित एव कामी विलक्षणः कामयिता कथं स्यात् ।
अतोऽर्थसन्धानपरत्वमेव भेदप्रसक्त्या भवबन्धहेतुः ॥३१२॥

देहात्मना संस्थितः एव कामी (भवति) विलक्षणः कथं कामयिता स्यात्? अतः अर्थसन्धानपरत्वम् एव भेदप्रसक्त्या बन्धहेतुः (भवति) ।

જે દેહને જ આત્મા માને છે તેનામાં કામનાઓ ઉદ્ભવે છે દેહથી આત્માને અલગ સમજનાર કામનાઓવાળો કેમ થાય? એટલા

માટે વિષયોના ચિંતનમાં મશગુલ રહેવું એ જ બ્રહ્મથી જીવની ભિન્નતા આણે છે ને બંધનનું કારણ બને છે.

कार्यप्रवर्धनाद् बीजप्रवृद्धिः परिदृश्यते ।
कार्यनाशाद् बीजनाशः तस्मात् कार्यं निरोधयेत् ॥३१३॥

(શ્લોક પ્રમાણે અન્વય સમજવો.)

કાર્યના વધવાથી બીજની પણ વૃદ્ધિ થતી દેખાય છે અને કાર્યના નાશથી બીજનો નાશ થાય છે, માટે કાર્યની સ્થિતિ ટાળવી જોઈએ.

[વાસના બીજ છે ને દેહાત્મભાવ વગેરે કાર્યો છે. કાર્યોનો નિરોધ થાય અર્થાત્ 'હું બ્રહ્મ છું', આ પ્રકારની ભાવના વડે દેહ વગેરેમાં કરાતો આત્માધ્યાસ દૂર કરાય, તો બીજરૂપ વાસનાઓ—અવિદ્યાના સંસ્કારો—પણ નિઃશેષ બની જાય.]

वासनावृद्धितः कार्यं कार्यवृद्धया च वासना ।
वर्धते सर्वथा पुंसः संसारो न निवर्तते ॥३१४॥

વાસનાઓરૂપી બીજની વૃદ્ધિ દ્વારા એનાં સંતાનરૂપ કાર્યો (અહંકાર તેમજ મમત્વમૂલક પ્રવૃત્તિઓ) વધે છે ને કાર્યવૃદ્ધિથી વાસનાઓની વૃદ્ધિ થતી રહે છે. આમ આ વિષચક્ર ચાલુ રહેવાને લીધે, જીવનો સંસાર ચાલુ રહે છે.

संसारबन्धविच्छित्त्यै तद्द्वयं प्रदहेद् यतिः ।
वासनावृद्धिरेताभ्यां चिन्तया क्रियया बहिः ॥३१५॥

(अतः) संसारबन्धविच्छित्त्यै यतिः तद्द्वयं प्रदहेत्. चिन्तया बहिः क्रियया एताभ्यां वासनावृद्धिः (भवति) ।

એટલા માટે સંસારના બંધનને કાપવા મુમુક્ષુએ આ બન્નેને (વાસના અને એનાં કાર્યોનો) બાળી નાખવાં જોઈએ. વિષયચિન્તન અને તદ્દનુસાર બાહ્યક્રિયા આ બન્ને વાસનાની વૃદ્ધિ કરે છે.

ताभ्यां प्रवर्धमाना सा सूते संसृतिमात्मनः ।
त्रयाणां च क्षयोपायः सर्वावस्थासु सर्वदा ॥३१६॥
सर्वत्र सर्वतः सर्वं ब्रह्ममात्रावलोकनम् ।
सद्भाववासनादार्ढ्यात् तत् त्रयं लयमश्नुते ॥३१७॥

ताभ्यां प्रवर्धमाना सा आत्मनः संसृतिं सूते, त्रयाणां च क्षयोपायः सर्वावस्थासु सर्वदा सर्वत्र सर्वतः सर्वं ब्रह्ममात्रावलोकनम् (भवति) । तत् त्रयं सद्भाववासनादार्ढ्यात् लयम् अश्नुते ।

વિષયચિન્તન અને તદનુસાર બાહ્યવર્તનથી પ્રબળ થતી વાસના આત્માને સંસારી બનાવે છે. ચિંતન, ક્રિયા અને વાસના, આ ત્રણેયને નિર્મૂળ કરવાનો ઉપાય છે : બધી અવસ્થાઓમાં, બધા સમયે અને સ્થળે, સર્વભાવે, સર્વમાં બ્રહ્મમયી દૃષ્ટિ આમ બ્રહ્મવાસના પ્રબળ થતાં ઉપર્યુક્ત ત્રણેય ચિંતન, ક્રિયા અને વાસના—નો લય થાય છે.

ब्रह्मा–कनम्–ब्रह्म एव इति अवलोकनम्, सद्भाव...दार्ढ्यात्–सति भाववासनायाः दार्ढ्यं तस्मात् ।

क्रियानाशे भवेच्चिन्तानाशोऽस्माद्वासनाक्षयः ।
वासनाप्रक्षयो मोक्षः सा जीवन्मुक्तिरिष्यते ॥३१८॥

क्रियानाशे चिन्तानाशः भवेत्, अस्मात् वासनाक्षयः (जायते), वासनाप्रक्षयः (एव) मोक्षः, सा जीवन्मुक्तिः इष्यते ।

બાહ્ય સાંસારિક ક્રિયાઓ છૂટી જતાં વિષય-ચિન્તન છૂટી જાય છે ને એમ થતાં વાસનાઓનો ક્ષય થાય છે. વાસનાઓનો સમૂળો ક્ષય જ મોક્ષ છે અને એને જ 'જીવન્મુક્તિ' કહે છે.

सद्वासनास्फूर्तिविजृम्भणे सति असौ विलीना त्वहमादिवासना ।
अतिप्रकृष्टाप्यरुणप्रभायां विलीयते साधु यथा तमिस्रा ॥३१९॥

यथा अतिप्रकृष्टा अपि तमिस्रा अरुणप्रभायां साधु विलीयते, (तथा) सद्वासना स्फूर्तिविजृम्भणे सति, असौ अहमादिवासना विलीना (भवति) ।

જેમ અત્યંત અંધારી રાત સૂર્યનો પ્રકાશ પ્રગટ થતાં સારી પેઠે દૂર થઈ જાય છે, તેમ બ્રહ્મવાસનાની સ્ફૂર્તિ ફેલાતાં, આ અહંકાર વગેરેને લગતી વાસના વિલીન થઈ જાય છે.

मद्वासना...विजृम्भणे-मतः = ब्रह्मणः वासनायाः स्फूर्तेः विजृम्भण तस्मिन्, अहमादिवासना-अहम्=अहङ्कारः आदिः यस्य तस्य वासना ।

तमस्तमस्कार्यमनर्थजालं न दृश्यते सत्युदिते दिनेशे ।
तथाऽद्वयानंदरसानुभूतौ नैवास्ति बन्धो न च दुःखगन्धः ॥३२०॥

दिनेशे उदिते सति, तमः तमस्कार्यम् अनर्थजालं न दृश्यते, तथा अद्वयानन्दरसानुभूतौ (जातायां) न एव बन्धः अस्ति, न च दुःखगन्धः अस्ति ।

સૂર્યનો ઉદય થતા જેમ અંધકાર અને અંધકારમાં થતા અનર્થો -(ચોરી વગેરે) દેખવામાં નથી આવતા તેમ અદ્વિતીય બ્રહ્માનંદરસની અનુભૂતિ થતા બંધ કે બંધને કારણે આવી પડતા દુ:ખોની ગંધ પણ નથી રહેતી

अद्वया...भूतौ-अद्वयः च असौ आनन्दः स एव रसः तस्य अनुभूतिः तस्याम् ।

**પ્રમાદ અનર્થનું કારણ છે :**

दृश्यं प्रतीतं प्रविलापयन् स्वयं सन्मात्रमानन्दघनं विभावयन् ।
समाहितः सन् बहिरन्तरं वा कालं नयेथाः सति कर्मबन्धे ॥३२१॥

कर्मबन्धे सति, प्रतीत दृश्य प्रविलापयन्, स्वयम् आनन्दघन सन्मात्र विभावयन्, बहिः अन्तरं वा समाहितः सन् कालं नयेथाः ।

જો કર્મબંધન હજી બાકી હોય તો, આ દેખાતા વિશ્વનો (મિથ્યાત્વબુદ્ધિથી) લય કરતા કરતા પોતાને–આત્માના સત્સ્વરૂપ અને આનંદઘનરૂપે અનુભવ કરતાં સમય વિતાવ.

[સંસાર મિથ્યા છે ને આત્મા સચ્ચિદાનંદઘન બ્રહ્મ છે. આવી ખાત્રી અને અનુભૂતિ થવા છતાં, પ્રારબ્ધકર્મનો ક્ષય થાય ત્યાં સુધી મુકતાત્માનો પણ દેહ છૂટતો નથી એટલે પ્રારબ્ધ ક્ષય થાય ત્યાં સુધી

સંસાર મિથ્યા છે ને આત્મા જ સત્ય છે એવા અનુભવ સાથે જ્ઞાનીએ જીવન જીવતા રહેવું પડે છે. આ રીતે જીવતા મુક્ત જ્ઞાનીને 'જીવન્મુક્ત' કહે છે.]

प्रमादो ब्रह्मनिष्ठायां न कर्तव्यः कदाचन ।
प्रमादो मृत्युरित्याह भगवान् ब्रह्मणः सुतः ॥३२२॥

ब्रह्मनिष्ठायां कदाचन प्रमादः न कर्तव्यः, 'प्रमादः मृत्युः' इति भगवान् ब्रह्मणः सुतः आह ।

હું બ્રહ્મ છું આ પ્રકારના ચિન્તનમાં કદી પ્રમાદ (અસાવધાની) ન કરવી. 'પ્રમાદ જ મૃત્યુ છે' એમ બ્રહ્માના પુત્ર ભગવાન્ સનત્સુજાતે કહ્યું છે.

[મહાભારતના ઉદ્યોગપર્વમાં 'સનત્સુજાતીય' નામે આઠ અધ્યાયમાં ધૃતરાષ્ટ્ર અને સનત્સુજાતનો સંવાદ છે. આ પ્રકરણ ગીતા કે વિદુર નીતિ જેવું જ વિવેકપ્રધાન છે. તેથી એના પર ભગવાન શંકરાચાર્યે ભાષ્ય રચ્યું છે. એમાં મૃત્યુ કોને કહેવાય ? એવા ધૃતરાષ્ટ્રના પ્રશ્નના ઉત્તરરૂપે ભગવાન સનત્કુમારે 'प्रमादं वै मृत्युमहं ब्रवीमि' કહ્યું છે. આ વાતનો અહીં ઉલ્લેખ છે : પ્રમાદ એટલે આત્મા વિષે ગાફેલપણું. સમગ્ર શ્લોક આ પ્રમાણે છે :

उभे सत्ये क्षत्रियाद्य प्रवृत्ते मोहो मृत्युः संमतो यः कवीनाम् ।
प्रमादं वै मृत्युमहं ब्रवीमि तथाऽप्रमादममृतत्वं ब्रवीमि ॥

રાજન્! આદિકાળથી આ બે સત્ય ચાલ્યાં આવે છે. કવિઓ મોહને મૃત્યુ કહે છે, પરંતુ હું, સનત્સુજાત પ્રમાદને અર્થાત્ આત્માને લગતા વિભ્રમને મૃત્યુ અને અપ્રમાદને અમરતા કહું છું.—ઉદ્યોગપર્વ અ. ૪૨, શ્લો. ૪]

न प्रमादादनर्थोऽन्यो ज्ञानिनः स्वस्वरूपतः ।
ततो मोहस्ततोऽहंधीः ततो बन्धस्ततो व्यथा ॥३२३॥

ज्ञानिनः स्वस्वरूपतः प्रमादात् अन्यः अनर्थः न, ततः मोहः, ततः अहंधीः, ततः बन्धः, ततः व्यथा ।

જ્ઞાનીને માટે પોતાના સ્વરૂપના અનુસંધાનમાં અસાવધાની જેવો કોઈ બીજો અનર્થ નથી. (કારણકે) સ્વસ્વરૂપના વિસ્મરણથી જ (સાંસારિક પદાર્થોમાં) મોહ ને મોહમાંથી અહંકાર તથા અહંકારમાંથી બન્ધન, અને બન્ધનથી દુઃખ; (આમ અનર્થપરંપરા પેદા થાય છે).

विषयाभिमुखं दृष्ट्वा विद्वांसमपि विस्मृतिः ।
विक्षेपयति धीदोषैर्योषा जारमिव प्रियम् ॥३२४॥

योषा प्रियं जारम् इव, विद्वांसम् अपि विस्मृतिः विषयाभिमुखं दृष्ट्वा, धीदोषैः विक्षेपयति ।

જેમ વ્યભિચારિણી સ્ત્રી પોતાના પ્યારા પરપુરુષને લોભાવી વિચલિત કરે છે તેમ આત્મવિસ્મૃતિ વિદ્વાનને પણ વિષયાભિમુખ થયેલો જોઈ, બુદ્ધિદોષોથી વિક્ષિપ્ત બનાવી દે છે.

यथापकृष्टं शैवालं क्षणमात्रं न तिष्ठति ।
आवृणोति तथा माया प्राज्ञं चापि पराङ्मुखम् ॥३२५॥

यथा अपकृष्टं शैवालं क्षणमात्रं न तिष्ठति, तथा माया अपि पराङ्मुखं प्राज्ञं आवृणोति ।

જેમ શેવાળને જલથી દૂર કરવા છતાં તે ક્ષણમાત્રમાં પાછું જળને છાવરી લે છે, તેમ અવિદ્યા (એક વખત ટળે તો પણ) આત્મચિંતનથી પરાઙ્મુખ બનેલા જ્ઞાનીને ઘેરી વળે છે.

लक्ष्यच्युतं सद्यदि चित्तमीषद्बहिर्मुखं सन्निपतेत् ततस्ततः ।
प्रमादतः प्रच्युतकेलिकन्दुकः सोपानपंक्तौ पतितो यथा तथा ॥३२६॥

प्रमादतः प्रच्युतकेलिकन्दुकः सोपानपङ्क्तौ पतितः यथा, तथा यदि चित्तम् ईषत् लक्ष्यच्युतं सत् ततः ततः बहिर्मुखं सन्निपतेत् ।

પ્રમાદવશાત્ હાથમાંથી છટકી ગયેલો રમતનો દડો જેમ પગથિયાં પર આમથી તેમ અથડાતો નીચે જાય છે, તેમ ચિત્ત થોડું યે બ્રહ્મલક્ષ્યથી ચ્યુત થતાં આમતેમ બહિર્મુખ થઈ ભટકયા કરે છે, અધોગામી બને છે.

प्रच्युत-कन्दुकः-प्रच्युतः च असौ केलेः कन्दुकः ।

*विषयेष्वाविशच्चेतः सङ्कल्पयति तद्गुणान् ।*
*सम्यक्सङ्कल्पनात् कामः कामात् पुंसः प्रवर्तनम् ॥३२७॥*

*विषयेषु आविशत् चेतः तद्गुणान् सङ्कल्पयति, सम्यक् सङ्कल्पनात् कामः, कामात् पुंसः प्रवर्तनम् ।*

વિષયોમાં ચોંટેલું ચિત્ત વિષયોના ગુણોનું (ભોગાદિનું) ચિન્તન કરે છે. દીર્ઘકાળ ચિન્તન કરવાથી વિષયોની કામના થાય છે ને કામના થતાં પુરુષ એમાં પ્રવૃત્તિ કરે છે; અર્થાત્ વિષયોની પ્રાપ્તિ માટે પ્રયત્નશીલ બને છે ને ભોગવવા લાગે છે.

[આ જ વાત ગીતામાં શબ્દાન્તરથી *ध्यायतो विषयान् पुंसः* (અ. ૨ શ્લો૦ ૬૨)થી લઈ બે શ્લોકમાં વર્ણવી છે.]

*ततः स्वरूपविभ्रंशो विभ्रष्टस्तु पतत्यधः ।*
*पतितस्य विना नाशं पुनर्नारोह ईक्ष्यते ।*
*सङ्कल्पं वर्जयेत् तस्मात् सर्वानर्थस्य कारणम् ॥३२८॥*

*ततः स्वरूपविभ्रंशः, विभ्रष्टः, तु अधः पतति, पतितस्य नाशं विना पुनः आरोहः न ईक्ष्यते, तस्मात् सर्वानर्थस्य कारणं सङ्कल्पं वर्जयेत् ।*

વિષયોમાં પ્રવૃત્તિ કરવાથી (જ્ઞાનીજન પણ) આત્મસ્વરૂપથી ભ્રષ્ટ બને છે ને ભ્રષ્ટ થતાં એનું અધઃપતન થાય છે. અધોગતિ થયા પછી પૂર્ણપણે નાશ થયા વગર ફરીથી ઉન્નતિ તરફ વળતો નથી; માટે સર્વ અનર્થોના મૂળરૂપ વિષયચિન્તનનો પરિત્યાગ કરવો ઘટે.

*अतः प्रमादान्न परोऽस्ति मृत्युः विवेकिनो ब्रह्मविदः समाधौ ।*
*समाहितः सिद्धिमुपैति सम्यक् समाहितात्मा भव सावधानः ॥३२९॥*

*अतः विवेकिनः ब्रह्मविदः समाधौ प्रमादात् परः मृत्युः न अस्ति, समाहितः सम्यक् सिद्धिम् उपैति, सावधानः समाहितात्मा भव ।*

એટલા માટે વિવેકી બ્રહ્મવેત્તાનું સમાધિ (આત્માનુસંધાન) તજવા સિવાય અન્ય કોઈ મૃત્યુ નથી. સમાહિત પુરુષ સારી પેઠે આત્મજ્ઞાન પ્રાપ્ત કરે છે. માટે (વત્સ!) સાવધાન થઈ ચિત્તને સમાહિત અર્થાત્ આત્મસંલગ્ન કર.

जीवतो यस्य कैवल्यं विदेहे स च केवल ।
यत्किञ्चित् पश्यतो भेद भयं ब्रूते यजु श्रुति ॥३३०॥

जीवत यस्य केवल्य स च विदेहे केवल, यत्किञ्चित् भेद पश्यत यजु श्रुति भय ब्रूते।

જીવનકાળમાં જ જેને કૈવલ્ય (મુકિત) મળી હોય તે દેહ છોડયા પછી મુક્ત જ છે (એથી ઊલટું) કયાર પણ કશોયે ભેદ જોનારને ભય થાય છે, એમ યજુર્વેદ કહ છે

[द्वितीयाद्वै भय भवति । -बृ उप १-४-२, यदा ह्येवैष एतस्मि न्नुदरमन्तर कुरुतेऽथ तस्य भय भवति ।-तै उप २-७ વગેરે વાક્યો તરફ અહી ઇશારા છે]

यदा कदा वाऽपि विपश्चिदेष ब्रह्मण्यनन्तेऽप्यणुमात्रभेदम् ।
पश्यत्यथामुष्य भय तदैव यद्वीक्षित भिन्नतया प्रमादात् ॥३३१॥

यदा कदा वा अपि एष विपश्चित् अनन्ते ब्रह्मणि अणुमात्रभेद पश्यति अथ अमुष्य तदा एव भय भवति, यत् (अनेन) प्रमादात् भिन्नतया वीक्षितम्।

જ્યારે પણ આ વિદ્વાન અનન્ત બ્રહ્મમા અણુમાત્ર ભેદ જોવા માંડે ત્યાર એને ભય લાગે છે, કારણ કે એણ અસાવધાનીથી અભિન્ન બ્રહ્મને ભિન્ન રૂપે જોયુ હોય છે

[અનન્ત વસ્તુ ભેદવાળી હોઈ શકે નહિ એટલે એમાં ભય જોવે તે ભ્રાન્તિ છે જેમ રજ્જુમાં સાપની ભ્રાન્તિ ભય પમાડ છે તેમ બ્રહ્મમાં વિવિધાકારાની ભ્રાન્તિ પણ જ્ઞાનીને ભય પમાડે છે]

श्रुतिस्मृतिन्यायशतैर्निषिद्धे दृश्येऽत्र य स्वात्ममतिं करोति ।
उपैति दु खोपरि दु खजात निषिद्धकर्ता स मलिम्लुचो यथा ॥३३२॥

श्रुति स्मृति न्यायशतै निषिद्धे अत्र दृश्ये य स्वात्ममति करोति, स निषिद्ध कर्ता मलिम्लुच यथा दुःखोपरि दु खजातम् उपैति ।

સેકડો શ્રુતિવાકયો સ્મૃતિવાકયો અને યુકિતઓથી જેનો નિષેધ (મિથ્યાભાવ) કરવામાં આવ્યો છે તે આ દેહ વગેરેમાં જે આત્મબુદ્ધિ કરે છે, નિષિદ્ધ આચરણ કરનાર ચોરની જેમ, તે દુ ખ ઉપર દુ ખ પ્રાપ્ત કરે છે

श्रुति शतै -श्रुतीना स्मृतीना न्यायाना च शतानि त ।

सत्याभिसन्धानरतो विमुक्तो महत्त्वमात्मीयमुपैति नित्यम् ।
मिथ्याभिसन्धानरतस्तु नश्येद् दृष्टं तदेतद्यदचोरचोरयोः ॥३३३॥

सत्याभिसन्धानरत विमुक्त आत्मीय नित्य महत्त्वम् उपैति, मिथ्याभिसन्धानरत तु नश्येत्; यत् तद् एतत् अचोरचोरयोः दृष्टम् ।

જે સત્યના જ અભિસંધાનમાં રત રહે છે તે મુક્ત બની આત્માનું મહત્ત્વ પામે છે (એથી ઊલટું) જે મિથ્યા ભૌતિક પદાર્થોના જ ચિંતનમાં રત રહે છે તે નાશ (અનેક અનર્થ) પામે છે આ હકીકત ચોર અને અચોરના દૃષ્ટાન્તથી સ્પષ્ટ જણાય છે

[છાન્દોગ્યોપનિષદ્ (અ ૬, ખ્રા ૧૬, સામ ૧–૨)માં જણાવ્યું છે કે, સિપાઈ ચોરીના શક પરથી બે વ્યક્તિને પકડે છે ને તેમને તપાવેલું લોઢું પકડવા જણાવે છે ત્યારે જેણે ચોરી કરી હોય તે લોઢાને પકડતાં દાઝે ને જેણે ચોરી ન કરી હોય તે ન દાઝે. દાઝેલાને ચોર સમજી સજા થાય ને નહિ દાઝેલાને નિર્દોષ સમજી છોડી મુકાય છે આ રીતે પોતાને બ્રહ્મ સમજનાર સત્યગ્રાહી હોવાથી મુક્ત થાય છે ને તેથી વિપરીત સમજનાર બંધનમાં પડે છે]

सत्या रत –सत्यस्य = ब्रह्मात्मनो अभेदस्य अभिसन्धान = चिन्तन तत्र रत, मिथ्या रत –मिथ्या मिथ्याभूतानाम् अनात्मभूतदेहादिनाम् अभिसन्धान रत ।

यतिरसदनुसन्धिं बन्धहेतुं विहाय
स्वयमयमहमस्मीत्यात्मदृष्ट्यैव तिष्ठेत् ।
सुखयति ननु निष्ठा ब्रह्मणि स्वानुभूत्या
हरति परमविद्याकार्यदुःखं प्रतीतम् ॥३३४॥

यति बन्धहेतुम् असदनुसन्धिं विहाय, 'स्वयम् अयम् अहम् अस्मि' इति आत्मदृष्ट्या एव तिष्ठेत्, ननु स्वानुभूत्या ब्रह्मणि निष्ठा सुखयति, प्रतीतं परम् अविद्याकार्यदुःखं (च) हरति ।

યોગીએ (મુમુક્ષુએ) બન્ધના કારણરૂપ અસત્યનું ચિંતન છોડી. 'હું પોતે જ પરમ બ્રહ્મ છું,' એવી બ્રહ્મમાં આત્મદૃષ્ટિ કરતાં રહેવું

સાથે જ, આત્માનુભવને બળે પ્રાપ્ત થયેલી બ્રહ્મનિષ્ઠા સુખ આપે છે ને પોતાથી ભિન્નરૂપે પ્રતીત થતા અવિદ્યાના વિસ્તારનુ દુ ખ હરે છે

असदनुसन्धि—असत' अनुसधि तम्, अविद्या दु खम्—अवि द्याया कार्य भौतिक जगत् तस्माद् दु ख तत् ।

बाह्यानुसन्धि परिवर्धयेत् फल दुर्वासनामेव ततस्ततोऽधिकाम् ।
ज्ञात्वा विवेकै परिहृत्य बाह्य स्वात्मानुसंधि विदधीत नित्यम् ॥३३५॥

बाह्यानुसधि फल दुर्वासनाम् एव तत तत अधिका परिवर्धयेत्, (अत) विवेक ज्ञात्वा बाह्य परिहृत्य, नित्यम् आत्मानुसधि विदधीत ।

બહારના દુન્યવી પદાર્થોનુ ચિન્તન એની ફલરૂપ દુર્વાસનાઓને વધુને વધુ બહેકાવે છે, માટે વિવે થી આત્મસ્વરૂપને જાણી, બ હ્ય વિષયોનો ત્યાગ કરવો તથા નિર તર આત્માનુસ ધાન કરતા રહેવુ

बाह्ये निरुद्धे मनस प्रसन्नता मन प्रसादे परमात्मदर्शनम् ।
तस्मिन् सुदृष्टे भवबन्धनाशो बहिर्निरोध पदवी विमुक्ते ॥३३६॥

बाह्ये निरुद्धे मनस प्रसन्नता, मन प्रसाद परमात्मदर्शनम्, तस्मिन् सुदृष्टे भवबन्धनाशो, (एवम्) बहिर्निरोध विमुक्ते पदवी (अस्ति)।

બાહ્ય પદાર્થોથી મનનો નિરોધ થતા મન પ્રસન્ન થાય છે મનની પ્રસન્નતા થતા પરમાત્માનુ દર્શન થાય છે અને પરમાત્માનુ દર્શન થવાથી સ સારના બ ધનનો નાશ થાય છે આમ બાહ્યપદાર્થોનો નિરોધ (બાહ્ય વસ્તુઓથી વિરક્તિ) મુક્તિનો માર્ગ છે

क पण्डित सन् सदसद्विवेकी श्रुतिप्रमाण परमार्थदर्शी ।
जानन् हि कुर्यादसतोऽवलम्ब स्वपातहेतो शिशुवन्मुमुक्षु ॥३३७॥

सदसद्विवेकी श्रुतिप्रमाण परमार्थदर्शी सन्, क मुमुक्षु पण्डित (स्यात् य ) जानन् हि स्वपातहेतो असत शिशुवत् अवलम्ब कुर्यात् ?

સ ત અને અસત્‌ની પાકી સમજવાળો શ્રુતિપ્રમાણનુ જ્ઞાન ધરાવનો અને પરમાર્થતત્ત્વ શુ છે ત સમજનારા હોવા છતાં, કયો મોક્ષાર્થી વિદ્વાન હશે જે જાણીબૂઝીને પોતાના પતનના કારણરૂપ અનત્નુ અબુધ બાળકની જેમ અવલબન લેશે ?

सद्. विवेकी–सत् च असत् च सदसती तयो: विवेकी, पर दर्शी–परम: स असौ अर्थ: स पश्यति इति०, रर ..हेतो:–स्वस्य पात:= विनिपात: तस्य हेतु: तस्य० ।

देहादिसंसक्तिमतो न मुक्तिर्मुक्तस्य देहाद्यभिमत्यभाव: ।
सुप्तस्य नो जागरणं न जाग्रत: स्वप्नस्तयोर्भिन्नगुणाश्रयत्वात् ॥३३८॥

देहादिसंसक्तिमत: मुक्ति: न, मुक्तस्य देहाद्यभिमत्यभाव:, तयो: भिन्न गुणाश्रयत्वात् सुप्तस्य जागरणं नो, न जाग्रत: स्वप्न: ।

દેહ વગેરેમાં આસક્તિ રાખનારની મુક્તિ થતી નથી અને મુક્ત થયેલામાં દેહ વગેરેમાં અભિમાન (આસક્તિ) હોતું નથી કારણ કે એક બાજુ આસક્તિ અને અભિમાન અને બીજી બાજુ મુક્તિ, આ બન્નેનો સ્વભાવ સર્વથા જુદો છે, જેમ પરસ્પર જુદો ગુણ ધરાવનાં જાગ્રત અને સ્વપ્ન એકમેકથી ભિન્ન છે તેમ.

[આસક્તિનુ મૂળ અભિમાન છે માટે અહીં બન્નેને એકમેકરૂપ બનાવ્યાં છે]

देहा मत:–देहादौ संसक्ति: अस्य असौ देहादिसंसक्तिमान् तस्य०, भिन्न ..त्वात्–भिन्नाना गुणानाम् आश्रय: तस्य भाव: तस्मात्० ।

**આત્મનિષ્ઠાની આવશ્યકતા :**

अन्तर्बहि: स्वं स्थिरजङ्गमेषु ज्ञानात्मनाधारतया विलोक्य ।
त्यक्ताखिलोपाधिरखण्डरूप: पूर्णात्मना य: स्थित एष मुक्त: ॥३३९॥

स्थिरजङ्गमेषु अन्तर्बहि: ज्ञानात्मना स्वम् आधारतया विलोक्य, य: त्यक्ताखिलोपाधि: अखण्डरूप: पूर्णात्मना स्थित:, एष मुक्त: ।

સ્થાવર જંગમ બધા પદાર્થોની અંદર અને બહાર જ્ઞાનમય રૂપથી આત્માને જ આધાર જાણીને, જે સમસ્ત ઉપાધિઓથી મુક્ત બની અખંડ અને પૂર્ણરૂપે સ્થિત છે, તે જ મુક્ત છે

त्यक्ता...पाधि–त्यक्ता: अखिला: उपाधय: येन स:, अखण्ड . रूपम्–अखण्ड रूपं यस्य स:, पूर्णात्मना–पूर्ण: च असौ आत्मा तेन ।

सर्वात्मनाबन्धविमुक्तिहेतु: सर्वात्मभावान्न परोऽस्ति कश्चित् ।
दृश्याग्रहे सत्युपपद्यतेऽसौ सर्वात्मभावोऽस्य सदात्मनिष्ठया ॥३४०॥

सर्वात्मना बन्धविमुक्तिहेतुः सर्वात्मभावात् परः न कश्चित् अस्ति, सदा आत्मनिष्ठया दृश्याग्रहे सति अस्य असौ सर्वात्मभाव उपपद्यते ।

પૂર્ણપણે બન્ધથી મુકિત મેળવવાનું કારણ (નિમિત્ત) સર્વાત્મભાવ-(સૌમાં આત્મદર્શનનો ભાવ)થી અન્ય કાંઈ નથી. સદા આત્મનિષ્ઠાથી દૃશ્ય જગતને જગતરૂપે ન જોવાથી (બ્રહ્મરૂપે જોવાથી), સાધકમાં આ સર્વાત્મભાવ પ્રતિષ્ઠિત બને છે.

दृश्यस्याग्रहणं कथन्नु घटते देहात्मना तिष्ठतो
बाह्यार्थानुभवप्रसक्तमनसस्तत्तत्क्रियां कुर्वतः ।
संन्यस्ताखिलधर्मकर्मविषयैर्नित्यात्मनिष्ठापरै-
स्तत्त्वज्ञैः करणीयमात्मनि सदानन्देच्छुभिर्यत्नतः ॥३४१॥

देहात्मना तिष्ठतः बाह्यार्थानुभवप्रसक्तमनसः तत्तत्क्रिया कुर्वतः दृश्यस्य अग्रहणं कथं नु घटते ? (अत) सन्न्यस्ताखिलधर्मकर्मविषयैः नित्यात्मनिष्ठापरैः सदानन्देच्छुभिः तत्त्वज्ञैः यत्नतः आत्मनि अग्रहणं कर्तव्यम् ।

દેહને જ આત્મા માની પ્રવૃત્તિ કરનાર તથા બહારના વિષયોના અનુભવમાં જ રાચીને વિવિધ ક્રિયાઓ કરનાર મનુષ્ય, દૃશ્ય જગતનું ગ્રહણ ન કરે એ કેમ બને ? માટે સમગ્ર ધર્મ અને કર્મના લગતા વિષયોનો સંન્યાસ કરીને અને નિત્યસ્વરૂપ આત્મામાં જ નિષ્ઠાવાન, બનીને સદા આનંદના ઇચ્છુક તત્ત્વજ્ઞાનીઓએ, યત્નપૂર્વક આત્મામાં જ વિષયોનું અગ્રહણ કરવું. અર્થાત્ વિષયોને આત્મારૂપે જ જોવા

[વિષયમાત્ર બ્રહ્મમાં અધ્યારોપિત હોવાથી મિથ્યા છે. વસ્તુ મિથ્યા એના અધિષ્ઠાનરૂપે જ હોય છે દા. ત., દોરડામાં ભાસતો સાપ દોરડારૂપ જ હોય છે. એટલે દોરડાનું જ્ઞાન થતાં સાપનો આપોઆપ બાધ થાય છે. આવું જ જગતનું અધિષ્ઠાનરૂપ આત્મા(બ્રહ્મ)ના સંદર્ભમાં સમજવું.]

बाह्य. मनसः–बाह्यानाम् अर्थानाम् अनुभवः तत्र प्रसक्तं मनः यस्य तस्य, सन्नस्त.. विषयैः–सन्यस्ता. अखिलाः धर्माः कर्माणि विषयाः च यैः ते, नित्य परैः–नित्यः च असौ आत्मा तत्र निष्ठाया पराः ते. ।

सार्वात्म्यसिद्धये भिक्षोः कृतश्रवणकर्मणः ।
समाधिं विदधात्येषा 'शान्तो दान्त' इति श्रुतिः ॥३४२॥

सार्वात्म्यसिद्धये कृतश्रवणकर्मणः मिथो यथा 'शान्तो दान्त' इति श्रुतिः समाधिं विदधाति ।

સર્વ કંઈ આત્મા જ છે એવી પ્રતીતિની સિદ્ધિ માટે જેણે શ્રુતિવાક્યોનું યથાર્થ તાત્પર્ય ધારણ કર્યું છે એવા સાધકને 'શાન્તો દાન્ત' વગેરે શ્રુતિ વાક્યો સમાધિનું વિધાન કરે છે

[शान्तो दान्त उपरतस्तितिक्षुः श्रद्धावित्तो भूत्वा आत्मन्येवात्मानं पश्येत् (બૃ ૪-૪-૨૩) આ શ્રુતિ સાધકને કામક્રોધાદિની નિવૃત્તિ અને બાહ્ય ઇન્દ્રિયોના સંયમપૂર્વક ઉપરતિ તિતિક્ષા અને શ્રદ્ધા સાથે આત્મામાં ચિત્તને જોડવારૂપી સમાધિની શિખામણ આપે છે ]

सार्वात्म्यसिद्धये–सर्वं च असौ आत्मा सर्वात्मा तस्य भावः सार्वात्म्यं तस्य सिद्धिः तस्यै, कृतं कर्माणि –कृतं श्रवणम्–श्रुतीनां तात्पर्यग्रहणं तदेव कर्म येन तस्य ।

आरूढशक्तेरहमो विनाशः कर्तुं न शक्यः सहसापि पण्डितैः ।
ये निर्विकल्पाख्यसमाधिनिश्चलास्तानन्तरानन्तभवा हि वासनाः ॥३४३॥

पण्डितैः अपि आरूढशक्तेः अहमः विनाशः सहसा न कर्तुं शक्यः, (यतो हि) ये निर्विकल्पाख्यसमाधिनिश्चलाः तान् अन्तरा हि अनन्तभवाः वासनाः (जायन्ते) ।

વિવેકી વિદ્વાનો પણ શક્તિશાળી બનેલા અહંકારના વિનાશ એકદમ કરી શકતા નથી કારણ કે જેઓ નિર્વિકલ્પ સમાધિથી નિશ્ચલ બન્યા હોય છે તેમનો પણ વાસનાઓ અવરનવર જાગી ઊઠે છે

आरूढशक्तेः–आरूढा शक्तिः यस्य तस्य, निर्विकल्पः निश्चलः निर्विकल्प इति आख्या यस्य सः निर्विकल्पाख्यः स च असौ समाधिः तेन निश्चलाः, अनन्तभवाः–अनन्तः भवः उद्भवः यासां ताः ।

अहंबुद्ध्यैव मोहिन्या योजयित्वावृतेर्बलात् ।
विक्षेपशक्तिः पुरुषं विक्षेपयति तद्गुणैः ॥३४४॥

विक्षेपशक्तिः मोहिन्या अहंबुद्ध्या एव आवृतेः बलात् तद्गुणैः पुरुषं योजयित्वा विक्षेपयति ।

વિક્ષેપશકિત (રજોગુણથી પેદા થતી કામક્રોધાદિની જનેતા શકિત) મોહિત કરનારી અહં બુદ્ધિથી, આત્માને આવૃત્ત કરવાને લીધે, અહંકારના ગુણોથી પુરુષને (આત્માને) એકાકાર બનાવી વિક્ષિપ્ત કરે છે

अहबुद्ध्यै —अहम् इति बुद्धि तया, विक्षेपशक्ति –विक्षेपरूपा= निक्षेपकारिणी च असौ शक्ति

निक्षेपशक्तिविजयो विषमो विधातु
निःशेषमावरणशक्तिनिवृत्त्यभावे ।
दृग्दृश्ययो स्फुटपयोजलवद्विभागे
नश्येत् तदावरणमात्मनि च स्वभावात् ।
नि सशयेन भवति प्रतिबन्धशून्यो
विक्षेपण न हि तदा यदि चेन्मृषार्थे ॥३४५॥
सम्यग्विवेक स्फुटबोधजन्यो
विभज्य दृग्दृश्यपदार्थतत्त्वम् ।
छिनत्ति मायाकृतमोहबन्ध
यस्माद्विमुक्तस्य पुनर्न ससृति ॥३४६॥

नि शेषम् आवरणशक्तिनिवृत्त्यभावे विक्षेपशक्तिविजय विधातु विषम स्फुटपयोजलवत् दृग्दृश्ययो विभागे (सति) आत्मनि तत् आवरण स्वभावात् नश्येत्, (आत्मा च) नि सशयेन प्रतिबन्धशून्य भवति। यदि मृषार्थे विक्षेपण न हि चेत् तदा स्फुटबोधजन्य सम्यग्विवेक दृग्दृश्यपदार्थतत्त्व विभज्य मायाकृतमोहबन्ध छिनत्ति यस्मात् विमुक्तस्य पुन ससृति न।

નિ:શેષપણે આવરણશક્તિની નિવૃત્તિ કર્યા વગર વિક્ષેપશક્તિ પર વિજય મેળવવો મુશ્કેલ છે (પરંતુ) દૂધ અને જળની જેમ સાફસાફ આત્મા અને અનાત્માનો વિવેક થતા, આત્મા પરનું (અવિદ્યાકૃત) આવરણ સ્વાભાવિકપણે જ નાશ પામે છે અને આત્મા અસંદિગ્ધ રીતે પ્રતિબંધરહિત બને છે જો મૃષા પદાર્થોમા વિક્ષેપને ફરી જાગ્રત થવા ન દેવાય તો આત્માના સ્પષ્ટ જ્ઞાનથી પેદા થયેલો સમ્યક્ વિવેક, આત્મા અને અનાત્માને તાત્ત્વિકપણે વિવિક્ત દર્શાવી માયાએ

પેદા કરેલા મોહના બંધનનો ઉચ્છેદ કરે છે મોહબંધનનો ઉચ્છેદ થયા પછી ફરી સંસારનો ઉદ્ભવ થતો નથી

निःशेषम्-निःशेष यथा स्यात् तथा, आवरण त्यागाय -आवरणशक्तेः निवृत्त्या अभाव तस्मिन्, स्फुट जन्य-स्फुट च असौ बोध तेन जन्य, द्रग् सत्यम्-दृक् च दृश्य च तयो पदार्थयो तत्त्वम् स्वरूपम्, माया धन्यम्-मायया कृत मोह तस्य बन्ध द्रग् ।

परावरैकत्वविवेकवह्निर्दहत्यविद्यागहनं ह्यशेषम् ।
किं स्यात् पुनः संसरणस्य बीजमद्वैतभावं समुपेयुषोऽस्य ॥३४७॥

परावरैकत्वविवेकवह्नि अशेषम् अविद्यागहनं दहति, अद्वैतभाव समुपेयुष अस्य पुन संसरणस्य बीज किं स्यात् ?

બ્રહ્મ અને આત્માના એકત્વરૂપી અગ્નિ સમગ્ર અવિદ્યારૂપ ગહનને બાળી નાખે છે (તે પછી) બ્રહ્મ સાથે અદ્વૈતની સ્થિતિ પામેલા જ્ઞાનીને ફરીથી સંસારી બનાવનાર બીજ શું હોઈ શકે? અર્થાત્ સંસારબીજ ન રહેવાથી સંસાર નિઃશેષ થઈ જાય છે

परा वह्नि -पर = ब्रह्म च अवर = जीवात्मा च परावरौ तयो एकत्व = एकत्व बोधरूप विवेक एव वह्नि, अविद्यागहनम्-अविद्या एव गहनम् ।

आवरणस्य निवृत्तिर्भवति च सम्यक्पदार्थदर्शनत ।
मिथ्याज्ञानविनाशस्तद्वद्विक्षेपजनितदुःखनिवृत्तिः ॥३४८॥

सम्यक्पदार्थदर्शनत आवरणस्य निवृत्ति भवति, मिथ्याज्ञानविनाश, तद्वत् च विक्षेपजनितदुःखनिवृत्ति (भवति) ।

આત્મતત્ત્વનું સારી પેઠે દર્શન થવાથી આવરણ નિવૃત્ત થાય છે, મિથ્યાજ્ઞાનનો વિનાશ થાય છે અને તે જ રીતે વિક્ષેપથી ઉત્પન્ન થયેલાં દુઃખોની નિવૃત્તિ થાય છે

विक्षेप निवृत्ति -विक्षेपेण जनितानां दुःखानां निवृत्ति ।

## અધિષ્ઠાન-નિરૂપણ

एतन्त्रितयं दृष्टं सम्यग्रज्जुस्वरूपविज्ञानात् ।
तस्माद्वस्तु सतत्त्वं ज्ञातव्यं बन्धमुक्तये विदुषा ॥३४९॥

सम्यक्रज्जुस्वरूपविज्ञानात् एतत् त्रितयं दृष्टम्, तस्मात् विदुषा बन्धमुक्त्यै सतत्त्व वस्तु ज्ञातव्यम् ।

રજ્જુસ્વરૂપના સમ્યકૂજ્ઞાનથી આ ત્રણેય (આવરણનાશ, વિક્ષેપ-નાશ અને બંધનિવૃત્તિ) થતાં દેખાય છે, માટે વિદ્વાને બંધમુક્તિ માટે તાત્ત્વિકરૂપે વસ્તુસ્વરૂપ આત્માને જાણવો જોઈએ.

[રજ્જુમાં અંધારાથી સર્પની ભ્રાંતિ થતાં ભયકંપ વગેરે વિક્ષેપ થાય છે, જેનાથી ભ્રાંતિમાન્ દુ:ખી બને છે. જ્યારે પ્રકાશ થતા રજ્જુ યથાર્થરૂપે દેખાય ત્યારે, અંધકારરૂપી આવરણનો નાશ થાય છે ને તેમ થતાં ભયકંપાદિ વિક્ષેપ ટળી જાય છે ને તેથી થયેલું દુઃખ નિવૃત્તિ થાય છે. એ જ રીતે આત્મા અને પરમાત્મા(બ્રહ્મ)ના ઐક્યનો બોધ થતાં અવિદ્યારૂપી આવરણ હટી જાય છે ને તેને કારણે ઉત્પન્ન થયેલો સંસાર ટળી જાય છે ને તે પછી સંસારથી ઉદ્ભવેલાં અનિષ્ટો પણ નિવૃત્ત થઈ જાય છે.]

रज्जु...विज्ञानात्–रज्ज्वाः स्वरूपस्य विज्ञानं तस्मात् ।

अयोऽग्नियोगादिव सत्समन्वयान्मात्रादिरूपेण विजृम्भते धीः ।
तत्कार्यमेतद्द्वितयं यतो मृषा दृष्टं भ्रमस्वप्नमनोरथेषु ॥३५०॥

अयः अग्नियोगात् इव सत्समन्वयात् धीः मात्रादिरूपेण विजृम्भते, एतद् द्वितय तत्कार्यं (अतः) मृषा, यतः भ्रमस्वप्नमनोरथेषु (एतद्) दृष्टम् ।

લોઢું જેમ અગ્નિના સંયોગને લીધે (કોદાળી, પાવડો વગેરે આકાર પામે છે) તેમ આત્માના સંબંધને લીધે બુદ્ધિ (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ) વિષયોના આકારમા પ્રકાશે છે. આ દ્વૈત પ્રપંચ બુદ્ધિનું જ કાર્ય છે, માટે મિથ્યા છે, કારણ કે ભ્રાંતિ, સ્વપ્ન અને કપોલકલ્પનાઓમાં (બુદ્ધિના સર્જનોનું મિથ્યાત્વ) જોવા મળે છે.

निर्मुक्त...धी.–निर्मुक्ता बाह्येभ्यः अर्थेभ्यः धीः यस्य सः, अन्या ..कलनः–अन्यैः आविदिताना भोगाना भोगे कलनं=प्रवर्तनं यस्य सः, स्वप्ना...वत्–स्वप्ने आलोकितः य लोकः तद्वत्, लब्धीः=प्रवर्तिता धीः येन असौ, अनन्त...भुक्–अनन्ताना पुण्याना फलं भुनक्ति इति... ।

स्थितप्रज्ञो यतिरयं यः सदाऽऽनन्दमश्नुते ।
ब्रह्मण्येव विलीनात्मा निर्विकारो विनिष्क्रियः ॥४२७॥

ब्रह्मणि एव विलीनात्मा यः निर्विकारः विनिष्क्रियः (सः) स्थितप्रज्ञः यतिः सदा आनन्दम् अश्नुते ।

જેનું ચિત્ત અથવા સ્વરૂપ બ્રહ્મમાં વિલીન થયું છે અને જે નિર્વિકાર તથા ક્રિયામુક્ત છે, તે સ્થિરપ્રજ્ઞ જ્ઞાની સદા આનંદ માત્રનો અનુભવ કરે છે.

[અહીં ગીતા અ. ૨, શ્લો. ૫૪ થી ૭૨ માં પ્રતિપાદિત સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો જેમાં પૂર્ણપણે સાર્થક બન્યા હોય તેવા પુરુષને બ્રહ્મજ્ઞાની કહ્યો છે]

निर्विकारः–निर्गताः विकाराः = देहे भोग्ये च अहन्ताममतारूपाः यस्य सः, विनिष्क्रियः–विनिर्गताः क्रियाः=अप्राप्तप्राप्ति–प्राप्तसरक्षण–भोग रूपाः यस्मात् सः, स्थितप्रज्ञः–स्थिता प्रज्ञा यस्य सः ।

ब्रह्मात्मनोः शोधितयोरेकभावावगाहिनी ।
निर्विकल्पा च चिन्मात्रा वृत्तिः प्रज्ञेतिकथ्यते ।
सुस्थिता सा भवेद् यस्य जीवन्मुक्त. स उच्यते ॥४२८॥

शोधितयोः ब्रह्मात्मनोः एकभावावगाहिनी निर्विकल्पा च चिन्मात्रा वृत्तिः 'प्रज्ञा' इति कथ्यते; यस्य सा सुस्थिता भवेत्, सः 'जीवन्मुक्तः' उच्यते ।

'तत्त्वमसि' વગેરે મહાવાક્યોના લક્ષ્યાર્થરૂપે પ્રાપ્ત બ્રહ્મ અને જીવની એકતાનું ગ્રહણ કરનારી વિકલ્પશૂન્ય ચિન્માત્રવૃત્તિને 'પ્રજ્ઞા' કહે છે આ પ્રજ્ઞા જેની સુસ્થિર હોય તે 'જીવન્મુક્ત કહેવાય છે.

[અત્યંત નિર્મળ બુદ્ધિમાં પ્રત્યગાત્મા બ્રહ્મરૂપે ગ્રહીત થાય છે, ત્યારે તેમાં અન્ય કોઈ વસ્તુનો પ્રકાશ હોતો નથી, આનું જ નામ

વૃત્તિની ચિન્માત્રતા-જ્ઞાનરૂપતા તેમજ નિર્વિકલ્પતા છે. આ સ્થિતિએ પહોંચેલો જ્ઞાની પ્રારબ્ધવશાત્ દેહમાં વસતાં છતાં મુક્ત છે.]

एकभावावगाहिनी-एकः च असौ भावः तम् अवगाहते इति

जीवन्मुक्तः-जीवन्=प्राणादियुक्तः सन् मुक्तः इति जीवन्मुक्तः ।

यस्य स्थिता भवेत् प्रज्ञा यस्यानन्दो निरन्तरः ।
प्रपञ्चो विस्मृतप्रायः स 'जीवन्मुक्त' इष्यते ॥४२९॥

यस्य प्रज्ञा स्थिता भवेत्, यस्य आनन्दः निरन्तरः भवेत्, यस्य प्रपञ्चः विस्मृतप्रायः भवेत्, सः 'जीवन्मुक्तः' इष्यते ।

જેની પ્રજ્ઞા (બ્રહ્માકારવૃત્તિ) સ્થિર હોય, જેનો આનંદ નિરંતર હોય, જેને સંસાર ભુલાયા જેવો બની જાય, તે 'જીવન્મુક્ત' કહેવાય છે.

लीनधीरपि जागर्ति यो जाग्रद्धर्मवर्जितः ।
बोधो निर्वासनो यस्य स 'जीवन्मुक्त' इष्यते ॥४३०॥

यः लीनधीः अपि जागर्ति (किन्तु) जाग्रद्धर्मवर्जितः (भवति), यस्य बोधः निर्वासनः, सः 'जीवन्मुक्तः' इष्यते ।

જેની ચિત્તવૃત્તિ લીન થવા છતાં જે જાગે છે પણ જેનામાં જાગ્રતના ધર્મો હોતા નથી અને જેનું જ્ઞાન વાસનામુક્ત છે, તે 'જીવન્મુક્ત' કહેવાય છે.

[જાગવા છતાં જાગ્રતના ધર્મથી મુક્ત કહેવાનો અભિપ્રાય છે: સામાન્ય રીતે જાગ્રત અવસ્થામાં માણસ દેહાદિ આધ્યાત્મિક વસ્તુઓ અને ઘટપટાદિ ભૌતિક પદાર્થોને સાચા માની પ્રવૃત્તિ કરે છે ને અનુભવની અનુકૂળતા કે પ્રતિકૂળતાથી સુખી-દુઃખી થાય છે, કારણકે એ જાગ્રત પ્રપંચને વાસ્તવિક સમજે છે. જ્ઞાની અવિદ્યામુક્ત હોવાથી, બ્રહ્મમયી દૃષ્ટિને લીધે, સંસારગત દ્વૈતને-દેહાદિ તથા ભોગ્ય પદાર્થોને-મિથ્યા જાણે છે. એટલે એમનો સાધારણજનની જેમ અનુભવ કરવા છતાં જાગ્રત ભાવ ધરવા છતાં, જાગ્રતના ધર્મોથી-દ્વૈત ભાવ અને તેથી ઉદ્ભવતા રાગદ્વેષાદિથી-મુક્ત હોય છે.]

लीनधीः-लीना धीः यस्य, जाग्रद्.. वर्जितः-जाग्रतः धर्माः तैः वर्जितः ।

शान्तसंसारकलनः कलावानपि निष्कलः ।
यः सचित्तोऽपि निश्चिन्तः स 'जीवन्मुक्त' इष्यते ॥४३१॥
(શ્લોકના પદો પ્રમાણે અન્વય છે.)

જેણે (વાસનાહીન થવાથી) સંસારનું ચિન્તન છોડયું છે, જે ઇન્દ્રિયોયુક્ત (ઇન્દ્રિયોથી તે તે પ્રવૃત્તિ કરવા છતાં) ઇન્દ્રિયરહિત છે, જે ચિત્તવાળો હોવા છતાં (ચિત્ત દ્વારા જરૂર પડે વિષયગ્રહણ કરવા છતાં) ચિત્તરહિત છે, તે 'જીવન્મુક્ત' કહેવાય છે.

शान्त...कलनः–शान्तं संसारस्य कलनं यस्य, सचित्तः–चित्तेन सहितः, निश्चिन्तः–निर्गता चिन्ता = विषयचिन्तनं यस्य ।

वर्तमानेऽपि देहेऽस्मिञ्छायावदनुवर्तिनि ।
अहन्तामता्ाभावो जीवन्मुक्तस्य लक्षणम् ॥४३२॥

( પ્રારબ્ધવશાત્ ) છાયાની જેમ સાથે રહેતા આ દેહની હયાતી છતાં એમાં અહંતા અને મમતાનો અભાવ, એ જીવન્મુક્તનું લક્ષણ-પરિચય છે.

अतीताननुसन्धानं भविष्यदविचारणम् ।
औदासीन्यमपि प्राप्ते जीवन्मुक्तस्य लक्षणम् ॥४३३॥

अतीताऽननुसन्धानं, भविष्यदविचारणं, प्राप्ते अपि औदासीन्यम्, (इति) जीवन्मुक्तस्य लक्षणम् ।

વીતેલી ઘટનાઓને યાદ ન કરવી, ભાવિનો પણ વિચાર ન કરવો અને પ્રાપ્ત પદાર્થો કે સુખદુઃખમાં પણ ઉદાસીન રહેવું, આ જીવન્મુક્તનું લક્ષણ છે.

अतीत...सन्धानम्–अतीतस्य अननुसन्धानम्, भविष्य...णम्–भविष्यतः अविचारणम्, औदासीन्यम्–उदासीनस्य भावः औदासीन्यम् ।

गुणदोषविशिष्टेऽस्मिन् स्वभावेन विलक्षणे ।
सर्वत्र समदर्शित्वं जीवन्मुक्तस्य लक्षणम् ॥४३४॥

स्वभावेन विलक्षणे गुणदोषविशिष्टे अस्मिन् सर्वत्र समदर्शित्वं जीवन्मुक्तस्य लक्षणम् ।

આત્માથી સર્વથા વિલક્ષણ અને ગુણદોષોથી ભરેલા આ પ્રપંચમાં સર્વત્ર સમદર્શી થવું એ જીવનમુક્તનું લક્ષણ છે.

गुण...विशिष्टे-गुणाः च दोषाः च तैः विशिष्टः तस्मिन्, समदर्शित्वम्-समं पश्यति इति समदर्शी समदर्शिनः भावः समदर्शित्वम्।

इष्टानिष्टार्थसम्प्राप्तौ समदर्शितयाऽऽत्मनि।
उभयत्राविकारित्वं जीवन्मुक्तस्य लक्षणम्॥४२५॥

इष्टानिष्टार्थसम्प्राप्तौ आत्मनि समदर्शितया उभयत्र अविकारित्वं जीवन्मुक्तस्य लक्षणम्।

ઇષ્ટ કે અનિષ્ટ પદાર્થોની પ્રાપ્તિ થાય ત્યારે સમાનભાવ ધરે અને બન્ને સ્થિતિમાં ચિત્તને અવિકૃત (ઇષ્ટપ્રાપ્તિમાં ન હરખાવું અને અનિષ્ટ પ્રાપ્તિમાં ન ઉદ્વિગ્ન થવું) રાખવું, આ જીવનમુક્તનું લક્ષણ છે.

इष्टा...सम्प्राप्तौ-इष्टः च अनिष्टः च तयोः सम्प्राप्तिः तस्याम्।

ब्रह्मानन्दरसास्वादासक्तचित्ततया यतेः।
अन्तर्बहिरविज्ञानं जीवन्मुक्तस्य लक्षणम्॥४२६॥

ब्रह्मानन्दरसास्वादाऽऽसक्तचित्ततया अन्तर्बहिः अविज्ञानं, जीवन्मुक्तस्य यतेः लक्षणम्।

ચિત્ત બ્રહ્માનંદના રસાસ્વાદમાં મગ્ન હોવાને લીધે અંદર કે બહારના વિષયોથી અભાન રહેવું, એ જીવન્મુક્ત યતિનું લક્ષણ છે.

ब्रह्मा...तया-ब्रह्म एव आनन्दः तस्य रसास्वादः तस्मिन् आसक्तं चित्तं यस्य तस्य भावः तया।

देहेन्द्रियादौ कर्तव्ये ममाहम्भाववर्जितः।
औदासीन्येन यस्तिष्ठेत् स जीवन्मुक्त इष्यते॥४२७॥

देहेन्द्रियादौ कर्तव्ये (च), यः ममाहम्भाववर्जितः औदासीन्येन तिष्ठेत्, सः 'जीवन्मुक्तः' इष्यते।

દેહ, ઇન્દ્રિયો (બુદ્ધિ તથા વિષયો) વગેરેમાં અને કર્તવ્યમાં જેને અહંકાર કે મમતા રહી નથી તેમજ જે ઉદાસીનભાવે જીવે છે, તે 'જીવનમુક્ત' કહેવાય છે.

विज्ञात आत्मनो यस्य ब्रह्मभावः श्रुतेर्बलात् ।
भवबन्धविनिर्मुक्तः स जीवन्मुक्तलक्षणः ॥४३८॥

यस्य श्रुतेः बलात् आत्मनः ब्रह्मभावः विज्ञातः, भवबन्धविनिर्मुक्तः (च), सः जीवन्मुक्तलक्षणः (भवति) ।

જેને શ્રુતિથી ('તત્ત્વમસિ' વગેરે જીવબ્રહ્મનું ઐક્ય બતાવતાં ઉપનિષદ્‌વાક્યોથી) આત્માનો (જીવરૂપ સ્વયંનો) બ્રહ્મભાવ જ્ઞાત થયો છે ને જે સાંસારિક બંધનોથી મુક્ત છે, એ જ 'જીવનમુક્ત' લક્ષણવાળો છે.

देहेन्द्रियेष्वहंभाव इदम्भावस्तदन्यके ।
यस्य नो भवतः क्वापि स 'जीवन्मुक्त' इष्यते ॥४३९॥

यस्य देहेन्द्रियेषु अहम्भावः तदन्यके (च) क्व अपि इदम्भावः नो भवतः, सः जीवन्मुक्तः इष्यते ।

જેને દેહ અને ઇન્દ્રિયોમાં અહંભાવ અને તેથી અન્ય કોઈ પણ વસ્તુમાં ઇદંભાવ થતો નથી, તે 'જીવનમુક્ત' કહેવાય છે.

[ હું જાડો છું, પાતળો છું, ઊંચો છું, નીચો છું, બ્રાહ્મણ છું, આવાં વચનો દેહમાં, અને હું કાણો છું, બહેરો છું વગેરે વચનો ઇન્દ્રિયોમાં અહંભાવ થવાથી પ્રયોજાય છે. એ જ રીતે જાગતિક પુત્ર-મિત્રાદિ સંબંધીઓ અને ઘટપટાદિ વિષયોમાં આ પુત્ર, આ મિત્ર, આ ઘડો, જેવા પ્રયોગો કરાય છે તેને 'ઇદંભાવ' કહેવાય છે સર્વત્ર બ્રહ્મભાવ થવાને લીધે હવે આ બન્ને પ્રકારના ભાવો જેના લુપ્ત થયા છે તે 'જીવનમુક્ત' છે. ]

न प्रत्यग्ब्रह्मणोर्भेदं कदापि ब्रह्मसर्गयोः ।
प्रज्ञया यो विजानाति स 'जीवन्मुक्त' इष्यते ॥४४०॥

यः प्रज्ञया प्रत्यग्ब्रह्मणोः ब्रह्मसर्गयोः (च) भेदं कदा अपि न विजानाति, सः 'जीवन्मुक्तः' इष्यते ।

જે તત્ત્વગ્રાહિણી બુદ્ધિથી જીવ અને બ્રહ્મમાં કે બ્રહ્મ અને સૃષ્ટિમાં કદિયે ભેદને જાણતો નથી, તે 'જીવન્મુક્ત' કહેવાય છે.

सन्यग्रहणो—ग्रहः च अग्रहः च तयोः, ग्रहसर्गयोः—ग्रह न सर्गः च तयोः ।

साधुभिः पूज्यमानेऽस्मिन् पीड्यमानेऽपि दुर्जनैः ।
समभावो भवेद् यस्य स 'जीवन्मुक्त' इष्यते ॥४४१॥

अस्मिन् साधुभिः पूज्यमाने दुर्जनैः पीड्यमाने अपि यस्य समभावः भवेत्, सः 'जीवन्मुक्तः' इष्यते ।

આ શરીર સજ્જનો દ્વારા પૂજાય કે દુર્જનોથી પીડાય છતાં જે (બન્ને પ્રત્યે) સમાન ભાવ રાખે છે, તે 'જીવન્મુક્ત' કહેવાય છે.

[શ્રીમદ્‌ભાગવતનું જડભરતનું તથા ઋષભદેવનું ચરિત્ર આનું દૃષ્ટાન્ત છે.]

यत्र प्रविष्टा विषयाः परेरिता नदीप्रवाहा इव वारिराशौ ।
लिनन्ति सन्मात्रतया न विक्रियामुत्पादयन्त्येष यतिर्विमुक्तः ॥४४२॥

वारिराशौ प्रविष्टाः नदीप्रवाहाः इव यत्र परेरिताः विषयाः लिनन्ति, सन्मात्रतया न विक्रियाम् उत्पादयन्ति, एषः यतिः विमुक्तः ।

સમુદ્રમાં પ્રવિષ્ટ નદીપ્રવાહો જેમ સમુદ્રરૂપ બની જાય છે તેમ અન્યવ્યક્તિઓએ અર્પેલા ભોગો જેનામાં લીન થઈ જાય છે, સર્વ કાંઈ બ્રહ્મમાત્ર હોવાથી જેનામાં (વિષયો) કાંઈ વિકાર પેદા કરી શકતા નથી; આ યોગી જ વિમુક્ત છે.

नदीप्रवाहाः—नदीनां प्रवाहाः, वारिराशौ—वारिणां राशिः तस्मिन्, सन्मात्रतया—सत् एव इति सन्मात्रं तस्य भावः तया ।

विज्ञातब्रह्मतत्त्वस्य यथापूर्वं न संसृतिः ।
अस्ति चेन्न स विज्ञातब्रह्मभावो बहिर्मुखः ॥४४३॥

विज्ञातब्रह्मतत्त्वस्य यथापूर्वं संसृतिः न. चेत् (सा) अस्ति, बहिर्मुखः सः न विज्ञातब्रह्मभावः ।

જેણે બ્રહ્મતત્ત્વને યથાર્થપણે જાણ્યું છે તેનો સંસારપ્રત્યે પહેલાંની જેમ અભિગમ રહેતો નથી. જો પહેલાંની જેમ જ એ સંસારાભિમુખ બની રહે તો એ બહિર્મુખ છે, એણે બ્રહ્મતત્ત્વને જાણ્યું નથી.

यथापूर्वम्—पूर्वम् अनतिक्रम्य इति यथापूर्वम् ।

लक्ष्यम् उद्दिश्य उत्सृष्टबाणवत्, ज्ञानोदयात् पुरा आरब्धं कर्म स्वफलम् अदत्त्वा न नश्यति । व्याघ्रबुद्ध्या विनिर्मुक्तः बाणः पश्चात् तु गोमती (आशायामपि) न तिष्ठति (परंतु) वेगेन लक्ष्यं निर्भरं छिनत्ति एव ।

જેમ લક્ષ્ય પર છોડેલું બાણ લક્ષ્યને વીંધીને જ વિરમે છે, તેમ 'હું બ્રહ્મ છું', આ પ્રકારના જ્ઞાનનો ઉદય થતાં પહેલાં કરેલું પ્રારબ્ધ કર્મ પોતાનું ફળ આપ્યા વિના વિરમતું નથી. (દા.ત.) વાઘ છે એમ જાણી છોડેલું બાણ, પછી એ ગાય છે એમ જાણવા છતાં, વચમાં રોકાતું નથી પણ વેગથી લક્ષ્યને સારી પેઠે વીંધે જ છે.

प्रारब्धं बलवत्तरं खलु विदां भोगेन तस्य क्षयः
सम्यग्ज्ञानहुताशनेन विलयः प्राक्सञ्चितागामिनाम् ।
ब्रह्मात्मैक्यमवेक्ष्य तन्मयतया ये सर्वदा संस्थिता-
स्तेषां तत् त्रितयं न हि क्वचिदपि ब्रह्मैव ते निर्गुणम् ॥४५४॥

विदां प्रारब्धं खलु बलवत्तरम्, तस्य भोगेन क्षयः, प्राक्सञ्चितागामिनां सम्यग्ज्ञानहुताशनेन विलयः, ये सर्वदा ब्रह्मात्मैक्यम् अवेक्ष्य तन्मयतया संस्थिताः तेषां तत् त्रितयं क्वचित् अपि न हि, ते निर्गुणं ब्रह्म एव ।

જ્ઞાનીનું પ્રારબ્ધ કર્મ ખરેખર બળવાન છે, ભોગવી જ એનો નાશ થાય છે. (પરંતુ) જે કર્મો અગાઉ સંચિત થયેલાં છે ને કરાય છે કે કરવામાં આવશે તેમનો જ્ઞાનરૂપી અગ્નિથી નાશ થાય છે. જે વિદ્વાનો હંમેશાં જીવબ્રહ્મનું ઐક્ય અનુભવે છે ને તન્મય બની રહે છે તેમના જીવનમાં એ ત્રિવિધ (પ્રારબ્ધ સંચિત અને ભાવિ) કર્મ ક્યાંય નથી. એમને તો (સર્વત્ર) નિર્ગુણ બ્રહ્મ જ દેખાય છે.

[બ્રહ્માકારવૃત્તિ થતાં પ્રારબ્ધ સુખદુઃખાદિ આપે તોય તે શરીરાદિનાં છે, મારાં–આત્માનાં નથી. હું તો બ્રહ્મમય છું. આવી યથાર્થ પ્રતીતિને લીધે જ્ઞાની માટે 'પ્રારબ્ધ પણ નથી', એમ કહ્યું છે. આથી અગાઉના શ્લોકોમાં કરેલા વિધાનથી આ વિધાનનો વિરોધ નથી.]

सञ्चितागामिनाम्–सञ्चितानि च आगामीनि च तेषाम्, ज्ञानहुताशनेन–ज्ञानम् एव हुताशनः तेन, ब्रह्मात्मैक्यम्–ब्रह्म च आत्मा च ब्रह्मात्मानौ तयोः ऐक्यम् ।

उपाधितादात्म्यविहीनकेवल
ब्रह्मात्मनैवात्मनि तिष्ठतो मुने ।
प्रारब्धसद्भावकथा न युक्ता
स्वप्नार्थसम्बन्धकथेव जाग्रत ॥४५५॥

उपाधिसम्बन्धविहीनकेवलब्रह्मात्मना एव आत्मनि तिष्ठत मुने प्रारब्धसद्भावकथा जाग्रत स्वप्नार्थसम्बन्धकथा इव न युक्ता ।

ઉપાધિનો સંબંધ છોડી કેવળ હું બ્રહ્મ જ છું' એવો આત્મભાવ ધરતા મુનિ વિષે પ્રારબ્ધના સંબંધની વાત કરવી એ તો જાગેલા માણસના સ્વાપ્નિક ઘટનાઓના સંબંધની વાત કરવા જેવું છે, માટે અયોગ્ય છે

उपाधि त्मना–उपाधिषु तादात्म्य तस्मात् विहीन तस्य, केवल यत् ब्रह्म तदेव आत्मा स्वरूप यस्य तेन, प्रारब्ध कथा–प्रारब्धस्य सद्भावस्य कथा, स्वप्न कथा–स्वप्न य अर्थ तस्य सम्बन्ध तस्य कथा।

न हि प्रबुद्ध प्रतिभासदेहे
देहोपयोगिन्यपि च प्रपञ्चे ।
करोत्यहन्ता ममतामिदन्ता
किन्तु स्वय तिष्ठति जागरेण ॥४५६॥

प्रबुद्ध प्रतिभासदेहे देहोपयोगिनि अपि च प्रपञ्चे, अहन्ता ममताम् इदन्ता (च) न हि करोति, किन्तु स्वय जागरेण तिष्ठति ।

જાગેલો માણસ સ્વપ્નમાં અનુભવેલા પ્રાતિભાસિક દેહમાં કે દેહમાં ઉપયોગી પદાર્થોમાં, અહંતા, મમતા કે ઇદન્તા કરતો નથી, પરંતુ પોતે કેવળ જાગ્રતભાવથી રહે છે

[જાગ્રત માણસ સ્વાપ્નિક પદાર્થોને ને મારે કાંઈ લાગે વળગે નહિ હું તો એમનો દ્રષ્ટા છું અને એ પદાર્થો માયામાત્ર અસત્ હતા એમ સમજે છે આ જ રીતે જ્ઞાની મનુષ્ય વ્યાવહારિક પદાર્થોના સંદર્ભમા સમજે છે]

प्रति देहे–प्रतिभासमान देह प्रतिभासदेह तस्मिन्, देहोपयोगिनि–देहस्य उपयोगी तस्मिन ।

વિચારનાં સંચિત અને ક્રિયમાણ સઘળાં કર્મો બળી જાય છે, એવી શાસ્ત્રોક્તિ છે.]

निदिध्यासनशीलस्य–निदिध्यासनं शीलं यस्य तस्य, बाह्यप्रत्ययाः– बाह्याः च अमी प्रत्ययाः।

सुखाद्यनुभवो यावत् तावत् प्रारब्धमिष्यते।
फलोदयः क्रियापूर्वो निष्क्रियो न हि कुत्रचित् ॥४४७॥

यावत् सुखाद्यनुभवः तावत् प्रारब्धम् इष्यते, (यतः) क्रियापूर्वः फलोदयः निष्क्रियः कुत्रचित् न।

જ્યાં સુધી સુખાદિનો અનુભવ થાય ત્યાં સુધી પ્રારબ્ધની સ્થિતિ મનાય છે, કારણ કે ફળભોગ કર્મપૂર્વક જ હોય છે, કર્મ વિના ક્યાંય નથી હોતો.

[દરેક ફળભોગના મૂળમાં કર્મ હોય છે એ વાત તર્કસંગત છે. જ્ઞાની પણ સુખદુઃખ ભોગવે ત્યારે તેના મૂળમાં પ્રારબ્ધની સ્થિતિ જ માનવી રહી. સંચિત અને ક્રિયમાણ તો અવિદ્યાજન્ય અહંકારનો નાશ થવાથી બળી જાય છે, એમ શ્રુતિસ્મૃતિ કહે છે. માટે જીવન્મુક્તના સુખદુઃખનો હેતુ પ્રારબ્ધ છે, એમ નિશ્ચય થાય છે.]

क्रियापूर्वः– क्रिया पूर्वा यस्य सः।

अहं ब्रह्मेति विज्ञानात् कल्पकोटिशतार्जितम्।
सञ्चितं विलयं याति प्रबोधात् स्वप्नकर्मवत् ॥४४८॥

'अहं ब्रह्म' इति विज्ञानात् कल्पकोटिशतार्जितं (सञ्चितं) प्रबोधात् स्वप्नकर्मवत् विलयं याति।

'હું બ્રહ્મ છું' આવી અનુભવાત્મક પ્રતીતિ થતાં, કરોડો કલ્પોમાં એકઠું થયેલું સંચિત, જાગવાથી સ્વપ્નાની જેમ વિલય પામે છે.

कल्प...र्जितम्– कल्पानां कोटयः, तासां शतानि, तेषु अर्जितम्।

यत्कृतं स्वप्नवेलायां पुण्यं वा पापमुल्बणम्।
सुप्तोत्थितस्य किं तत् स्यात् स्वर्गाय नरकाय वा ॥४४९॥

स्वप्नवेलायाम् उल्बणं यत् पुण्यं वा पापं कृतं तत् किं सुप्तोत्थितस्य स्वर्गाय नरकाय वा स्यात्?

સ્વપ્નમાં અતિ ઉગ્ર જે પુણ્ય કે પાપ કર્યું હોય તે શું નિદ્રા-મુક્ત વ્યક્તિને સ્વર્ગ કે નરક આપી શકે ? અર્થાત્ સ્વપ્નગત પુણ્યપાપની જેમ અહંકારમુક્ત દશામાં સંસારને મિથ્યા સમજીને કરાતાં સારાં નરસાં કર્મો ફળદાયી થતાં નથી.

स्वमसङ्गमुदासीनं परिज्ञाय नभो यथा ।
न श्लिष्यते यतिः किञ्चित् कदाचिद्भाविकर्मभिः ॥४५०॥

(यः) यतिः स्व नभः यथा असङ्गम् उदासीनं परिज्ञाय, कदाचित् भाविकर्मभिः किञ्चित् अपि न श्लिष्यते ।

જે જ્ઞાની પોતાને આકાશની જેમ અસંગ અને ઉદાસીન માને છે, તે કદિયે ભાવિ કર્મોથી જરાયે લેપાતો નથી.

भाविकर्माणि-भावीनि च तानि कर्माणि तैः ।
न नभो घटयोगेन सुरागन्धेन लिप्यते ।
तथाऽऽत्मोपाधियोगेन तद्धर्मैर्नैव लिप्यते ॥४५१॥

(यथा) नभः घटयोगेन सुरागन्धेन न लिप्यते तथा आत्मा उपाधि योगेन तद्धर्मैः न लिप्यते ।

જેમ આકાશ ઘડાના સંબંધમાં હોવા છતાં, ઘડામાં ભરેલી મદિરાના ગંધથી લેપાતું નથી તેમ આત્મા ઉપાધિનો સંબંધ પામવા છતાં, ઉપાધિના ધર્મોથી લેપાતો નથી.

[આત્મા દેહાદિ ઉપાધિઓના સંપર્કમાં હોવા છતાં ઉપાધિગત નશ્વરતા, સુખિત્વદુઃખિત્વાદિ ધર્મોથી લેપાતો નથી. (દા. ત.) આકાશ ઘડામાં હોવા છતાં ઘડામાં ભરેલી મદિરાની દુર્ગંધથી યુક્ત બનતું નથી તેમ.]

सुरागन्धेन–सुरायाः गन्धः तेन, तद्धर्मैः–तेषां=उपाधीनां धर्माः तैः ।

ज्ञानोदयात् पुराऽऽरब्धं कर्म ज्ञानान्न नश्यति ।
अदत्त्वा स्वफलं लक्ष्यमुद्दिश्योत्सृष्टबाणवत् ॥४५२॥
व्याघ्रबुद्ध्या विनिर्मुक्तो बाणः पश्चात्तु गोमतौ ।
न तिष्ठति छिनत्त्येव लक्ष्यं वेगेन निर्भरम् ॥४५३॥

लक्ष्यम् उद्दिश्य उत्सृष्टबाणवत्, ज्ञानोदयात् पुरा आरब्धं कर्म स्वफलम् अदत्वा न नश्यति । व्याघ्रबुद्ध्या विनिर्मुक्तः बाणः पश्चात् तु गोमती (जानानमपि) न तिष्ठति (परन्तु) वेगेन लक्ष्यं निर्भरं छिनत्ति एव ।

જેમ લક્ષ્ય પર છોડેલું બાણ લક્ષ્યને વીંધીને જ વિરમે છે, તેમ 'હું બ્રહ્મ છું', આ પ્રકારના જ્ઞાનનો ઉદય થતાં પહેલાં કરેલું પ્રારબ્ધ કર્મ પોતાનું ફળ આપ્યા વિના વિરમતું નથી. (દા.ત.) વાઘ છે એમ જાણી છોડેલું બાણ, પછી એ ગાય છે એમ જાણવા છતાં, વચમાં રોકાતું નથી પણ વેગથી લક્ષ્યને સારી પેઠે વીંધે જ છે.

प्रारब्धं बलवत्तरं खलु विदां भोगेन तस्य क्षयः
सम्यग्ज्ञानहुताशनेन विलयः प्राक्सञ्चितागामिनाम् ।
ब्रह्मात्मैक्यमवेक्ष्य तन्मयतया ये सर्वदा संस्थिता-
स्तेषां तत् त्रितयं न हि क्वचिदपि ब्रह्मैव ते निर्गुणम् ॥४५४॥

विदां प्रारब्ध खलु बलवत्तरम्, तस्य भोगेन क्षयः, प्राक्सञ्चितागामिनां सम्यग्ज्ञानहुताशनेन विलयः, ये सर्वदा ब्रह्मात्मैक्यम् अवेक्ष्य तन्मयतया संस्थिताः तेषां तत् त्रितयं क्वचित् अपि न हि, ते निर्गुणं ब्रह्म एव ।

જ્ઞાનીનું પ્રારબ્ધ કર્મ ખરેખર બળવાન છે, ભોગવી જ એનો નાશ થાય છે. (પરંતુ) જે કર્મો અગાઉ સંચિત થયેલાં છે ને કરાય છે કે કરવામાં આવશે તેમનો જ્ઞાનરૂપી અગ્નિથી નાશ થાય છે. જે વિદ્વાનો હંમેશાં જીવબ્રહ્મનું ઐક્ય અનુભવે છે ને તન્મય બની રહે છે તેમના જીવનમાં એ ત્રિવિધ (પ્રારબ્ધ સંચિત અને ભાવિ) કર્મ ક્યાંય નથી. એમને તો (સર્વત્ર) નિર્ગુણ બ્રહ્મ જ દેખાય છે.

[બ્રહ્માકારવૃત્તિ થતાં પ્રારબ્ધ સુખદુઃખાદિ આપે તોય તે શરીરાદિનાં છે, મારાં–આત્માનાં નથી. હું તો બ્રહ્મમય છું. આવી યથાર્થ પ્રતીતિને લીધે જ્ઞાની માટે 'પ્રારબ્ધ પણ નથી', એમ કહ્યું છે. આથી અગાઉના શ્લોકોમાં કરેલા વિધાનથી આ વિધાનનો વિરોધ નથી]

सञ्चितागामिनाम्–सञ्चितानि च आगामीनि च तेषाम्, ज्ञानहुताशनेन–ज्ञानम् एव हुताशनः तेन, ब्रह्मात्मैक्यम्–ब्रह्म च आत्मा च ब्रह्मात्मानौ तयोः ऐक्यम् ।

उपाधितादात्म्यविहीनकेवल
ब्रह्मात्मनैवात्मनि तिष्ठतो मुने ।
प्रारब्धसद्भावकथा न युक्ता
स्वप्नार्थसम्बन्धकथेव जाग्रत ॥४५५॥

उपाधिसम्बन्धविहीनकेवलब्रह्मात्मना एव आत्मनि तिष्ठत मुने प्रारब्धसद्भावकथा जाग्रत स्वप्नार्थसम्बन्धकथा इव न युक्ता ।

ઉપાધિનો સંબંધ છોડી કેવલ 'હું બ્રહ્મ જ છું' એવો આત્મભાવ ધરતા મુનિ વિષે પ્રારબ્ધના સંબંધની વાત કરવી એ તો જાગેલા માણસના સ્વાપ્નિક ઘટનાઓના સંબંધની વાત કરવા જેવું છે, માટે અયોગ્ય છે

उपाधि त्मना–उपाधिषु तादात्म्य तस्मात् विहीन तस्य, केवल यत् ब्रह्म तदेव आत्मा स्वरूप यस्य तेन, प्रारब्ध कथा–प्रारब्धस्य सद्भावस्य कथा, स्वप्न कथा–स्वप्न य अर्थ तस्य सम्बन्ध तस्य कथा ।

न हि प्रबुद्ध प्रतिभासदेहे
देहोपयोगिन्यपि च प्रपञ्चे ।
करोत्यहन्ता ममतामिदन्ता
किन्तु स्वय तिष्ठति जागरेण ॥४५६॥

प्रबुद्ध प्रतिभासदेहे देहोपयोगिनि अपि च प्रपञ्चे, अहन्ता ममताम् इदन्ता (च) न हि करोति, किन्तु स्वय जागरेण तिष्ठति ।

જાગેલો માણસ સ્વપ્નમાં અનુભવેલા પ્રાતિભાસિક દેહમાં કે દેહમાં ઉપયોગી પદાર્થોમાં, અહંતા, મમતા કે ઇદન્તા કરતો નથી, પરંતુ પોતે કેવળ જાગ્રતભાવથી રહે છે

[જાગ્રત માણસ સ્વાપ્નિક પદાર્થોને ને મારે કાંઈ લાગે વળગે નહિ, હું તો એમનો દ્રષ્ટા છું અને એ પદાર્થો માયામાત્ર અસત્ હતા એમ સમજે છે આ જ રીતે જ્ઞાની મનુષ્ય વ્યાવહારિક પદાર્થોના સંદર્ભમાં સમજે છે]

प्रति देहे–प्रतिभासमान देह प्रतिभासदेह तस्मिन्, देहोपयोगिनि–देहस्य उपयोगी तस्मिन् ।

न तस्य मिथ्यार्थसमर्थनेच्छा
न सङ्ग्रहस्तज्जगतोऽपि दृष्टः ।
तत्रानुवृत्तिर्यदि चेन्मृषार्थे
न निद्रया मुक्त इतीष्यते ध्रुवम् ॥४५७॥

तस्य मिथ्याऽर्थसमर्थनेच्छा न, तज्जगतः सङ्ग्रहः अपि न दृष्टः, तत्र मृषार्थे चेत् यदि अनुवृत्तिः निद्रया न मुक्तः इति ध्रुवम् इष्यते ।

[સ્વપ્નમાંથી જાગેલાની] સ્વાપ્નિક મિથ્યા પદાર્થો મેળવવા ઇચ્છા થતી નથી તેમજ તેમનો સંગ્રહ કરવાની પ્રવૃત્તિ પણ દેખાતી નથી. યદિ એ સ્વાપ્નિક વસ્તુઓ મેળવવા કે સંઘરવામાં પ્રવૃત્ત હોય તો એની નિદ્રા તૂટી નથી એમ ચોક્કસ માનવું.

[એ જ રીતે બ્રહ્માનુભવીને લૌકિક વસ્તુઓ મેળવવા કે સંઘરવામાં રુચિ કે પ્રવૃત્તિ હોતી નથી, અને જો હોય તો તે સાચો બ્રહ્માનુભવી નથી.]

*मिथ्या...नेच्छा*-मिथ्या अर्थाना=वस्तूना समर्थनाय = प्राप्तये इच्छा ।

तद्वत् परे ब्रह्मणि वर्तमान
सदात्मना तिष्ठति नान्यदीक्षते ।
स्मृतिर्यथा स्वप्नविलोकितार्थे
तथा विदः प्राशनमोचनादौ ॥४५८॥

तद्वत् परे ब्रह्मणि वर्तमानः सदात्मना तिष्ठति, न अन्यत् ईक्षते, यथा (स्वप्नोत्थितस्य) स्वप्नविलोकितार्थे स्मृतिः तथा विदः प्राशनमोचनादौ (स्मृतिरूपा प्रवृत्तिः भवति) ।

જાગ્રતની જેમ પરબ્રહ્મમાં પ્રતિષ્ઠિત જ્ઞાની સત્સ્વરૂપે (બ્રહ્મભાવે) જ રહે છે, બીજું કાંઈ દેખતો નથી. જેમ (સ્વપ્નોત્થિતને) સ્વપ્નમાં જોયેલા પદાર્થની સ્મૃતિ થતી હોય છે તેમ બ્રહ્મવેત્તાના ભોજન કરવું અને છોડવું વગેરે થતાં હોય છે. અર્થાત્ જો સ્વાપ્નિક પદાર્થોને જાગ્રત

પુરુષ યાદ કરે છે તેને તે જેમ જુઠા માને છે અને હેય કે ઉપાદેય સમજતો નથી, તેવું જ જ્ઞાનીનું લૌકિક પદાર્થો વિષે હોય છે.

स्वप्न - तार्थे–स्वप्ने विलोकितः यः अर्थः तस्मिन् ।

कर्मणा निर्मितो देहः प्रारब्धं तस्य कल्प्यताम् ।
नाऽनादेरात्मनो युक्तं नैवाऽऽत्मा कर्मनिर्मितः ॥४५९॥

कर्मणा देहः निर्मितः (अतः) तस्य प्रारब्धं कल्प्यताम्, अनादेः आत्मनः (तत्) न युक्तम्, आत्मा कर्मनिर्मितः न ।

દેહનું નિર્માણ કર્મથી થયું છે માટે દેહના જ હેતુ રૂપે પ્રારબ્ધ સમજવું, અનાદિ આત્માનું કારણ કર્મ ન હોઈ શકે, કારણ કે (અનાદિ હોવાથી) આત્મા કર્મનિર્મિત નથી.

अजो नित्य इति ब्रूते श्रुतिरेषा त्वमोघवाक् ।
तदात्मना तिष्ठतोऽस्य कुतः प्रारब्धकल्पना ॥४६०॥

'अजः नित्यः (शाश्वतः अयं पुराणः)' इति एषा अमोघवाक् श्रुतिः ब्रूते, तदात्मना तिष्ठतः अस्य प्रारब्धकल्पना कुतः ?

આત્મા 'અજન્મા નિત્ય' (શાશ્વત અને અનાદિ) છે, એમ આ યથાર્થવાદિની શ્રુતિ કહે છે. એટલા માટે આત્મભાવથી રહેનારા જ્ઞાની પુરુષમાં પ્રારબ્ધકલ્પના ક્યાંથી હોય ? અર્થાત્ જ્ઞાની તો પ્રારબ્ધને પણ બ્રહ્મરૂપ લેખતો હોવાથી એનાથીયે વિચલિત થતો નથી

अमोघवाक्—अमोघा=यथार्थी वाक् यस्याः सा ।

प्रारब्धं सिध्यति तदा यदा देहात्मना स्थितिः ।
देहात्मभावो नैवेष्टः प्रारब्धं त्यज्यतामतः ॥४६१॥

प्रारब्धं तदा सिध्यति यदा देहात्मना स्थितिः (भवति), देहात्मभावः न एव इष्टः, अतः प्रारब्धं त्यज्यताम् ।

જ્યાં સુધી દેહને જ આત્મા માને ત્યાં સુધી જ પ્રારબ્ધની સત્તા સિદ્ધ થાય છે. (પરંતુ જ્ઞાનીને) દેહાત્મભાવ ઈષ્ટ નથી, એટલે એને માટે પ્રારબ્ધ પણ નથી.

देहात्मभावः–देहः एव आत्मा इति भावः=भावना ।

शरीरस्यापि प्रारब्धं कल्पना भ्रान्तिरेव हि ।
अध्यस्तस्य कुतः सत्त्वमसत्त्वस्य कुतो जनिः ।
अजातस्य कुतो नाशः प्रारब्धमसतः कुतः ॥४६२॥

शरीरस्य अपि प्रारब्धकल्पना भ्रान्तिः एव हि, (यतः) *अध्यस्तस्य सत्वं कुतः ? असत्त्वस्य जनिः कुतः ? अजातस्य नाशः कुतः ? असतः* प्रारब्धं कुतः ?

'શરીરનું' પ્રારબ્ધ છે,' આ કલ્પના પણ ભ્રાન્ત જ છે, કારણ કે શરીર અધ્યસ્ત છે ને અધ્યસ્ત(આરોપિત)ની સત્તા કેમ હોઈ શકે ? વળી જેની સત્તા જ નથી તેનો જન્મ કેમ થાય ? અને જેનો જન્મ જ નથી તેનો નાશ ક્યાંથી હોય ? (માટે) અસત્ (દેહાદિનું'યે) પ્રારબ્ધ શે' સંભવે ?

[અદ્વૈત વેદાન્તીઓ 'અજાતિવાદ'નો સ્વીકાર કરે છે. માણ્ડૂક્યોપનિષદ્ પરની ગૌડપાદાચાર્યની કારિકાઓ એક સ્વતંત્ર પ્રકરણમાં આ વાદનું યુક્તિથી સમર્થન કરે છે. આત્મા અનાદિ હોવાથી પ્રારબ્ધનું કાર્ય નથી, એ જ રીતે દેહાદિ પણ અધ્યસ્ત–મિથ્યાકલ્પિત–હોવાથી પ્રારબ્ધનું કાર્ય ન બની શકે. અર્થાત્ દેહાદિની જેમ પ્રારબ્ધ પણ અજ્ઞાનજન્ય કલ્પનામાત્ર જ છે, આત્મામાં એ અધ્યસ્ત–વિવર્ત કાર્ય છે.]

ज्ञानेनाऽज्ञानकार्यस्य समूलस्य लयो यदि ।
तिष्ठत्ययं कथं देह इति शङ्कावतो जडान् ।
समाधातुं बाह्यदृष्ट्या प्रारब्धं वदति श्रुतिः ॥४६३॥
न तु देहादिसत्यत्वबोधनाय विपश्चिताम् ।
यतः श्रुतेरभिप्रायः परमार्थैक गोचरः ॥४६४॥

'ज्ञानेन समूलस्य अज्ञानकार्यस्य यदि लयः, अयं देहः कथं तिष्ठति ?' इति शङ्कावतः *जडान् बाह्यदृष्ट्या समाधातुं* श्रुतिः प्रारब्धं वदति; न तु विपश्चितां देहादिसत्त्वबोधनाय, यतः श्रुतेः अभिप्रायः परमार्थैकगोचरः (अस्ति) ।

'જ્ઞાનથી જો સમૂળા અજ્ઞાનકાર્યનો લય થાય તો આ દેહ શાના આધારે ટકે?' આવી કુશંકા કરનારા જડબુદ્ધિઓને ઉપલક દૃષ્ટિથી સમજાવવા શ્રુતિ પ્રારબ્ધની ચર્ચા કરે છે, શ્રુતિ પ્રારબ્ધનો ઉલ્લેખ કરી વિદ્વાનોને દેહ વગેરેની યથાર્થ સત્તા નથી પ્રબોધતી. આખરે શ્રુતિનું તાત્પર્ય પરમાર્થ વસ્તુ(આત્માની અદ્વિતીયતા)ના પ્રતિપાદનમાં જ છે.

[દેહાદિનું ઉપાદાનકારણ અજ્ઞાન છે. જીવન્મુક્તના અજ્ઞાન તેમજ અજ્ઞાન જન્ય સાંસારિક વ્યવહારો નષ્ટ થાય છે એમ વેદાન્તી કહે છે. અહીં પ્રશ્ન એ છે કે જેમ ઉપાદાન કારણ માટીના નાશ પછી ઘડો રહેતો નથી તેમ અજ્ઞાનના નાશ પછી અજ્ઞાનનું કાર્ય દેહાદિ કેમ રહે? આનો ઉત્તર છે: અજ્ઞાન, અજ્ઞાનના કાર્ય રૂપ દેહાદિ અને દેહાદિનું નિમિત્ત–કારણ પ્રારબ્ધ, આ બધું માયિક હોવાથી 'અનિર્વચનીય'–જેનું નિરૂપણ કરી ન શકાય તેવું–છે, એટલે કોઈ એક સામાન્ય નિયમના ઘેરામાં બંધાતાં નથી. સ્વાપ્નિક પદાર્થો અને જાદુગરે પેદા કરેલી જાદુઈ દુનિયાની જેમ અજ્ઞાનને અજ્ઞાનનાં કાર્ય અનિર્વચનીય છે અહીં જ્ઞાની દેહ ધરવા છતાં અન્ય દેહીની જેમ રાગદ્વેષવાળો નથી. સર્વથા સમભાવી વિતૃષ્ણ છે, એ પ્રત્યક્ષ અનુભવ જ જ્ઞાનીના અજ્ઞાન અને તજ્જન્ય વાસનાઓના નાશનો પુરાવો છે. છતાંયે જ્ઞાની દેહમાં વસી ખાવા-પીવા જેવી ક્રિયાઓ (અલબત્ત વિતૃષ્ણભાવે) કરે છે

આ પ્રત્યક્ષ અનુભવના આધારે 'જીવનમુક્ત'ના પ્રારબ્ધની કલ્પના કરવી પડે છે ને પ્રારબ્ધક્ષય થાય ત્યાં સુધી જ્ઞાની દેહધારણ કરે છે, એમ માનવું પડે છે. પ્રારબ્ધક્ષયને અંતે દેહત્યાગ કરીને જ જ્ઞાની 'વિદેહમુક્તિ' પામે છે, એમ વેદાન્તનો વિચારપૂત અભિપ્રાય છે.]

देहा...बोधनाय–देहादेः सत्यत्वस्य बोधनं तस्मै, परमा...गोचर–परमः च असौ अर्थः परमार्थः, स एव एक गोचरः=प्रतिपाद्य यस्य सः ।

परिपूर्णमनाद्यन्तमप्रमेयमविक्रियम् ।
एकमेवाद्वयं ब्रह्म नेह नानास्ति किञ्चन ॥४६५॥

परिपूर्णम्, अनादिनन्तम्, अप्रमेयम्, अविक्रियम्, एकम्, अद्वयम्, एव ब्रह्म, इह किञ्चन नाना न अस्ति ।

(श्रुति બ્રહ્મસ્વરૂપનું પ્રતિપાદન કરતાં કહે છે) : સર્વત્ર પરિપૂર્ણ, અનાદિ, અનન્ત, અગ્રાહ્ય, અવિકારી, એક અને અદ્વિતીય તત્ત્વ જ બ્રહ્મ છે. આ બ્રહ્મમાં (આત્મામાં) બીજો અનેકતા આવે એવો કોઈ જ પદાર્થ નથી.

सद्घनं चिद्घनं नित्यमानन्दघनमक्रियम् ।
एकमेवाद्वयं ब्रह्म नेह नानाऽस्ति किञ्चन ॥४६६॥

(અહીં શ્લોક પ્રમાણે અન્વય છે.)

જે ઘનીભૂત સત્, ઘનીભૂત જ્ઞાન અને સદા આનંદઘન તથા નિષ્ક્રિય એક અને અદ્વિતીય બ્રહ્મ છે તેમાં, કોઈ પ્રકારની અનેકતા નથી.

प्रत्यगेकरसं पूर्णमनन्तं सर्वतोमुखम् ।
एकमेवाद्वयं ब्रह्म नेह नानाऽस्ति किञ्चन ॥४६७॥

(અહીં શ્લોક પ્રમાણે અન્વય છે.)

જે અંતરાત્મા એકરસ પરિપૂર્ણ અનન્ત અને સર્વવ્યાપી છે તે એક ને અદ્વિતીય બ્રહ્મ છે, એમાં નાના પદાર્થ કાંઈ જ નથી.

[एकम् एव अद्वितीयम्, શ્રુતિ આ વાત બ્રહ્મ વર્ણવતાં અનેક વાર કહે છે. બ્રહ્મમાં સ્વગત સજાતીય કે વિજાતીય કોઈપણ પ્રકારનો ભેદ નથી એમ બતાવવા આ ત્રણ પદોનો ઉપયોગ થાય છે. 'વૃક્ષ' વસ્તુરૂપે એક છે, પરંતુ તેમાં ડાળ, પાંદડાં અને પુષ્પોનો અંતરંગ ભેદ છે તેવો ભેદ બ્રહ્મમાં નથી. વટવૃક્ષ સ્વયં એક હોવા છતાં લીમડાના વૃક્ષથી એમાં ભેદ સંભવે છે. આ સજાતીય ભેદ થયો. તે પણ બ્રહ્મમાં નથી એ વાત एव શબ્દથી કહી. વૃક્ષનો પાષાણથી વિજાતીય ભેદ થાય છે, તેવા ભેદનો નિષેધ अद्वितीय શબ્દથી થાય છે. આ ત્રિવિધ ભેદ વિદ્યારણ્ય સ્વામીએ પંચદશીમાં આ પ્રમાણે વર્ણવ્યો છે.

वृक्षस्य स्वगतो भेदः पत्रपुष्पफलादिभिः ।
वृक्षान्तरात् सजातीयो विजातीयः शिलादिभिः ॥]

अहेयमनुपादेयमनाधेयमनाश्रयम् ।
एकमेवाद्वयं ब्रह्म नेह नानास्ति किञ्चन ॥४६८॥

અહીં પણ દંડાન્વય (શ્લોકમાં નિર્દિષ્ટ પદક્રમ) છે.

જે ત્યાજ્ય કે ગ્રાહ્ય નથી, ન કશામાં મૂકવાયોગ્ય છે, જેનો કોઈ આશ્રય–આધાર નથી તેવું બ્રહ્મ એક અને અદ્વય છે. એમાં કોઈ પ્રકારની અનેકતા નથી.

निर्गुणं निष्कलं सूक्ष्मं निर्विकल्पं निरञ्जनम् ।
एकमेवाद्वयं ब्रह्म नेह नानाऽस्ति किञ्चन ॥४६९॥
(અહીં દંડાન્વય છે.)

જે નિર્ગુણ, કલારહિત–નિરવયવ, સૂક્ષ્મ, નિર્વિકલ્પ અને નિષ્કલંક છે તે બ્રહ્મ એક અને અદ્વિતીય જ છે, એમાં કશી અનેકતા નથી.

अनिरूप्यस्वरूपं यन्मनोवाचामगोचरम् ।
एकमेवाद्वयं ब्रह्म नेह नानाऽस्ति किञ्चन ॥४७०॥

यत् अनिरूप्यस्वरूपं मनोवाचाम् अगोचरं (च), (तत्) ब्रह्म एकम् एव अद्वयम्, इह किञ्चन नाना न अस्ति ।

જેના સ્વરૂપનું નિરૂપણ થઈ શકતું નથી, જે મન અને વાણીનો વિષય નથી તે બ્રહ્મ એક જ અને અદ્વય છે, એમાં કોઈ અનેકતા નથી.

सत्यमृद्धं स्वतःसिद्धं शुद्धं बुद्धमनीदृशम् ।
एकमेवाद्वयं ब्रह्म नेह नानाऽस्ति किञ्चन ॥४७१॥
(અહીં દંડાન્વય છે.)

જે સત્યસ્વરૂપ, સમૃદ્ધ, સ્વતઃસિદ્ધ, શુદ્ધ, બોધરૂપ અને અનુપમેય છે, તે બ્રહ્મ એક અને અદ્વય છે, એમાં કોઈ રીતે નાનાપણું નથી.

**આત્માનુભવની ઉપાદેયતા—**

निरस्तरागा निरपास्तभोगाः
शान्ताः सुदान्ता यतयो महान्तः ।
विज्ञाय तत्त्वं परमेतदन्ते
प्राप्ताः परां निर्वृतिमात्मयोगात् ॥४७२॥

निरस्तरागाः निरपास्तभोगाः शान्ताः सुदान्ताः महान्तः यतयः, एतत् परं तत्त्वं विज्ञाय, एतदन्ते आत्मयोगात् परां निर्वृतिं प्राप्ताः ।

જેમણે રાગનો નિરાસ કર્યો છે, જેમણે ભોગ તજ્યો છે, જે શાન્ત અને સંયમી છે, તે મહાત્મા યોગીઓ જ પરમતત્ત્વને જાણે છે ને જાણ્યા પછી ચિત્તને આત્મામાં જોડી પરમ આનંદ પ્રાપ્ત કરે છે

निरस्तरागा -निरस्त राग याभ्या ते, निरस्तभोगा -निरस्ता भागा यै ते, आत्मयोगात्-आत्मन चित्तस्य योग =ब्रह्मणि स्थिति तस्मात् ।

भवानपीद परतत्त्वमात्मन
स्वरूपमानन्दघन विचार्य ।
विधूय मोह स्वमन प्रकल्पित
मुक्त कृतार्थो भवतु प्रबुद्ध ॥४७३॥

*भवान् अपि इदम् आत्मन परतत्त्वम् आनन्दघन स्वरूप विचार्य, स्वमन प्रकल्पित मोह विधूय, प्रबुद्ध मुक्त (सन्) कृतार्थ भव ।*

માટે વત્સ ! તું પણ આ આત્માના પરમતત્ત્વરૂપ આનંદઘન સ્વરૂપનો વિચાર કરી, પોતાના મનથી જ કલ્પેલા મોહને ખંખેરી નાખી પ્રબુદ્ધ અને મુક્ત બની, કૃતાર્થ થા !

*स्वमन प्रकल्पितम्-स्वस्य मनसा प्रकल्पितम् ।*

समाधिना साधु विनिश्चलात्मना
पश्यात्मतत्त्व स्फुटबोधचक्षुषा ।
नि सशय सम्यगवेक्षितश्चे-
च्छ्रुत पदार्थो न पुनर्विकल्पते ॥४७४॥

*समाधिना साधु विनिश्चलात्मना स्फुटबोधचक्षुषा आत्मतत्त्व पश्य, श्रुत पदार्थ नि सशय सम्यक् अवेक्षित चेत् पुन न विकल्प्यते ।*

સમાધિ દ્વારા સારી પેઠે ચિત્તને સ્થિર કરી, સ્પષ્ટ જ્ઞાનરૂપી નેત્રથી આત્મતત્ત્વને જો સાંભળેલો પદાર્થ અસંદિગ્ધ પણે સારી રીતે જોઈ લેવાય તો, એના વિષયમાં ફરી સંશય થતો નથી

स्फुट चक्षुषा-स्फुट बोध एव चक्षु तेन ।

स्वस्याऽविद्यावन्धसम्बन्धमोक्षात्
सत्यज्ञानानन्दरूपात्मलब्धौ ।
शास्त्रं युक्तिः देशिकोक्तिः प्रमाणं
चान्तःसिद्धा स्वानुभूतिः प्रमाणम् ॥४७५॥

स्वस्य अविद्याबन्धसम्बन्धमोक्षात् सत्यज्ञानाऽऽनन्दरूपाऽऽत्मलब्धौ, शास्त्रं युक्तिः देशिकोक्तिः (च) प्रमाणम्, अन्तः सिद्धा (च) स्वानुभूतिः प्रमाणम् ।

પોતાનો અવિદ્યાજન્ય બંધના સંબંધથી છૂટકારો થતાં, સત્ય, જ્ઞાન અને આનંદરૂપ આત્માની ઉપલબ્ધિ થાય છે, તેમાં શાસ્ત્રના અનુમાન અને ગુરુજનોની ઉક્તિઓ પ્રમાણ છે, (સાથે સાથે) અંતરમાં ઉદ્ભવતી સ્વાનુભૂતિ એનું પ્રમાણ છે.

सत्य...लब्धौ-सत्यज्ञानाऽऽनन्दरूपस्य आत्मनः उपलब्धिः तस्याम्, देशिकोक्तिः-देशिकस्य=उपदेष्टुः = गुरोः उक्तिः ।

बन्धो मोक्षश्च तृप्तिश्च चिन्ताऽऽरोग्यक्षुधादयः ।
स्वेनैव वेद्या यज्ज्ञानं परेषामानुमानिकम् ॥४७६॥

बन्धः च मोक्षः च तृप्तिः च चिन्ताऽऽरोग्यक्षुधादयः च स्वेन एव वेद्याः, यत् परेषां ज्ञानं (तत्) आनुमानिकम् (भवति) ।

બન્ધન, મોક્ષ, તૃપ્તિ, ચિન્તા, આરોગ્ય અને ક્ષુધા વગેરે (જેનામાં થાય તે) પોતે જ જાણી શકે છે, બીજાઓમાં થતાં એમનું જ્ઞાન તો એ જ્ઞાન અનુમાનસ્વરૂપ છે.

चिन्ता...दयः-चिन्ता च आरोग्यं च क्षुधा च ताः आदयः येषां ते, आनुमानिकम्-अनुमानेन जायते तत् आनुमानिकम् ।

तटस्थिता बोधयन्ति गुरवः श्रुतयो यथा ।
प्रज्ञयैव तरेद् विद्वानीश्वरानुगृहीतया ॥४७७॥

यथा श्रुतयः (तथा) गुरवः तटस्थिताः बोधयन्ति, (यत्) विद्वान् ईश्वरानुगृहीतया प्रज्ञया एव (बन्धं) तरेत् ।

ઉપનિષદોની જેમ ગુરુ પણ તટસ્થભાવે જ બોધ આપે છે કે- વિદ્વાને પરમાત્માના અનુગ્રહથી પુષ્ટ બનેલી પ્રજ્ઞાથી જ સંસારસાગર તરવાનો હોય છે

બ્રહ્મનો બોધ શાસ્ત્રો પણ સાક્ષાત્ કરાવી શકતાં નથી. કારણ કે શબ્દ વગેરે પ્રમાણોની બ્રહ્મમાં પહોંચ નથી. શાસ્ત્રો પણ શબ્દની બીજી શક્તિ લક્ષણાથી જ બ્રહ્મતત્ત્વ તરફ ઈશારો કરતાં હોય છે ગુરુ પણ તેમજ કરી શકે શાસ્ત્ર દ્વારા કે ગુરુ દ્વારા બોધાવાતું બ્રહ્મ વિશુદ્ધ બુદ્ધિ-પ્રજ્ઞાથી જ પકડાય અને બુદ્ધિ પણ ઈશ્વરભક્તિ દ્વારા જ વિશુદ્ધ-નિરહંકાર બની શકે. આમ વિશુદ્ધ બુદ્ધિમાં પરમાત્માનો અનુગ્રહ હેતુ છે અને પરમાત્માનુગ્રહથી વિશુદ્ધ થયેલી બુદ્ધિ જ શાસ્ત્રો તથા ગુરુ ઉપદેશ પ્રમાણે નિર્ગુણ બ્રહ્મનું-સર્વાત્મકતાનું જ્ઞાન કરી શકે ને એવું વ્યાપક જ્ઞાન જ મુમુક્ષુને મુક્ત બનાવી બંધથી છુટકારો આપી શકે. ભક્તિ વેદાન્તવિદ્યામાં સર્વોત્કૃષ્ટ સાધન હોવાનું આ જ ગ્રંથમાં શ્લોક ૩૨માં કહ્યું છે. આ જ વાત પ્રકારન્તરથી "*નાયમાત્મા પ્રવચનેન લભ્યો* .. .. *યમેવૈષ વૃણુતે તેન લભ્ય*......। ઈત્યાદિ કઠોપનિષદ્‌ના મંત્રમાં કરી છે.]

स्वानुभूत्या स्वयं ज्ञात्वा स्वमात्मानमखण्डितम् ।
संसिद्धः सम्मुखं तिष्ठेन्निर्विकल्पात्मनाऽऽत्मनि ॥४७८॥

स्वानुभूत्या स्वयम् अखण्डितम् आत्मानं ज्ञात्वा, संसिद्धः (सन्), निर्विकल्पात्मना आत्मनि सम्मुखं तिष्ठेत् ।

પોતાના અનુભવથી સ્વસ્વરૂપ આત્માને અખંડાકાર સ્વરૂપે સ્વયં જાણીને સિદ્ધ બનેલો જ્ઞાની, નિર્વિકલ્પભાવથી આનંદમય સ્થિતિ અનુભવે.

वेदान्तसिद्धान्तनिरुक्तिरेषा ब्रह्मैव जीवः सकलं जगच्च ।
अखण्डरूपस्थितिरेव मोक्षो ब्रह्माद्वितीये श्रुतयः प्रमाणम् ॥४७९॥

*वेदान्तसिद्धान्तनिरुक्तिः एषा (यत्) जीवः सकलं जगत् च ब्रह्म एव, (तथा) अखण्डस्थितिः एव मोक्षः, ब्रह्माद्वितीये श्रुतयः प्रमाणम् ।*

વેદાન્ત સિદ્ધાન્તનું આ વચન છે કે, જીવ અને સઘળું જગત્ બ્રહ્મ જ છે, વળી અખંડ બ્રહ્માકાર સ્થિતિ જ મોક્ષ છે અને બ્રહ્મની અદ્વિતીયતામાં વેદાન્તવાક્યો પ્રમાણ છે.

**બ્રહ્મજ્ઞાન પ્રાપ્તિ :**

इति गुरुवचनाच्छ्रुतिप्रमाणात्
परमवगम्य सतत्त्वमात्मयुक्त्या ।
प्रशमितकरणः समाहितात्मा
क्वचिदचलाकृतिरात्मनिष्ठितोऽभूत् ।४८०॥

इति श्रुतिप्रमाणात् गुरुवचनात् आत्मयुक्त्या (च) परम् अवगम्य, प्रशमितकरणः, समाहितात्मा क्वचित् अचलाकृतिः (शिष्यः) समाहितः अभूत् ।

આ પ્રમાણે શ્રુતિવચનોથી સમર્થિત ગુરુવચનોથી અને સયુક્તિક મનનથી પરમતત્ત્વને જાણી, જેની ઇન્દ્રિયો શાન્ત થઈ છે ને જેનું અંતઃકરણ કામાદિરહિત બનવાથી સમાહિત છે એવો શિષ્ય, નિશ્ચલમૂર્તિ અને આત્મનિષ્ઠાવાન્ બન્યો.

प्रशमितकरणः-प्रशमितानी करणानि = इन्द्रियाणि यस्य सः, समाहितात्मा-समाहितः = कामक्रोधाद्युपद्रवरहितः आत्मा = अन्तःकरणं यस्य सः ।

कञ्चित् कालं समाधाय परे ब्रह्मणि मानसम् ।
व्युत्थाय परमानन्दादिदं वचनमब्रवीत् ।४८१॥

कञ्चित् कालं परे ब्रह्मणि मानसं समाधाय, परमानन्दात् व्युत्थाय, इदं वचनम् अब्रवीत् ।

થોડોક સમય પરબ્રહ્મમાં સમાધિસ્થ બની, પછી પરમાનંદની સમાધિથી મુક્ત બની, આ પ્રમાણે બોલ્યો :

बुद्धिर्विनष्टा गलिता प्रवृत्तिर्ब्रह्मात्मनोरेकतयाऽधिगत्या ।
इदं न जानेऽप्यनिदं न जाने किं वा कियद्वा सुखमस्त्यपारम् ।।४८२।।

ब्रह्मात्मनोः एकतया अधिगत्या बुद्धिः विनष्टा, प्रवृत्तिः गलिता; इदं न जाने, अनिदम् अपि न जाने, अपारं सुखं किं कियद् वा (इत्यपि) न जाने ।

બ્રહ્મ અને આત્માની એકતાના જ્ઞાનથી મારી બુદ્ધિ નષ્ટ થઈ ગઈ. પ્રવૃત્તિ આપોઆપ સરી પડી. (ગુરુદેવ !) આ પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ જગતનું મને ભાન થતું નથી. જે અપાર આનંદનો અનુભવ થાય છે તે કેવું અને કેટલું છે તે પણ હું જાણતો નથી.

[નિર્વિકલ્પ બ્રહ્મસમાધિમાં જ્ઞાતા, જ્ઞેય, અને જ્ઞાનનો ભેદ ભૂંસાઈ જતાં બોધમાત્રની સ્થિતિ રહે છે જે શબ્દોથી પર હોવાથી વર્ણવી શકાતી નથી.]

> वाचा वक्तुमशक्यमेव मनसा मन्तुं न वा शक्यते,
> स्वाऽऽनन्दाऽमृतपूरपूरितपरब्रह्माऽम्बुधेर्वैभवम् ।
> अम्भोराशिविशीर्णवार्षिकशिलाभावं भजन्मे मनः
> यस्यांशांशलवे विलीनमधुनाऽऽनन्दात्मना निर्वृतम् ॥४८३॥

स्वाऽऽनन्दाऽमृतपूरपूरितपरब्रह्माऽम्बुधेः वैभवं वाचा वक्तुम् अशक्यम् एव, मनसा मन्तुं वा न शक्यते; मे मनः अम्भोराशिविशीर्णवार्षिकशिलाभावं भजत् यस्यांशांशलवे विलीनं (सत्) अधुना आनन्दात्मना निर्वृतम् ।

પોતાના જ આનંદરૂપી અમૃતના પૂરથી પૂરિત પર બ્રહ્મરૂપી સાગરના વૈભવને વાણીથી કહેવો અશક્ય છે. અરે, મનથી એનું મનન કરવું પણ અશક્ય છે. (પરિચ્છિન્ન મન અમેય આત્માનન્દને પકડી શકતું નથી.) મારું મન સાગરમાં પડતા કરાઓની સ્થિતિમાં મુકાઈ જેના અંશના પણ અલ્પ અંશમાં લય પામે છે તે આનંદસાગર સ્વરૂપે શાંત-પ્રશાંત બની ગયું છે.

स्वात्मा...म्बुधेः–स्वस्य आनन्दः एव अमृतं तस्य पूरेण पूरितं यत् परं ब्रह्म तदेव अम्बुधिः तस्य, अम्भो...भावः–अम्भसां=जलानां राशिषु विशीर्णाः वार्षिकाः=वर्षासु भवाः याः शिलाः तासां भावः तम्, अंशांशलवे–अंशानाम् अंशस्य लवः = अति स्वल्पांश इत्यर्थः तस्मिन्, आनन्दात्मना–आनन्दः एव आत्मा=स्वरूपं तेन ।

क्वगतं केन वा नीतं कुत्र लीनमिदं जगत् ।
अधुनैव मया दृष्टं नास्ति किं महदद्भुतम् ॥४८४॥

अधुना एव मया दृष्टम् इदं जगत् क्व गतम् ? केन वा नीतम् ? कुत्र वा लीनम् ? किं महत् अद्भुत न अस्ति ?

હમણાં જ મેં જે જોયું હતું તે જગત ક્યાં ચાલી ગયું ? એને કોણ લઈ ગયું ? એ ક્યાં લીન થઈ ગયું ? જે સંસારને હું હમણાં જોતો હતો તે દેખાતો નથી. ખરે જ, આ તો ભારે આશ્ચર્ય છે ?

किं हेयं किमुपादेयं किमन्यत् किं विलक्षणम् ।
अखण्डानन्दपीयूषपूर्णे ब्रह्ममहार्णवे ॥४८५॥

अखण्डाऽऽनन्दपीयूषपूर्णे ब्रह्ममहाऽर्णवे किं हेयम् ? किम् उपादेयम् ? किम् अन्यत् ? किं विलक्षणम् ?

અખંડ આનંદામૃતથી છલોછલ આ બ્રહ્મરૂપી મહાસાગરમાં શું ત્યાજ્ય ને શું ગ્રાહ્ય છે ? એનાથી શું પર છે કે ભિન્ન છે ? અર્થાત્ બધું તન્મય છે.

अखंड ..पूर्णे-अखंडः आनन्दः एव पीयूष तेन पूर्णः तस्मिन्, ब्रह्ममहार्णवे-ब्रह्म एव महान् अर्णवः तस्मिन् ।

न किञ्चिदत्र पश्यामि न शृणोमि न वेद्म्यहम् ।
स्वात्मनैव सदाऽऽनन्दरूपेणाऽस्मि विलक्षणः ॥४८६॥

अहम् अत्र न किञ्चित् अपि पश्यामि, न शृणोमि, न वेद्मि, सदा आनन्दरूपेण स्वात्मना एव विलक्षणः अस्मि ।

મને અહીં કાંઈ દેખાતું નથી, સંભળાતું નથી કે જણાતું પણ નથી. સદા આનંદસ્વરૂપ એવો વિલક્ષણ આત્મસ્વરૂપી બની ગયો છું.

नमो नमस्ते गुरवे महात्मने विमुक्तसङ्गाय सदुत्तमाय ।
नित्याऽद्वयाऽऽनन्दरसस्वरूपिणे भूम्ने सदाऽपारदयाम्बुधाम्ने॥४८७॥
यत्कटाक्षशशिसान्द्रचन्द्रिकापातधूतभवतापजश्रमः ।
प्राप्तवानहमखण्डवैभवाऽऽनन्दमात्मपदमक्षयं क्षणात् ॥४८८॥

यत्कटाक्षशशिसान्द्रचन्द्रिकापातधूतभवतापजश्रमः अहम्, अखण्ड-वैभवाऽऽनन्दम् अभयम् आत्मपदं क्षणात् प्राप्तवान्, विमुक्तसङ्गाय सदुत्तमाय नित्याऽद्वयाऽऽनन्दरसस्वरूपिणे भूम्ने सदा अपारदयाम्बुधाम्ने महात्मने ते गुरवे नमः ।

જેની કૃપા કટાક્ષરૂપી મધુર ચન્દ્રિકાએ સંસારસંતાપ દૂર કર્યો છે ને (મને) અખંડ ઐશ્વર્ય અને આનંદસ્વરૂપ આત્મપદ અપાવ્યું છે, તે સંગરહિત, સન્તશ્રુશ્રમણિ, નિત્ય, અદ્વિતીય, આનંદરસસ્વરૂપ, મહિમાવંત, સદા અપાર દયાના સાગર, મહાત્મા, આપ ગુરુદેવને નમસ્કાર.

यत्...श्रमः–यस्य कटाक्षः एव शशिनः सान्द्रचन्द्रिका तस्याः पातेन धूतः भवतापजः श्रमः यस्य सः, अखण्डः वैभवः आनन्दः च यस्मिन् सः तम्, सदुत्तमाय–सत्सु उत्तमः तस्मै, नित्या...रूपिणे–नित्यः अद्वयः च असौ आनन्दः सः एव स्वरूपं यस्य तस्मै, अपार...धाम्ने–अपारा च असौ दया सा एव अम्बुधाम=समुद्ररूपः तस्मै, महात्मने–महान्=अपरिच्छिन्नः आत्मा=आत्मस्वरूपी तस्मै ।

धन्योऽहं कृतकृत्योऽहं विमुक्तोऽहं भवग्रहात् ।
नित्याऽऽनन्दस्वरूपोऽहं पूर्णोऽहं त्वदनुग्रहात् ॥४८९॥

त्वदनुग्रहात् अहं धन्यः, अहं कृतकृत्यः, अहं भवग्रहात् विमुक्तः, अहं नित्याऽऽनन्दस्वरूपः, अहं पूर्णः (च अस्मि) ।

આપના અનુગ્રહથી હું ધન્ય છું, કૃતકૃત્ય છું, સંસારબંધનથી વિમુક્ત છું, નિત્ય આનંદસ્વરૂપ છું અને પૂર્ણરૂપ છું.

भवग्रहात्–भव एव ग्रहः तस्मात्, नित्या...रूपः–नित्यः आनन्दः स एव स्वरूपं यस्य सः, त्वदनुग्रहात्–तव अनुग्रहः तस्मात् (हेत्वर्थे पञ्चमी) ।

असङ्गोऽहमनङ्गोऽहमलिङ्गोऽहमभङ्गुरः ।
प्रशान्तोऽहमनन्तोऽहमतान्तोऽहं चिरन्तनः ॥४९०॥

अहम् असङ्गः, अहम् अनङ्गः, अहम् अलिङ्गः, अहम् अभङ्गुरः, अहं प्रशान्तः, अहम् अनन्तः, अहम् अतान्तः, (च) अहं चिरन्तनः ।

હું અસંગ (સંબંધરહિત), અનંગ (શરીરરહિત), અલિંગ (વર્ણાશ્રમથી પર અથવા સન્યાસી), અભંગુર (અવ્યય), પ્રશાન્ત, અનન્ત, અતાન્ત (નિરીહ) અને ચિરન્તન છું.

अकर्ताऽहमभोक्ताऽहमविकारोऽहमक्रियः ।
शुद्धबोधस्वरूपोऽहं केवलोऽहं सदाशिवः ॥४९१॥

अहम् अकर्ता, अहम् अभोक्ता, अहम् अविकारः, अहम् अक्रियः, अहं शुद्धबोधस्वरूपः, अहं केवलः, सदाशिवः (च अस्मि) ।

હું અકર્તા, અભોકતા, અવિકારી, ક્રિયારહિત, શુદ્ધ જ્ઞાનસ્વરૂપ, કેવળ-અદ્વિતીય અને સદા શિવસ્વરૂપ છું.

द्रष्टुः श्रोतुर्वक्तुः कर्तुर्भोक्तुर्विभिन्न एवाहम् ।
नित्यनिरन्तरनिष्क्रियनिःसीमाऽसङ्गपूर्णबोधाऽऽत्मा ॥४९२॥

अहं द्रष्टुः श्रोतुः वक्तुः कर्तुः भोक्तुः विभिन्नः एव नित्यनिरन्तरनिष्क्रियनिःसीमाऽसङ्गपूर्णबोधाऽऽत्मा (अस्मि) ।

હું દ્રષ્ટા, શ્રોતા, વકતા, કર્તા કે ભોકતાથી વિભિન્ન અને નિત્ય, નિરન્તર, નિષ્ક્રિય, અસીમ, અસંગ અને પરિપૂર્ણ જ્ઞાનરૂપ છું.

नाहमिदं नाहमदोऽप्युभयोरवभासकं परं शुद्धम् ।
बाह्याभ्यन्तरशून्यं पूर्णं ब्रह्माद्वितीयमेवाऽहम् ॥४९३॥

अहम् इदं न, अहम् अदः न, अपि (तु) अहम् उभयोः अवभासकं परं शुद्धं बाह्याभ्यन्तरशून्यं पूर्णम् अद्वितीयं ब्रह्म एव अस्मि ।

હું આ કે તે નથી, છતાંયે, હું આ અને તેનો પ્રકાશક, પર, શુદ્ધ, અંદર–બહારના વિકલ્પ વગરનો, પરિપૂર્ણ અને અદ્વિતીય બ્રહ્મ જ છું.

निरुपममनादितत्त्वं त्वमहमिदमद इति कल्पनादूरम् ।
नित्याऽऽनन्दैकरसं सत्यं ब्रह्माऽद्वितीयमेवाऽहम् ॥४९४॥

(यत्) निरुपमम् अनादितत्त्वं, 'त्वम् अहम् इदम् अदः' इति कल्पनादूरम्, नित्याऽऽनन्दैकरसं सत्यं अद्वितीयं (तत्) ब्रह्म एव अहम् अस्मि ।

જે, ઉપમારહિત અનાદિતત્ત્વ છે ને જે 'તું', 'હું', આ, કે તે', એવી કલ્પનાથી દૂર છે. નિત્ય આનન્દસ્વરૂપ છે, સત્ય અને અદ્વિતીય છે. તે બ્રહ્મ જ હું છું.

नारायणोऽहं नरकान्तकोऽहं पुरान्तकोऽहं पुरुषोऽहमीशः ।
अखण्डबोधोऽहमशेषसाक्षी निरीश्वरोऽहं निरहं च साक्षी ॥४९५॥

अहं नारायणः, अहं नरकान्तकः, अहं पुरान्तकः, अहं पुरुषः, अहम् ईशः, अहम् अखण्डबोधः, अहम् अशेषसाक्षी, अहं निरीश्वरः, अहं निरहं, साक्षी च (अस्मि) ।

હું નારાયણ છું, હું નરકાસુરનો હણનારો છું, હું ત્રિપુરાસુરનો ઘાતક છું, હું (પુરુષસૂક્ત વગેરેમાં વર્ણવેલો) પરમ પુરુષ છું. હું ઈશ્વર છું, હું અખંડ બોધસ્વરૂપ છું, હું સર્વનો સાક્ષી છું, હું સ્વતંત્ર છું. હું અહંકારમુક્ત સાક્ષી છું.

[અહીં આત્મા એ જ પરમાત્મા છે, એ વાત 'હું' ને પરમાત્માનાં વિશેષણોથી વર્ણવી સિદ્ધ કરી છે.]

सर्वेषु भूतेष्वहमेव संस्थितो
ज्ञानात्मनाऽन्तर्बहिराश्रयः सन् ।
भोक्ता च भोग्यं स्वयमेव सर्वं
यद्यत् पृथग्दृष्टमिदन्तया पुरा ॥४९६॥

ज्ञानात्मना अन्तर्बहिः आश्रयः सन् सर्वेषु भूतेषु अहम् एव संस्थितः (अस्मि), भोक्ता च भोग्यं च सर्वं यत् यत् पुरा पृथक् दृष्टं, तत् स्वयम् एव ।

જ્ઞાનસ્વરૂપે હું આંતર અને બાહ્ય વસ્તુમાત્રનો આશ્રય બનીને સર્વ પ્રાણીપદાર્થોમાં રહેલો છું, ભોક્તા (જીવ) અને ભોગ્ય (જગત્) આ બધું અગાઉ જે પૃથક્રૂપે જોયું હતું, તે બધું હું–આત્મા જ છું.

मय्यखण्डसुखाऽम्भोधौ बहुधा विश्ववीचयः ।
उत्पद्यन्ते विलीयन्ते मायामारुतविभ्रमात् ॥४९७॥

अखण्डसुखाम्भोधौ मयि, बहुधा विश्ववीचयः, मायामारुतविभ्रमात् उत्पद्यन्ते विलीयन्ते (च) ।

અખંડ આનંદના સાગરસ્વરૂપ મારામાં, અનેકાકાર વિશ્વ-તરંગો, માયારૂપી વંટોળિયાના વેગથી ઉત્પન્ન થાય છે ને લીન થઈ જાય છે.

अखण्ड...म्भोधौ–अखण्डः च असौ सुखाम्भोधिः तस्मिन्, विश्ववीचयः–विश्वस्य वीचयः=तरङ्गाः, माया...विभ्रमात्–माया एव मारुतः तस्य विभ्रमः=वेगः तस्मात् ।

स्थूलादिभावा मयि कल्पिता भ्रमा-
दारोपिता नु स्फुरणेन लोकैः ।
काले यथा कल्पकवत्सराय-
नर्त्वादयो निष्कलनिर्विकल्पे ॥४९८॥

यथा निष्कलनिर्विकल्पे काले कल्पक–वत्सर–अयन–ऋत्वादयः आरोपिताः, (तथा) निष्कलनिर्विकल्पे मयि लोकैः भ्रमात् स्फुरणेन स्थूलादिभावाः कल्पिताः ।

જેમ કાળ સ્વભાવતઃ નિરવયવ અને નિર્વિકલ્પ છે, છતાંયે એમાં કલ્પ, વરસ, અયન (દક્ષિણાયન–ઉત્તરાયણ) અને વસંત વગેરે ઋતુઓનો ભેદ આરોપિત થાય છે; તેમ નિષ્કલ અને નિર્વિકલ્પ મુજ આત્મામાં લોકો ભ્રમવશાત્ થતી સ્ફુરણાને લીધે, સ્થૂલ–સૂક્ષ્મ-ભાવોની આરોપણાત્મક કલ્પના કરે છે. અર્થાત્ આત્મામાં દેહાદિબુદ્ધિ આરોપણાત્મક ભ્રાન્તિ જ છે.

आरोपितं नाऽऽश्रयदूषकं भवेत्
कदापि मूढैर्मतिदोषदूषितैः ॥
नाऽऽर्द्रीकरोत्यूषरभूमिभागं
मरीचिकावारिमहाप्रवाहः ॥४९९॥

मतिदोषदूषितैः मूढैः आरोपितं कदा अपि आश्रयदूषकं न भवेत्, मरीचिकावारिमहाप्रवाहः ऊषरभूमिभागं न आर्द्रीकरोति ।

બુદ્ધિદોષથી દૂષિત મૂઢ માણસો દ્વારા જેનો આરોપ કરાય તે (અસત્ય વસ્તુ) કદિયે પોતાના આશ્રયને (જેમાં આરોપ કરાય તેને) દૂષિત કરી શકે નહિ; (દા. ત., મૃગજળરૂપી મહાન જળપ્રવાહ ઊપર ભૂમિભાગને (જે ઊપર ભૂમિમાં મૃગજળનો ભાસ થાય તેને) ભીંજવી શકતો નથી.

*मति...दूषितैः*–मतयः दोषाः तैः दूषिताः तैः ऊषर ... भागम्–ऊषरः च असौ भूमेः भागः तम्, मरीचिका...प्रवाहः–मरीचिकाभिः (उत्पादितः) वारिणां महान् प्रवाहः । मूर्यमरीचयः ऊषरे नृत्यन्तः उद्वेलजलभ्रमं जनयन्ति, किन्तु न जलौघः भूमिं मात्रया अपि न आर्द्रीकरोति इति भावः ।

आकाशवल्लेपविदूरगोऽह-
माटित्यवद्भास्यविलक्षणोऽहम् ।
आहार्यवन्नित्यविनिश्चलोऽह-
मम्भोधिवत् पारविवर्जितोऽहम् ॥५००॥

अहम् आकाशवत् लेपविदूरगः, अहम् आदित्यवत् भास्यविलक्षणः, अहम् आहार्यवत् नित्यविनिश्चलः, अम्भोधिवत् अहं पारविवर्जितः (च अस्मि) ।

હું આકાશની જેમ નિર્લેપ છું, સૂર્યની જેમ અન્ય-અપ્રકાશ્ય છું, પર્વતની જેમ નિત્ય નિશ્ચલ છું, અને સાગરની જેમ અપાર છું.

*भास्यविलक्षणः*– भास्येभ्यः विलक्षणः=दीपवत् अभास्यः अर्थात् स्वयप्रभः, *अम्भोधिवत्*–अम्भसां निधिः अम्भोधिः स इव, *पारविवर्जितः*–पारेण विवर्जितः ।

न मे देहेन सम्बन्धो मेघेनेव विहायसः ।
अतः कुतो मे तद्धर्मा जाग्रत्स्वप्नसुषुप्तयः ॥५०१॥

मेघेन विहायसः इव देहेन मे सम्बन्धः न, अतः मे जाग्रत्स्वप्न-सुषुप्तयः तद्धर्माः कुतः ?

મેઘથી જેમ આકાશને કોઈ સંબંધ નથી તેમ આત્મારૂપ મારો દેહથી કોઈ સંબંધ નથી, માટે જ મારો જાગ્રત–સ્વપ્ન, અને સુષુપ્તિ રૂપ દેહધર્મોથી સંબંધ કેમ હોઈ શકે ?

जाग्रत्…सुषुप्तयः–जाग्रत् च स्वप्नः च सुषुप्तिः च, तद्धर्माः–तस्य = देहस्य धर्माः ।

उपाधिरायाति स एव गच्छति
स एव कर्माणि करोति भुङ्क्ते ।
स एव जीर्यन् म्रियते सदाऽहं
कुलाद्रिवन्निश्चल एव संस्थितः ॥५०२॥

उपाधिः आयाति, सः एव गच्छति, सः एव कर्माणि करोति भुङ्क्ते, सः एव जीर्यन् म्रियते, अहं (तु) सदा कुलाऽऽद्रिवत् निश्चलः एव संस्थितः ।

(દેહાદિ) ઉપાધિ જ આવે છે ને જાય છે, એ જ કર્મો કરે છે ને (કર્મફળો) ભોગવે છે. ઉપાધિ જ ઘરડી થઈને મરે છે. હું (આત્મા તો) સદા કુલપર્વતની જેમ અડગભાવે સ્થિત છું.

[હિમાલય વગેરે સાત પર્વતોને કુલપર્વત કહે છે.]

न मे प्रवृत्तिः न च मे निवृत्तिः
सदेकरूपस्य निरंशकस्य ।
एकात्मको यो निविडो निरन्तरो
व्योमेव पूर्णः स कथं नु चेष्टते ॥५०३॥

सदेकरूपस्य निरंशकस्य मे न प्रवृत्तिः न च निवृत्तिः, यः एकात्मकः निविडः निरन्तरः व्योम इव (च) पूर्णः सः कथं नु चेष्टते ?

સન્માત્રસ્વરૂપ અને નિરવયવ મુજ આત્માની ન તો પ્રવૃત્તિ છે કે ન નિવૃત્તિ. અરે ! જે એકાત્મક, ઘન, ઠસોઠસ ભરેલો અને આકાશની જેમ પરિપૂર્ણ છે, તે ચેષ્ટા કેમ કરી શકે ?

सदेकरूपः–सत् एव एकं रूपं यस्य सः तस्य, निरंशकस्य–निर्गताः अंशाः यस्मात् सः तस्य, एकात्मकः–एकः=अद्वितीयः एव आत्मा=स्वरूपं यस्य सः, निरन्तरः—निर्गतम् अन्तरं=व्यवधानं यस्य सः ।

पुण्यानि पापानि निरिन्द्रियस्य
निश्चेतसो निर्विकृतेर्निराकृतेः ।
कुतो ममाऽखण्डसुखानुभूते-
र्ब्रूते ह्यनन्वागतमित्यपि श्रुतिः ॥५०४॥

निरिन्द्रियस्य निश्चेतसः निर्विकृतेः निराकृतेः अखण्डसुखानुभूतेः मम पुण्यानि पापानि (च) कुतः ? श्रुतिः अपि 'अनन्वागतम्' इति अपि ब्रूते ।

ઇન્દ્રિય, ચિત્ત, વિકાર અને આકાર રહિત, તેમજ અખંડ આનંદાનુભૂતિરૂપ મારે પુણ્ય કે પાપ કેમ હોય ? 'अनन्वागतं पुण्येन अनन्वागतं पापेन' (बृह० उप. ४-३-२२) આ શ્રુતિ પણ 'મારો પુણ્ય કે પાપથી સંબંધ નથી', એમ કહે છે.

छायया स्पृष्टमुष्णं वा शीतं वा सुष्ठु दुष्ठु वा ।
न स्पृशत्येव यत्किञ्चित् पुरुषं तद्विलक्षणम् ॥५०५॥
न साक्षिणं साक्ष्यधर्माः संस्पृशन्ति विलक्षणम् ।
अविकारमुदासीनं गृहधर्माः प्रदीपवत् ॥५०६॥

(यद्वत्) उष्णं वा शीतं वा, सुष्ठु वा, दुष्ठु वा, छायया स्पृष्टं (सत्) तद्विलक्षणं पुरुषं यत्किञ्चित् न, स्पृशति एव, (तद्वत्) साक्ष्यधर्माः विलक्षणं साक्षिणं न स्पृशन्ति ।

જેમ ગરમ કે ઠંડું, સારું કે નરસું, છાયાને સ્પર્શે ત્યારે જેની એ છાયા હોય તે (છાયાથી ભિન્ન) વિલક્ષણ પુરુષને એની અસર થતી નથી, તેમ પદાર્થોના ધર્મો પદાર્થોથી વિલક્ષણ સાક્ષીસ્વરૂપ આત્માને સ્પર્શતા નથી, અર્થાત્ સાક્ષી એથી લેપાતો નથી.

[ અહીં પુસ્તકાન્તરમાં 'देहेन्द्रियमनोधर्मा नैवात्मानं स्पृशन्त्यहो।-દેહ, ઇન્દ્રિયો અને મનના ધર્મ આત્માને જરાયે સ્પર્શ કરતા નથી.' આ અધિક પંક્તિ પણ છે.]

साक्ष्यधर्माः—साक्ष्याणां=देहेन्द्रियादीनां धर्माः ।

खेर्यथा कर्मणि साक्षिभावो
वह्नेर्यथा वाऽयसि दाहकत्वम् ।
रज्जोर्यथाऽऽरोपितवस्तुसङ्ग-
स्तथैव कूटस्थचिदात्मनो मे ॥५०७॥

कर्मणि यथा रवेः साक्षिभावः, यथा वा अयसि वह्नेः दाहकत्वम्, रज्जोः यथा आरोपितवस्तुसङ्गः; कूटस्थचिदात्मनः मे तथा एव ।

પ્રાણીઓના કર્મોમાં જેમ સૂર્ય સાક્ષીમાત્ર હોય છે, જેમ લોઢામાં અગ્નિની દાહકતા છે, દોરડામાં જેવો આરોપિત સાપનો સંબંધ છે, તે જ રીતે કૂટસ્થ જ્ઞાનસ્વરૂપ મુજ–આત્માનો (દેહાદિમાં) સંબંધ છે. [મનુષ્ય સારાં નરસાં કર્મો કરે તેનો સૂર્ય સાક્ષી તો છે, સૂર્ય તે બધું જુવે છે, પરંતુ તે કર્મોથી સૂર્ય લેપાતો નથી, લોઢામાં અગ્નિ પ્રવેશે છે પણ લોઢાના મેલ વગેરેથી અગ્નિ લેપાતો નથી, દોરડામાં સાપ ભાસે તો છે, પરંતુ વાસ્તવમાં તેનો દોરડા સાથે સંબંધ હોતો નથી, તેમ દેહાદિમાં પ્રવિષ્ટ આત્મા દેહાદિના ગુણધર્મોથી અલિપ્ત–અસંગ રહે છે.]

आरोपित…सङ्गः– आरोपितस्य वस्तुनः सङ्गः, कूटस्थ…त्मनः– कूटस्था चित् एव आत्मा = स्वरूपं यस्य सः तस्य ।

कर्ताऽपि वा कारयिताऽपि नाऽहं
भोक्ताऽपि वा भोजयिताऽपि नाऽहम् ।
द्रष्टाऽपि वा दर्शयिताऽपि नाऽहं
सोऽहं स्वयञ्ज्योतिरनीदृगात्मा ॥५०८॥

अहं कर्ता अपि कारयिता अपि वा न, अहं भोक्ता अपि भोजयिता अपि वा न, अहं द्रष्टा अपि दर्शयिता अपि वा न, सः अहं अनीदृक् स्वयञ्ज्योतिः आत्मा (अस्मि) ।

હું ન કરનારો કે કરાવનારો છું, ન ભોગવનારો કે ભોગવાવનારો છું, ન દેખનારો કે દેખાડનારો છું, હું તો સૌથી વિલક્ષણ (નિરાળો) સ્વયંપ્રકાશ આત્મા છું.

अनीदृक् = न ईदृक्=कर्ता कारयितादि इति अनीदृक् ।

चलत्युपाधौ प्रतिबिम्बलौल्य-
मौपाधिकं मूढधियो नयन्ति ।
स्वबिम्बभूतं रविवद् विनिष्क्रियं
कर्ताऽस्मि भोक्ताऽस्मि हतोऽस्मि हेति ॥५०९॥

(यथा) उपाधौ चलति मूढधियः औपाधिकं प्रतिबिम्बलौल्यं स्वबिम्बभूतं नयन्ति, (तथा) रविवद् विनिष्क्रियं स्वबिम्बभूतं (आत्मानं) (अहं) कर्ता अस्मि, भोक्ता अस्मि, हा हतः अस्मि इति नयन्ति ।

જેમ (જળરૂપ) ઉપાધિ ચંચળ બનતાં, મંદમતિઓ એ ઉપાધિમાં પડેલા પ્રતિબિંબની ચંચળતાને બિંબરૂપ સૂર્યગત માની લે છે, તેમજ સૂર્યની જેમ નિષ્ક્રિય (અચળ) બિમ્બસ્વરૂપ આત્માને હું કર્તા છું, ભોક્તા છું, હાય ! હું મરી ગયો; આમ (બુદ્ધિ વગેરેમાં) આરોપ કરી માની લે છે.

[જળમાં સૂર્યનું પ્રતિબિંબ દેખાય છે તે વાસ્તવમાં મિથ્યા છે. જળ હાલતાં પ્રતિબિંબ હાલતું લાગે છે. ત્યારે મંદબુદ્ધિ મનુષ્ય પ્રતિબિંબને સૂર્ય માને છે ને સૂર્ય હાલે છે એમ કહે છે. આ જ રીતે બુદ્ધિમાં રહેલું આત્માનું પ્રતિબિંબ બુદ્ધિમાં વિકારો થતાં વિકૃત થાય છે. આ પ્રતિબિંબ જીવસ્વરૂપ ને મિથ્યા છે. આ મિથ્યાભૂત આરોપિત આત્માના સુખ-દુઃખ, કર્તૃત્વ-ભોક્તૃત્વ વગેરે વિકારોથી સત્યસ્વરૂપ સાક્ષી આત્મા વસ્તુતઃ લેપાતો નથી. બુદ્ધિગત આત્મપ્રતિબિંબને જ આત્મા માનવાની ભૂલથી જ સાચો 'હું'–આત્મા' વિકારી અને બદ્ધ લાગે છે. જેમ પ્રતિબિંબ મિથ્યા હોય છે તેમ આ જીવસ્વરૂપ પણ મિથ્યા છે, એવી પાકી સમજ થતાં બુદ્ધિથી પર અને બુદ્ધિવિકારોથી અસ્પૃષ્ટ સ્વસ્વરૂપ (આત્મસ્વરૂપ) પ્રગટ થાય છે, ત્યારે આત્મા સાક્ષી અસંગ અને સચ્ચિદાનંદરૂપ છે, એવો અનુભવ થાય છે.]

प्रति...लौल्यम्–प्रतिबिम्बस्य लौल्यम्, औपाधिकम्–उपाधिना जातम् औपाधिकम्, स्वबिम्बभूतम्–स्वम् एव बिम्बभूतः तम् ।

जले वाऽपि स्थले वाऽपि लुठत्वेष जडात्मक ।
नाऽहं विलिप्ये तद्धर्मैर्घटधर्मैर्नभो यथा ॥५१०॥

जडात्मक एष जले अपि वा, स्थले अपि वा लुठतु, यथा घटधर्मै नभ (तथा) अहं तद्धर्मै न विलिप्ये ।

આ જડ દેહ જલમાં કે સ્થલમાં ભલે ને પડયો રહે આકાશ જેમ (ઘડામાં રહેવા છતાં) ઘડાના ગુણધર્મોથી લેપાતુ નથી, તેમ હુ દેહના ધર્મોથી લેપાતો નથી

कर्तृत्वभोक्तृत्वखलत्वमत्तता-
जडत्वबद्धत्वविमुक्तताादय ।
बुद्धेर्विकल्पा न तु सन्ति वस्तुत
स्वस्मिन् परे ब्रह्मणि केवलेऽद्वये ॥५११॥

कर्तृत्व-भोक्तृत्व-खलत्व-मत्तता-जडत्व-बद्धत्व विमुक्तताादय बुद्धे विकल्पा, स्वस्मिन् केवले अद्वये परे ब्रह्मणि वस्तुत न तु सन्ति ।

કર્તાપણું, ભોક્તાપણુ, શઠતા, ઉન્મત્તપણું, જડતા, બદ્ધત્વ અને વિમુક્તપણું, આ બધી બુદ્ધિની કલ્પનાઓ છે સૌથી અસ્પૃષ્ટ અદ્વિતીય પરબ્રહ્મરૂપ મારામાં આ બધાં હરગીજ નથી

[કર્તૃત્વ ભોક્તૃત્વ વગેરે આત્મચૈતન્ય જેમાં પ્રતિબિંબિત થયુ છે એ બુદ્ધિના ધર્મો છે, આત્માના નથી બુદ્ધિ અને બુદ્ધિગત ધર્મો પણ અવિદ્યાથી અધ્યારોપિત અર્થાત્ મિથ્યા છે, એટલે એના સંસર્ગમા હોવા છતાં આત્માની અસંગતા મટાડી શકતા નથી અધિષ્ઠાનરૂપ વસ્તુના સંસર્ગમાં ભ્રાન્તિથી ભાસતી પ્રાતીતિક વસ્તુ અધિષ્ઠાનમાં કશી વિકૃતિ લાવી શકતી નથી આ વાત દોરડુ-સાપ અને છિપલી-રજતના દૃષ્ટાન્તથી સ્પષ્ટ થાય છે ]

सन्तु विकारा प्रकृतेर्दशधा शतधा सहस्रधा वाऽपि ।
किं मेऽसङ्गचितेस्तैर्न घन क्वचिदम्बरं स्पृशति ॥५१२॥

प्रकृते दशधा शतधा सहस्रधा वा अपि विकारा सन्तु, असङ्ग-चिते मे तै किम् ? न घन अम्बरं क्वचित् स्पृशति ।

